# અર્પણપત્ર.

**અખંડ પ્રૌઢ પ્રતાપ, ગૌબ્રાહ્મણ પ્રતિપાળ**
**શ્રીમંત મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડ સરકાર**
**સેનાખાસખેલ સમશેર બહાદુર.**

સી. એસ. આઇ., જી. સી. આઇ. ઇ.

**એમની હજુરમાં.**

આપ નામદારશ્રીએ ખાસ હજુરમા મને રાખી ઘણો લાંબો વખત મારાં કીર્તન અને વ્યાખ્યાનો સાંભળી, મારે માટે જે અપૂર્વ સંતોષ દર્શાવ્યો છે, તે માટે આપ નામદારશ્રીનો હું મહાન્ આભારી છું.

આ પુસ્તક આપશ્રીને સમર્પતા મ્હારે જણાવવાનું કે—

भवान् भीष्मप्रतिज्ञोऽसि प्रजानां हितवर्धने
अर्पयामि ह्यत स्तुभ्यं श्री भीष्मचरितं शुभम् ॥

પ્રજાના હિત કરવામાં, આપ નામદારશ્રી, ભીષ્મ પ્રતિજ્ઞા (દૃઢપ્રતિજ્ઞા) વાળા છો, તો તે ગુણોથી આકર્ષાઇ આ ભીષ્મચરિત્ર આપશ્રીને ચરણે અર્પણ કરું છું.

લી૦ આપશ્રીનો સદા આશ્રિત,

**पंडित दामोदर कानजी.**

ધર્મોપદેશક—વડોદરા રાજ્ય.

# નિવેદન. ( પ્રસ્તાવના )

પ્રસ્તાવનામાં પોતાનો હેતુ નિવેદન કરી, પુસ્તકની ટુંકી હકીકતનું ઘણા ખરા લેખકો દિગ્દર્શન કરે છે. અને તેને લીધે પ્રસ્તાવનાનો વિસ્તાર ઘણો વધે છે તો તેટલો વિસ્તાર વધવાના ભયથી ટુંકામાં હું નિવેદન કરૂં છું,

સં. ૧૯૬૧-સન. ૧૯૦૫ ની સાલમાં હું ઓનરેબલ શેઠ વ્રિજભુખણદાસ આત્મારામના ખાસ આગ્રહથી જ્ઞાન વિનોદ કરવા માટે લાનોલી ગયેલ ત્યારે અનેક જ્ઞાનની વાતો કરતાં ભીષ્મ ચરિત્રનો એક ભાગ સંભળાવ્યો. તેમાં પિતૃભકતી, એક બોલ, દ્રઢ નિશ્ચય અને સત્યતા વગેરેનું વર્ણન સાંભળી મને પુસ્તકના આકારમાં પ્રસિદ્ધ કરવા માટે ખાસ ભલામણ કરી. અને તે કામ જાતે શરૂ કરાવ્યું.

સમય પરત્વે કેટલીક અનિવાર્ય અગવડોથી તે મારાથી સંપૂર્ણ ન લખાયું. તેવામાં સં. ૧૯૭૧ સ. ૧૯૧૫ ની સાલમાં શ્રીયુત ઓનરેબલ રા. રા. ભાઇશ્રી લલ્લુભાઇ શામળદાસ સી. એસ આઈ. ના મારા પરની આંતરીક ઉત્તમ ભાવનાયુકત મહાન પ્રયાસથી અને વડોદરા શહેરમાં પ્રથમ પ્રસિદ્ધ કરનાર મારા મિત્ર સયાજીવિજયના અધિપતિ ડાકટર માણેકલાલભાઇની એક યોજનાને અંગે હું શ્રીમંત મહારાજા શ્રી. સયાજીરાવ ગાયકવાડ સરકાર શ્રી. ને મારૂં વ્યાખ્યાન અને કીર્તન સંભળાવવાને ભાગ્યશાળી બન્યો.

મારૂં વ્યાખ્યાન સાંભળ્યા પછી શ્રીમદ્ ભાગવતમાંથીજ મારી પાસે સાંભળવાની પોતે ઉત્કંઠા દર્શાવી અને હમેશાં સાંભળવાનું શરૂ કર્યું બરાબર લગભગ બે અઢી માસ કાયમ રાત્રીએ સાંભળવા માટે પોતે શ્રમ લીધો અને ત્યાર પછી મને પ્રવચન કરવા માટે પોતાની હજુરમાંજ નોકર રાખ્યો આ પ્રસંગે મને ફુરસદ વધારે મળી. કારણ રાત્રેજ જ્યારે હજુરશ્રી બોલાવે ત્યારે જવાનું.

આ અરસામાં ફુરસદનો લાભ લઇ જે ભીષ્મ ચરિત્ર અધુરૂં હતું તે લખવાને શરૂ કર્યું અને તેમાંથી કોઇ વખતે દૃષ્ટાંત રૂપે મહારાજાશ્રી પાસે પણ વિવેચન કરતાં તેઓશ્રીને પણ સારી રીતે ગમ્યું અને સંપૂર્ણ કરવા માટે આજ્ઞા કરી જેથી આટલે વર્ષે એક ભાગ લખી પ્રસિદ્ધ કરવાને ભાગ્યશાળી બન્યો છું. પિતાની ખાતર ચક્રવર્તી રાજ્યની દરકાર ન કરતાં જે મહાન સ્વાર્થનો ત્યાગ કર્યો છે, અને અખંડ બ્રહ્મચર્ય પાળવા માટે જે પોતાનું દૈવી. આત્મબળ સિદ્ધ કરી બતાવ્યું છે તે અને એવાંજ બીજાં

ભીષ્મના જીવનમાંથી બાળકો અને યુવાનો ને અત્યંત ઉપયોગી દ્રષ્ટાંતો અને પવિત્ર વર્તન આપણને મળી આવશે એવું ભાગ્યેજ બીજેથી મળશે.

આ પુસ્તકમાં પુરૂષને ઉપયોગી વિષય છે એટલુંજ નથી પણ સ્ત્રીઓ તથા બ્રાહ્મણ વગેરે તમામ જાતી, અર્થાત દરેક મનુષ્યને ઉપયોગી છે, એ તો નિર્વિવાદ છે, વ્યવહારને માટે તો શાંતીપર્વનો ભાગ અતિ ઉપયોગી છે. અને દરેક વ્યવહાર કર્તવ્ય માટે ઉંડી સમજણ પાડે છે. એટલુંજ નહિં પણ જેમ વ્યવહારને ઉપયોગી દ્રષ્ટાંતોથી અત્યંત રસમય છે તેવીજ રીતે ભકતીરસથી ભરપૂર છે. જેથી દૈવી અને લૌકીક બન્ને સાધનો પૂરાં પાડે છે. તો શાંતિપર્વના ઉપદેશના રહસ્યોથી જે ભરપૂર છે એવું આ પુસ્તક સર્વને ઉપયોગી થાય તેમાં આશ્ચર્ય નથી. અને વાર્તાના લેખકો જેમ મૂળ વાર્તાનો લોકરૂચીકર કરવા માટે ફેરફાર કરે છે, તેમ ધર્મરાજા ને ઉપદેશ કરવાના પ્રસંગમાં અન્ય સ્થળનાં દ્રષ્ટાંતો બહુ લોકોપયોગી અને રસીક લાગવાથી દાખલ કરેલ છે. અને અન્ય સ્થળે એટલે કે વ્યાસજીના માતુશ્રીને મહાભારતમાં જે ટુંકામાં દિવ્ય રૂપ આપેલ છે તેનો વિસ્તાર કરી વિશેષ સારૂં રૂપ આપવા મેં કોશીષ કરી છે અને તેમ ઘણે સ્થળે મૂળમાં છે તેમાંજ વિશેષ શબ્દ રચનાકરી મારી અલ્પબુદ્ધી પ્રમાણે દરેક પવિત્ર વ્યક્તિને વિષેશ આદર્શ રૂપ બતાવવા યત્ન કરેલ છે. આ પુસ્તની તમામ આવક એક ધાર્મિક સંસ્થામાં વાજવા મારી ધારણા છે. તે સંસ્થા એ કે, શ્રીમદ્ ભાગવત તથા બાળકૃષ્ણ લાલજીનું વૈષ્ણવ સંપ્રદાય પ્રમાણે મંદિર કરવું. ધર્માદા દવાખાનું અને આરોગ્યભવન ( સેનીટેરીયમ ) કરવું. અને જેમ જેમ દ્રવ્યની સગવડ વિશેષ થાય તેમ અન્નક્ષેત્ર વિદ્યાર્થીભવન વગેરે સંસ્થાઓ કરવી એવી ધારણા છે. પ્રભુ કૃપા થાય તો આવા પવિત્ર ઉદ્દેશ માટે સર્વ સદ્દગુણીના હૃદયમાં વસે. અને પહેલી આવૃત્તી ખપી જાય, અને બીજી આવૃત્તી પ્રગટ કરવાનો પ્રસંગ આવે તથા બીજો ભાગ પ્રગટ કરવાનો જલ્દી પ્રસંગ આવે તો સર્વ વસ્તુ બનવાને કશો વિલંબ નથી એમ હું માનું છું.

પુસ્તક છાપવા માટે મારા મિત્ર શ્રી સયાજીવિજય પ્રેસના માલેકભાઇ માણેકલાલે મને અનેક પ્રકારની મદદ કરી છે, તે માટે હું તેમનો ઋણીછું.

આ પુસ્તકનાં પ્રૂફ ઘણી વ્યવસાઇને લીધે મારાથી તપાસવાનું બન્યું નથી. તેથી તે કામ વે. શા. સં. શાસ્ત્રી જદુરામજીએ કાળજીપૂર્વક કર્યું હોવાથી આ સ્થળે તેમનો ઉપકાર માનું છું. છતાં પણ જે કાંઇ ભૂલો રહી ગઇ છે, જે માટે વાંચકવૃંદની ક્ષમા યાચું છું.

**શાસ્રી દામોદર કાનજી.**

શ્રી. મહારાજા સાહેબનો કૃપાપાત્ર.

# અનુક્રમણિકા.

श्री कृष्णना परमभक्त

# ॥ श्री भीष्मचारित्र. ॥

## પ્રકરણ ૧ લું.

### મહાભીષ.

ઇક્ષ્વાકુ વંશમાં મહાન પરાક્રમી, ધર્મપ્રવર્તક, સદ્ગુણ-સંપન્ન અનેક સત્ કર્મ પરાયણ મહાભીષ નામના રાજા હતા. તે અનેક યજ્ઞો કરી દેવતાઓને પ્રસન્ન કરી આત્મવિદ્યાના બળથી સ્વદેહે સ્વર્ગાદિ લોકમાં જવાને અધિકારી થયા હતા.

બ્રહ્મલોકમાં એક સમયે સર્વે દેવતાઓ, ઋષિઓ અને નારદ આદિ મુનિઓ બિરાજેલા હતા. મુખ્ય આસન ઉપર શ્રી બ્રહ્માજી બિરાજેલા હતા. તે સભામાં ગંગાજી આદિ નદીઓ પણ સ્ત્રીનો દેહ ધારણ કરી આવેલી હતી. વાર્તા વિનોદ થતો હતો.

મહાન તપોબળથી સર્વ સ્થળે જવાની શક્તિ જેને મળેલી છે એવા મહાભીષ રાજા પણ આ દિવ્ય સભામાં પધાર્યા.

ઉત્તમ સ્થળ અને મહાત્માઓનાં દર્શન, એ બેશક ઉત્તમ પદનાં સાધન રૂપ છે પણ ઉત્તમ અંતઃકરણ હોય તોજ; પરંતુ મલિન હૃદયવાળા અને વાસનાથી ભરેલા મનુષ્યો ગમે તેટલો પ્રભુમાં ભાવ રાખે, ગમે તેટલી વખત તીર્થ સ્થળે જાય, પવિત્ર થાય, ઘણા મહાત્માઓનાં દર્શન કરે અને સ્વદેહે સ્વર્ગ કે બ્રહ્મલોક કે જ્યાં મહાપુણ્યવાન જીવજ હોય તે સ્થળે જાય તો પણ છેવટ તેવાઓનો તો અધઃપાતજ છે. દેહને અનેક કષ્ટ આપી, સંકટો વેઠી તથા

લાખો કરોડો દ્રવ્ય ખરચીને જે ઉત્તમ પદ તેમણે મેળવેલ હોય તે પદના અધિકારી હોવા છતાં પણ તેઓથી ત્યાં રહેવાતું નથી. સહેજવારમાં સઘળું મનનાં દુષણથી ઉંધું વળે છે.

મહાભીષ રાજાનું તે પ્રમાણે થયું. બ્રહ્મલોકમાં આવી મહાત્માઓ અને મુનિઓનાં દર્શન કરવાને જો ઉત્સુક બન્યા હતતો તેના દર્શનોથી એથી પણ મહાન લોક ( વિષ્ણુલોક ) મેળવવાના અધિકારી બન્યા હત.

न ह्यम्मयानि तीर्थानि न देवा मृच्छिलामयाः।
ते पुनंत्युरुकालेन दर्शनादेव साधवः ॥

જલમય તીર્થસ્થળ, અને મૃત્તિકા તથા પત્થર વગેરે ધાતુની દેવોની મૂર્ત્તિનાં દર્શન લાંબે કાળે કલ્યાણ કરે છે પણ સાધુ મહાત્માઓ દર્શનથીજ કલ્યાણ કરે છે.

પરંતુ મહાભીષ રાજાએ મહાન લોકમાં આવી પોતાના મનની મલિનતાને લીધે તેથી વિપરીત કર્યું.

કોઈ મહાત્માઓ તરફ દૃષ્ટિ કરવાને બદલે સભામાં સ્ત્રીવેશ ધારણ કરી બેઠેલી નદીઓ તરફ જોવા લાગ્યો અને દિવ્ય રૂપવાળાં ગંગાજીના રૂપમાં મોહ પામ્યો. ગંગાનાં અકસ્માત અવ્યવસ્થિત થયેલાં વસ્ત્રોથી વધારે વિકળ બન્યો. દિવ્ય સભામાં મતિ મલિન થઈ.

( નાથ કૈસે ગજકો બંધ, એ રાગ. )

કનક કામિનીથી નથી કોણ મો'યા
દેવ દાનવ માનવ જોયા. કનક૦
વિદ્યા વિનય વિવેક ભરેલા, ભવસાગરમાં જોયા;
કાંચન ને કામિનીને કાજે, રણવગડે જઇ રોયા. કનક૦
રાત દિવસ જપ તપથી જેણે, અંતરના મેલ ધોયા;
તેવાએ અંજાઈ જઈને, લોક અલૌકિક ખોયા. કન૦

મહાભીષે જે બ્રહ્માની સભામાં આવીને તેની કૃપા મેળવવાની આકાંક્ષા રાખી હતી, તેને બદલે પોતાના જ અપરાધથી તેણે બ્રહ્માની ઇતરાજી મેળવી. કયે ઠેકાણે જઇ શું કરૂં છું, એ ભાન ભૂલ્યા. બ્રહ્માની મર્યાદા ન રાખી શકયા.

બ્રહ્માજીનો ક્રોધ વધ્યો અને ધર્મસ્થાનમાં આવી ધર્મ નીતિથી વિરૂદ્ધ બનેલા રાજાને તેણે કરેલા કર્મનો બદલો આપવાને તૈયાર થયા.

મહાભીષ રાજા ! વાસનાનો ત્યાગ કરી, મહા સંકટો વેઠી લાખો દ્રવ્ય ખરચી અને ઉત્તમ કર્મ કરી ઉત્તમ પદ મેળવનાર તારા જેવાએ બ્રહ્મસદનમાં આવી પાછું વાસનામય બનવું એ શું યોગ્ય છે ? આ સ્થળ વાસનામય બનનારને માટે નથી પણ સત્પુરૂષોનાં દર્શન કરી વિશેષ ઉત્તમ પદ મેળવવાની ઇચ્છાવાળાનેજ યોગ્ય છે.

વાસનામય બનવા માટે તો ઉત્તમ સ્થળ મૃત્યુલોક છે, માટે હજી તમારી વાસના અધુરી રહી હોય એમ લાગે છે તો તે પૂરી કરવા માટે પાછા તેજ ( મૃત્યુલોક ) માં જાઓ.

અપકવ યોગિને વાસનારૂપ અગ્નિમાં હોમી પુનઃ પકવ કરવાની જરૂર છે. જે ગંગાજી તરફ તમારી વાસનામય દૃષ્ટિ છે તે ગંગાજી જો કે શીતળ છે ખરાં પણ તે માતૃભાવ રાખનારની તરફ પણ તમોએ તો વાસનામય નજર કરી, તેથી તે પત્નીરૂપે તમારે ત્યાં વસતાં તમોને અગ્નિ સમાન ઉગ્ર ભાસશે. તથાપિ તેની સાથે જોડાતાં તમને જે અગ્નિ (કલેશ) પ્રાપ્ત થશે તે તમારા પાપને[1] બળવાના સાધન રૂપ થશે; અર્થાત્ ગંગાનો સ્પર્શ પાપ હરનાર છે એવું શાસ્ત્રવાકય તો બરાબર સિદ્ધ થશે, માત્ર અન્યને શીતલતા અર્પી પાપ હરે છે ત્યારે તમને અંતરમાં દુઃખ કરી તે દ્વારા તમારૂં પાપ ધોઇ પોતાનું કાર્ય શ્રી ગંગાજી સિદ્ધ કરશે. મહાભીષ રાજા ! તમને ખેદ તો થશેજ; આવે ઉત્તમ સ્થળે આવી અધઃપાત થશે એવું જરા પણ તમોએ ધાર્યું નજ હોય સર્વે સુખની ધારણા કરે છે પણ દુઃખની કોઇ ધારણા કરતું જ નથી. માત્ર ભૂલથી દુઃખના કારણનો ઉદ્ભવ થઇ જાય છે, અને તે દુઃખ આવી પડે છે. ત્યારે પોતાની ભૂલનું ભાન થાય છે.

દૈવી નિર્માણ અલૌકિક છે. તમને તમારા વિપરીત દૈવે ભૂલાવ્યા, માત્ર ભ્રષ્ટ કર્યા અને તેને પરિણામે સ્થાન ભ્રષ્ટ થયા. છતાં એટલું

---

૧ બ્રહ્માની સભામા કરેલ કપટમય દૃષ્ટિજન્ય પાપ

દૈવ અનુકૂલ છે કે જેની તરફ તમોએ મલિન નજર કરી તમો ભાન ભૂલ્યા છો તે ગંગાજી સજ્જન છે, પતિતપાવની છે, પોતાનો અધઃપાત સહન કરી પૃથ્વીમાં પધારી જેણે સ્વાર્થત્યાગવૃત્તિ સિદ્ધ કરી જગતનું કલ્યાણ કર્યું છે, તે ગંગા અર્થાત્ એવા પવિત્ર જગત-માતા તમારાં પત્ની થશે જેથી તેનો સમાગમ તમને થશે.

पंडितोऽपि वरं शत्रुर्न मूर्खो हितकारकः ।

મૂર્ખ મિત્ર હોય તેના કરતાં પંડિત-જે મહાવિદ્વાન શત્રુ હોય તો તે સારો. જાઓ જે ગંગા તરફ તમે મલિન દૃષ્ટિ કરી તે ગંગાજીનો પત્નીરૂપે સમાગમ કરી તેનાથી ભોગવાતાં કષ્ટને સહન કરી તે કષ્ટદ્વારા પાપક્ષાલન કરી શુદ્ધ બની પછી બ્રહ્મલોકમાં આવો. હવે તમો આંહીં ઉભા રહેવાના પણ અધિકારી રહ્યા નથી. કેટલીક વખતે નરતામાંથી સારૂં બને છે, તેમ તમારામાં પણ થયું છે. એટલે ઉંડી નજર કરી જોતાં શ્રી વિષ્ણુ પરમાત્માના ચરણજળથી પ્રકટ થયેલાં ગંગાજીનો જે તમને સમાગમ થશે. તે માતા પોતે વિષ્ણુપદા છે માટે તમને વિષ્ણુપદ સહેલાઇથી મેળવી આપવામાં સાધનભૂત થશે એ મોટો લાભ ! માટે ખિન્ન ન થતા.

મહાભીષ રાજાને એ પ્રમાણે કહી ગંગા તરફ દૃષ્ટિ કરી બ્રહ્માજી નમ્ર બનેલાં ગંગાજીને કહેવા લાગ્યા. ગંગાજી ! તમારા ગુણો જગજાહેર છે. પરોપકારાર્થ અર્થાત્ જગતનું કલ્યાણ કરવાને માટે જેમ અનેક સંકટો વેઠો છો તેવીજ રીતે તમારી તરફ મલિન દૃષ્ટિ કરનાર આ રાજાનું પણ પરિણામે તો તમો કલ્યાણજ કરશો એવી મને ખાત્રી છે.

साधवः सर्वोपरीपु च खलेषु च सानुकंपाः ।

સત્પુરૂષો તમામ ( સજ્જન હોય કે દુર્જન હોય ) ઉપર દયા કરે છે. બેશક આ પ્રસંગમાં તમારે તો ઘણું કષ્ટ વેઠવાનું છે. આ રાજાને ત્યાં, મારી આજ્ઞાથી પત્નીરૂપે વસવાનું છે અને તેમને કષ્ટ આપી તેમનાં પાપ ધોવાનું મહાન કર્તવ્ય તમારે શિર છે; પરંતુ તે સઘળું તમારા પરોપકારી સ્વભાવને તો ઇષ્ટજ છે; માટે

પધારો અને દૈવી કાર્ય સાધો. ઈશ્વરીનિર્માણ સિવાય કોઇ કામ બનતું નથી. તે ન્યાયે આ પ્રસંગ કયા હેતુસર બન્યો હશે તે પરમાત્મા પરબ્રહ્મ શ્રી વિષ્ણુ જાણે !

यस्यांतं न विदुः सुरासुरगणाः देवाय तस्मै नमः ॥

બ્રહ્મા આદિ દેવતાઓ અને અન્ય દાનવો કોઇ પણ જેના પારને પામ્યા નથી તે દેવને નમસ્કાર હો.

જે સ્થિતિ કદિ પણ તમારી ન થયેલ તે પત્નીભાવે રાજાના ઘરમાં તમારે રહેવાનું, તમારા શીતળ સ્વભાવથી વિરૂદ્ધ ઉષ્ણભાવ ( ક્રોધ ) વગેરે ધારણ કરવાની તમોને ફરજ પડવી, અને કોઇને શાંતિ આપવાને બદલે તમારે કલેશ આપનાર બનવું વગેરે અલૌકિક તમારી વર્તણુક કરાવવાનો જે સમય પ્રાપ્ત થયો તેમાં પણ દૈવી નિર્માણ શું હશે તે પ્રભુ જાણે !

બિગરી કોણ સુધારે નાથ બિન બિગરી કોણ સુધારે રે૦ બગડેલી બાજી પ્રભુ સુધારનાર છે માટે મારૂં, તમારૂં, આ રાજાનું અને સર્વનું પરિણામે પરમાત્મા વિષ્ણુ કલ્યાણ કરો.

---

## પ્રકરણ ૨ જું.

### ગંગા અને આઠ વસુઓ.

બ્રહ્માજીની અજ્ઞાનુસાર ગંગાજી મૂર્તિરૂપે પૃથ્વી ઉપર આવવા લાગ્યાં. ત્યાં રસ્તામાં તેજહીન થયેલા વસુ નામના આઠ દેવતાઓ તેમને મળ્યા. પ્રણામ કરી આંખમાંથી આંસુની ધારા વહન કરતા, થર થર ધ્રુજતા નમ્રવદને, નમ્રવચને બે હાથ જોડી ભગવતી ગંગાને સવિનય કહેવા લાગ્યા. માતાજી ! આપને નમન કરીએ છીએ. दर्शनात् पापहारिणी એવું જે શાસ્ત્રવાકય, આપના સ્વભાવને માટે છે તે પરથી અમો સંપૂર્ણ આશા રાખીએ

છીએ કે કોઇ પૂર્વના મહાન પુણ્યથી આપનું આગમન અને અમારા દુઃખને સમયે આપનાં દર્શન થયાં. અમને હવે ખાત્રી છે કે હવે અમે 'બ્રહ્મદંડમાંથી છુટશું'. આપ અમારૂં શ્રેય કરશો જ. શરણાગતનું કલ્યાણ કરવું એ પણ આપનો સ્વભાવ છે જેથી અમે આપના ચરણમાં નમન કરી અમારી ²જનની થાઓ એવી પ્રાર્થના કરીએ છીએ.

આશ્ચર્યપૂર્વક શ્રી ગંગાજી બોલ્યાં,કોણ તમે વસુ દેવતાઓ ! આટલો બધો સ્વરૂપમાં ફેરફાર ! પ્રથમ તો બરાબર ઓળખાયા પણ નહિ, તમે તો મહા પ્રતાપી અને પુણ્યવાન છો છતાં આટલા તેજહીન કેમ ? તમારા શરીરની શકિત પણ ક્ષીણ થયેલી માલમ પડે છે. મુખેથી પૂરો ઉચ્ચાર પણ કરી શકતા નથી અંગમાંથી કંપારી છુટે છે, વારંવાર વ્યાકૂળ અને વિહ્વળ બનો છો. બેભાન બની ગયા છો, આ દશા તમારી જોઇ મને બહુ આશ્ચર્ય લાગે છે. શા માટે ગભરાઇને રડો છો ? શાંત થાઓ. તમારાં જે દુઃખો હશે તે બનતા પ્રયાસે હું મટાડીશ. તમારે મનુષ્ય થવાનું કારણ શું કે જેથી મને જનની થવાનું કહો છો ?

વસુઓ બોલ્યા : અમોને એટલો ગભરાટ થાય છે કે જેથી અમારો અપરાધ અમો જણાવી શકતા નથી. એટલી પરસ્પર વાતો થાય છે, તેવામાં તે સ્થળે પ્રકાશ થવા લાગ્યો.

चयस्त्विषामित्यवधारितं पुरा ।
ततः शरीरीति विभावितकृतिः ॥
क्रमादमुं नारद इत्यबोधि

माघ काव्य.

પ્રકાશ વધવા લાગ્યો ત્યારે કોઇ દેહ ધારણ કરી પ્રકાશિત દેવ પધારે છે એમ ધાર્યું. છેક પાસે આવતાં ગાયનનો નાદ અને વીણા ( તંબુર ) નો રણકાર કાને અથડાયો; તે પરથી નારદજી પધારે છે એમ ખાત્રી થઇ. ગંગાજી અને આઠ વસુઓ શાંત થઇ

૧ બ્રાહ્મણના કરેલા અપરાધજન્મ પાપ. ૨ જન્મ આપનાર માતા.

એ હાથ જોડી નમન કરતા બાજુપર ઉભા રહ્યા, નારદજી સંપૂર્ણ ભક્તિના આવેશમાં ભજન ગાવા લાગ્યા.

તુંહિ શ્યામ તુંહી શ્યામ તુંહીરે.
હું તો નિરખું તુજને ઠામ ઠામ બસ તુહીરે શ્યામ.
તુંહિરે શ્યામ તુંહીં. તુંહી.
મનમાં જોયું બાહીર જોયું, જોયું સકળ સંસાર;
આ બ્રહ્માંડની માયા જોઇ વળી, પણ નહિ પામું પાર.
સઘળે જ્યોતિ તારીરે, હું તો નિરખું તુજને ઠામ ઠામ–બસ.
આ તનનો રંગ મહેલ બનાવ્યો, માંહી ભર્યો દરબાર;
અનહદ વાંજા વાગી રહ્યાં, તેમાં જીવ રમે એક તાર,
ચમકે જ્યોતિ તારીરે–હું તો નિરખું તુજને ઠામ ઠામ.
કૃષ્ણ હે કૃષ્ણ–
તારો આન તારો એક આશરો તિહારો પ્રભુ
કેઉ કછુ ધાયો મેં તો ધાયો ગિરધારીકો—

## મલ્હાર.

ઓ નટવર નાથ તમારો, કર પકડો આપ અમારો.
ભવસાગર છે અતિશય ભારી, તેમાં આશા એક તમારી,
અન્ય ધણી નથી ધાર્યો, ઓ નટવર નાથ તમારો.

ભજન પુરૂં થઇ રહ્યું–નારદજી શાંત થયા આંખ ઉઘાડી ગંગાજીનાં દર્શન કર્યાં. અહો માતાજી ! જય ગંગે આપના દર્શનથી કૃતાર્થ થયો.

ગંગાજી નારદજીના ચરણમાં પડયાં. તથા વસુઓ પણ દંડવત પ્રણામ કરી ઉભા રહ્યા. અહો નારદજી ! બહુ સારૂં થયું. આપનાં દર્શનથી હું નિર્મળ થઇ—શી આજ્ઞા છે ? નારદજી કહેવા લાગ્યા--માતાજી ! આ આઠ વસુઓ આપને શરણે આવ્યા છે—તેનું કલ્યાણ કરવાનું તમારા હાથમાં છે, માટે તેનું કલ્યાણ કરો. તેમની માતા બની તેને પાપમાંથી છોડાવો— તેમણે મહાઘોર કે જે દેવોને ન છાજે તેવું પાપ કર્યું છે.

શું પાપ કર્યું તે આપ જણાવશો, આતુર થઇ ગંગાજીએ પૂછયું.—

નારદજી કહેવા લાગ્યા.—માતાજી ! દૈવી નિર્માણ સિવાય તો કાંઇ બનતું નથી.

અરે તું શાને ચિંતા કરે, કૃષ્ણને કરવું હોય તે કરે.
દોરી સહુની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે;
ધણીનો ધાર્યો મનસુબો, હર બ્રહ્માથી નહિ ફરે. કૃષ્ણને૦

તે પ્રમાણે આ વસુઓની મતિ ભ્રષ્ટ થઇ અને તે અતિભ્રષ્ટ કામ કરવામાં પ્રેરાયા, તેમાં પણ ઇશ્વરી કાંઇક અલૌકીક નિર્માણ હોવું જોઇએ.

વરૂણના પુત્ર વસિષ્ઠ કે જેનું બીજું નામ આપવ છે, તે મહાન ઋષિનો અને કામદુધાની પુત્રી નંદિની ગાયનો, આમ ગૌ અને બ્રાહ્મણ બન્નેના પ્રતિપાળ થઇ તેનાજ મહાન અપરાધી આ વસુઓ બન્યા છે અને ઋષિને કોપાવ્યા છે તેથીજ એને પૃથ્વીમાં અવતરવાની જરૂર પડી.

उष्णत्वमग्न्यातपसंप्रयोगात् शैत्यं हि यत्सा प्रकृतिर्जलस्य ।

"શીતલતા એ જળની કુદરતી પ્રકૃતિ છે. છતાં અગ્નિ અને સૂર્યના તાપને સંગે તે પણ ગરમ બને છે-તેમ મહાત્માઓ કુદરતે શીતળ હોય છે પરંતુ અન્યના મહાન અપરાધજન્ય" અગ્નિના સંયોગે ઉષ્ણ ( ક્રોધાયમાન ) બનવાની તેને ફરજ પડે છે અર્થાત્ તેવાઓનો ક્રોધ પણ પરિણામે કલ્યાણકર હોય છે.

આ આઠ વસુઓ પોતપોતાની સ્ત્રી સાથે પૃથ્વીની શોભા જોવાને મેરૂ પર્વતની સમીપે જ્યાં વસિષ્ઠનો આશ્રમ છે ત્યાં આવ્યા. તો આશ્રમ પાસે એક ગાયને જોઇ. આ દ્યો નામના વસુની સ્ત્રી પોતાના પતિને કહેવા લાગી કે આ કામદુધા આંહીં કયાંથી ? દ્યો વસુએ પોતાની સ્ત્રીને કહ્યુ કે-એ કામદુધા નથી પણ એની પુત્રી નંદિની છે, તે પણ કામદુધા જેવીજ પ્રતાપી છે. આ આશ્રમમાં તપ કરનારા મહાપ્રતાપી વસિષ્ઠ ઋષિને માતા કામદુધાએ તેના

તપથી પ્રસન્ન થઈને પોતાની પુત્રી એમને સોંપી છે. એનું દુધ ખાનાર મનુષ્યો દેવના સમાન અમર લાંબી—આયુષ્યવાળા બને છે અને કાયમ અજર (જુવાન) રહે છે.

નંદિની ગાયના આવા ગુણ સાંભળી તે સ્ત્રી પોતાના પતિને દ્યો વસુને કહેવા લાગી કે કૃપાનાથ ? જો એ ગાયના દુધના એવા ગુણ હોય તો મારી વિનંતિ છે કે આ પૃથ્વીમાં એક ઉષીનર નામના રાજા છે તેની જીતવતી નામની કન્યા છે, તે મારી સખી છે. મારી-પર બહુ પ્રેમ રાખે છે. ઘણી સ્વરૂપવાન છે. તેને જોતાં મને વારંવાર એમ થાય છે કે અમારી વહાલી સખી આવી ને આવી સ્વરૂપવાન કાયમ રહે તો સારૂં. પણ હવે કાળે કરીને તેનું શરીર ક્ષીણ થવા આવ્યું છે તેથી મને બહુ ચિંતા થઈ પડી છે માટે તેવું સ્વરૂપ તેનું રાખવા માટે આ ગાય તેને સોંપાય તો સારૂં.

વસુએ કહ્યું કે એક ઋષિની ગાય તેની રજા વિના બીજાને કેમ અપાય અને હમેશા યજ્ઞ વિગેરે કાર્ય માટે એ ગાય આંહીં બહુ ઉપયોગી છે માટે તે ઋષિ કર્તવ્ય બંધ કેમ કરાય ! પરાણે લઈ જતાં ઋષિ કોપે તો શું કરવું.

સ્ત્રી બોલી. તમે બધા વસુઓ બળવાન છો છતા નાદાન કેમ બનો છો ? એ મોટા ઋષિ તમને શું કરી શકવાના હતા ગમે તેવા પણ તે માણસ જાત છે ને તમો તો દેવ છો, માટે તમને કાંઈ ન કરી શકે. માટે ગમે તેમ કરી એ ગાયને પરાણે લ્યો અને મારી સખીનું કામ સિદ્ધ કરો.

कामांधो नैव पश्यति ।

કામાંધ બની સ્ત્રીને આધીન બનેલને સારા નરસાનું ( શુભ અશુભનું ) કર્તવ્યાકર્તવ્યનું કે કશાનું ભાન રહેતું નથી. રાત્રિ ને દિવસ સર્વસ્વનો સ્ત્રીમા સમાવેશ જુવે છે. સ્ત્રીમય સૃષ્ટિ જુવે છે. તેનું વાક્ય એજ વેદવાક્ય. તેમની આજ્ઞા એ દેવની આજ્ઞા. અર્થાત્ કામદેવનું મહાન આયુધ એજ હોવાથી તેનેજ પ્રત્યક્ષ કામદેવ અર્થાત્ પ્રત્યક્ષ મૂર્તિમય દેવ ગણી તેની આજ્ઞા શીર ચડાવે છે.

મહા તેજસ્વી સૂકાં પાંદડાં અને પવનનો આહાર કરનારા મુનિઓની પણ સ્ત્રીવશ થતાં આ સ્થિતિ થાય છે અને શંકર ને બ્રહ્મા જેવા પણ ભાન ભૂલે છે ત્યારે બીચારા વસુદેવતાઓ સ્ત્રીને તાબે થાય તેમાં શી નવાઇ ! તે ઘો નામના વસુએ પોતાની સ્ત્રીનું વચન વેદવાકય ગણી સ્વીકાર્યું.–ભાન ભૂલ્યા. ન્યાયથી ભ્રષ્ટ થયા. પરાયી વસ્તુ તેના માલેકના કહેવા વિના ઉઠાવવી એ અધર્મ છે તે સમજ્યા છતાં જે ગાય નંદિનીને ઉઠાવવી છે તે ગાય કયી જાતીની છે અને હાલ કોને આશ્રયે છે તે સમજ્યા નહિ. મૃત્યુલોકના મનુષ્યો કરતાં પોતાનું બળ દેવ હોવાથી અધિક છે જેથી મનુષ્યો અમારી આગળ શું કરી શકવાના હતા !? તેની કયી સત્તા !? આમ દેવ તરીકે સ્વાત્માભિમાન પ્રગટ થયું.

ભૈરવી.

અભિમાન ધરે શા માટે,
જાવુ છે વસમી વાટે રે. અભિમાન.
મૂરખ મોટો ગુમાન કરે તે,
એમ કદિ નહિં. ખાટે રે. અભિમાન.
કેશવ.

અભિમાની મનુષ્ય પોતાનું બળ અને પોતાનું તેજ સર્વથી અધિક જ માને છે. અને તેજ કારણથી પોતે નીતિમાન હોવા છતાં અનીતિમા પ્રેરાય છે. આ સ્થળે તો અભિમાન અને સ્ત્રીવશ ભાવ; એ બન્ને વસ્તુએ તે દેવોના મનમા પ્રવેશ કરેલો. એ દરેક શરીરમાં જ્યારે ધર્મના અંકુરો ફુટે છે ત્યારે સદ્દગુણ, ન્યાય, નીતિ અને વિવેક વગેરે તે ફળોથી તેના વૃક્ષ છવાય છે, અને જ્યારે શરીરમાં અધર્મના અંકુરો સ્ફુરે છે ત્યારે અનીતિ અન્યાય ઇર્ષ્યા, દ્વેષ, કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે અધર્મ ફળોથી તે વૃક્ષ છવાય છે.

અન્યાય પૂર્વક કામવાસનાદ્વારા સ્ત્રીને તાબે થયેલા તે ઘો નામના વસુ દેવતાના શરીરમાં પણ અધર્મ વૃક્ષના અંકુરો સ્ફુર્યા તેનું વૃક્ષ થયું. અને તેને પરિણામે મહા અધર્મ કરવા રૂપ ગૌહર ફરવામાં તત્પર થયા. પોતે સ્ત્રીવશ ગઇ ભાન ભૂલ્યા અને બીજા

સાતેય વસુઓના ભાન ભૂલાવ્યાં. સહુને તે કામમાં મદદ કરવાને પ્રેર્યા. વનમાં ઘાસ ચરવાને ફરતા નંદિની ગાયને લઇને પોતાની સ્ત્રીના કહેવા પ્રમાણે જીતવતી કન્યાનું પ્રીય કરવા માટે તેની પાસે જવા લાગ્યા. જે ઋષિને તાબે એ ગાય છે તેનું તપોબળ અમારાથી અધિક હોવાથી અમોને શાપ આપશે એવુ ભાન તો ક્યાથી આવે! અમોને તો એવો આભાસ થાય છે કે વસુ જેવા વિદ્વાન દેવો અધર્મમા પ્રેરાય, અને જેણે ગાયનું અને ઋષિ મુનિઓનું રક્ષણ કરવું જોઇએ તેજ પોતાનું કર્તવ્ય ભૂલી જઇ સ્ત્રીવશ થઇ રાક્ષસી કર્મ કરવાને તૈયાર થાય, તેનો હેતુ માત્ર એ કે,

મન તુ શાને ચીંતા કરે, કૃષ્ણને કરવુ હોય તે કરે.
તું અંતર ઉદ્વેગ કરે, તેથી કારજ શું સરે;
ધણીનો ધાર્યો મનસુબો, હર બ્રહ્માથી નહિ ફરે  કૃષ્ણ.
દયારામ.

ઇશ્વરની શું ઇચ્છા હશે તે કોઇને જણાતું નથી, પણ એટલું તો ખરૂં કે દેવતાઓ અપરાધી બને છે ત્યારેજ પૃથ્વીમાં આવે છે અને તેઓ પૃથ્વીમાં આવે છે તેમાં બેશક તેઓનો જોકે અધઃપાત થયો; એ સંકટરૂપ છે છતા પૃથ્વીતળના માનવોને તો કલ્યાણપ્રદ છે. અનેક પોતાનાં સદ્વર્તનથી જગતને ન્યાયને રસ્તે દોરે છે પ્રસ્તુતઃ વિષયમા પણ જે આ દેવી નિર્માણ થયું, તે જગત કલ્યાણાર્થેજ. વૃદ્ધ વસિષ્ઠ ઋષિ આ વખને તો જંગલમાં ફળ ફૂલ લેવાને પધાર્યા હતા. નહિતો જ્યા સુધી તેમની હાજરી હોય ત્યા સુધી તેમના તપનો એવો પ્રતાપ હતો કે કદી ઇન્દ્રદેવ આવે તો પણ તેને કે ગાયને પરાભવ ન કરી શકે.

ફળ ફૂલ લઇને પધારતા જંગલમાં પોતાની નંદિની ગાય ન જોતા જંગલ દૂર ચરવા ગયેલ હશે આમ અનુમાન કરી ચારે તરફ ખોળવા લાગ્યા; પણ પત્તો ન લાગતા પોતાની પર્ણકુટીમાં આવી સ્વસ્થ બની અંત શ્વાસવાળી પ્રાણાયામ શક્તિ ( મેસમેરીઝમ ) દ્વારા ગાયની તપાસ કરતાં પોતાને સ્ત્રીવશ થયેલા વસુઓ

ગાંયને લઇ જાય છે એમ જણાયું. પોતે શાંત છતાં સક્રોધ થયા. મહાત્માઓ ક્રોધાવિષ્ઠ થાય છે અને ક્રોધાગ્નિ પ્રગટ કરે છે તે અન્યના પાપ બાળવા માટેજ. પાપઅને તે રીતિથી અન્યનો કલ્યાણ કારકજ તે ક્રોધ થઇ પડે છે.

નઠારી વસ્તુ પણ સમય પરત્વે લાભ આપે છે. સોમલ, અફીણ, વગેરે ઝેરી વસ્તુઓ (નુકસાન) નાશકારક છતાં સારા વૈદ્યને હાથે યોગ્ય દરદ પરત્વે લેતાં શ્વાસ જેવા નાશકારક દરદોમાંથી ઉલટી બચાવનાર થઇ પડે છે. છતાં મૂર્ખહાથે લેવાતાં–વિપરીત પરીણામ આવે છે. તેમજ ક્રોધ–લોભ–વગેરે વિષ સમાન છે, નુકશાનકારક છે છતાં સારા વૈદ્ય રૂપ મહર્ષિઓદ્વારા પ્રગટ થયેલ તેજ ક્રોધ પોતાના અપકર્તવ્ય રૂપ રોગથી નષ્ટ થવાને તૈયાર થયેલ વસુદેવતા જેવા દરદીઓને લાભકર્તા થઇ પડે છે.

ઋષિએ શ્રાપ આપ્યો કે મારી રજા વિના પાપિષ્ઠ રાક્ષસી ઘોર કર્તવ્ય રૂપ ગાય હરણ કરનાર એ આઠ વસુઓ સ્વર્ગમાં રહેવાને લાયક નથી પણ પૃથ્વીમાં પડવાને લાયક છે.

બ્રહ્મદંડ રૂપ ઉષ્ણ નિશ્વાસ પવનદ્વારા ઘોર કર્મ કરનારા વસુઓના શરીરમાં અથડાયો કે તર્તજ તેજહીન બન્યાજ. હૃદયમાં આઘાત થયો, મુખ કરમાયું, શીથીલ બન્યા, શરીર ધ્રૂજવા લાગ્યું. અને ચાલવાની શક્તિ ન રહી. આમ અકસ્માત શક્તિહીન થતાં ભાન આવ્યું. અત્રે આ શું થયું. કેમ ચાલી શકાતું નથી ! કેમ અંગ ધ્રૂજે છે ! આ પ્રમાણે તમામ પરસ્પર કહેવા લાગ્યા. પોતાની સ્ત્રીઓ તો પડી જવા લાગી, અંગ તુટે છે, ચેન પડતું નથી જીવ ગભરાય છે. આવા શબ્દો પરસ્પર બોલવા લાગ્યા.

જેણે મુખ્ય અપરાધ કરેલ દ્યૌ વસુજ પોતાને ખ્યાલ આવતાં બોલ્યો. સ્ત્રીને વશ થઇ, તેને માન આપવાને ખાતર આપણે મહા ઘોર કર્મ કર્યું છે. એક તો ગાયનો અપરાધ અને બીજો ઋષિજીનો; આમ બે મહાન અપરાધ કર્યા છે, તેનુંજ આ પરિણામ.

ધ્રૂજતા ધ્રૂજતા લથડીયાં ખાતા અશકત અને નિસ્તેજ બનેથી સર્વે પાછા વળ્યા. વસિષ્ઠઋષિની પાસે આવી–ગાયમાતાને છુટી મૂકી વસિષ્ઠના ચર્ણમાં પ્રણામ કર્યા હૃદય સર્વેનું ભરાઇ આવ્યું. ધ્રૂજારી વધારે છૂટી આંખમાંથી આંસુનો પ્રવાહ શરૂ થયો. નમ્રપણાથી જેણે મુખ્ય અપરાધ કર્યો હતો તે ધૌ નામનો વસુ બદ્ધાંજલિ[1] થઇ ગભરાતા ગભરાતા કહેવા લાગ્યો. ગુરૂ દેવ ?

नाहं विशंके सुरराजवज्रान्न त्र्यक्षशूलान्न यमस्य दंडात् ॥
नाग्न्यर्कसोमानिलवित्तपास्त्राच्छंके भृशं ब्रह्मकुलावमानात् ॥

ભયંકર ઇન્દ્રનું વજ્ર, શંકરનું ત્રિશુળ અને યમરાજાના દંડના પ્રહારથી તેમજ બળતા અંગારા, સૂર્ય, પવન અને કુબેરના અસ્ત્રોથી શરીરના ટુકડા થાય, છુંદાઇ જાય અગર બળીને ભસ્મ થઈ જાય તો પણ તેથી હું ડરતો નથી; પરંતુ મહાઘોર અપરાધજન્ય બ્રહ્મદંડ ( બ્રાહ્મણના અપરાધ ) થી હું બહુજ ગભરાઉં છું. તેનો મને ભય બહુ લાગે છે હું તમારો બહુ અપરાધી બન્યો છું. તેને લીધેજ અમારી સર્વની આ સ્થિતી થઈ.

શાંત થવું અને દયા લાવવી; એ મહાત્માઓનો સહજ સ્વભાવ છે. તે આગળ કહેવાઇ ગયું. તે રીતી પ્રમાણે વસુદેવતાઓની શાપને અંગે થયેલી દુર્દશા જોઇ વસિષ્ઠ ગુરૂને દયા આવી અને શાંતિપૂર્વક બોલ્યા. તમારો એવો અપરાધ થયો છે કે તેને અંગે થયેલો શાપ મીથ્યા થઇ શકે તેમ નથી. એ દેવી નીર્માણ છે. હોતબકી બાતસો તો હોતબસે હોતહે.

તમારી દયાજનક દશા જોઇ એટલું કહું છું કે તમો સાત તો અલ્પ અપરાધી છે. તેથી માત્ર એક વર્ષમાંજ શાપથી છૂટશો. પણ આ ધૌ નામનો વસુ તો મહા અપરાધી હોવાથી લાંબો વખત પૃથ્વીમાં રહેશે અને આ અપરાધને પરિણામે તેમજ એક અધર્મ થવા વખતે પોતે વિદ્વાન છતાં, પોતાની ધાર્મિક મતિ કામ નહિ કરે

[1] બે હાથ જોડી.

તેથી અધર્મની સભામાં મહાન અધર્મનું [1] કૃત્ય પોતાની નજરે જોશે તેથી પરિણામે છેવટ બાણુ શય્યામાં પડી ત્રેપન દિવસ સુધી રીબાઈ મહા દુઃખ સહન કરી પ્રાણુ છોડશે, તમોએ કરેલા અપરાધ પછી તમે મો શરણે આવ્યા તેથી અને પશ્ચાત્તાપ કરોછો તેથી સંતુષ્ટ થઈ એ વરદાન પણ આપું છું કે પૃથ્વી તળમાં લાંબો વખત સુધી રહેનાર આ દ્યૌ વસુ સર્વ ધર્મ શાસ્ત્ર નિપુણુ સત્યવૃત પાળનાર અને પિતાની આજ્ઞા પાળનાર થશે, તેમજ શ્રી કૃષ્ણુ પરમાત્માનો પરમ ભકત થશે તથા કુળનો ઉદ્ધાર કરશે. પોતાની લીધેલ પ્રતિજ્ઞા ગમે તેવી વિષમ હશે તો પણુ તે પાળશે, પોતાના બાહુબળથી પૃથ્વીને ધ્રૂજાવશે, મોટા યોદ્ધાઓને તે જીતશે, પોતે નીતિવાન છતાં અધર્મનો પક્ષ કરશે મરવા વખતે પોતાના મનમાં વસેલું જ્ઞાન સ્ફુરશે અને સારો બોધ આપશે, વ્યવહાર ધર્મ, રાજ ધર્મ, નીતિ ધર્મ વગેરે તમામ સાંસારિક ઉપયોગી દુનિયાને શીખવા લાયક જ્ઞાન જગતમાં પ્રગટ કરી પોતાની ઇચ્છા પૂરી થઇ જાણી છેવટ શ્રીકૃષ્ણુની સન્મુખ. પોતાનો દેહ ત્યાગ કરશે.

આ પ્રમાણે વિસ્તાર પૂર્વક શાપનું વર્ણુન કર્યો પછી પુનઃ યાદ આવી જણાવ્યું કે માતાજી! સગર રાજાના સાઠ હજાર પુત્રોને બ્રાહ્મણુના શાપમાંથી તમોએ છોડાવીને તેમનો ઉદ્ધાર કર્યો અને આજ પર્યંત બીજી અનેક પ્રાણીઓનો ઉદ્ધાર કરી પતિતપાવની નામ આપે ધારણુ કર્યું છે માટે આપ જો અમારી પર કૃપા કરશો તોજ અમારો ઉદ્ધાર થશે. અમો બ્રહ્મદંડ (બ્રાહ્મણુનો શાપ) માંથી છૂટશું. માટે વારંવાર નમન કરીને વિનંતિ કરીએ છીએ કે અમોને તમારા પુત્ર તરીકેજ જગતમાં જાહેર કરો, તેમજ અમારો જન્મ થવાની સાથેજ અમારો દેહ છોડાવો. માત્ર આ વધારે અપરાધી દ્યૌ વસુને જીવતો રાખો.

---

૧ દુષ્ટ દુઃશાસને ભરી સભામા દ્રૌપદીનાં વસ્ત્રો ખેંચવા માંડયાં તે વખતે તે સભામા શ્રી કૃષ્ણુ ભીષ્મ પિતામહ બેઠા હતા અને જાણુતા હતા કે આ અધર્મ થાય છે છતા, તેમની મતિ મુંઝાઇ ગઇ અને ધર્મસ્ય સૂક્ષ્મા ગતિ: આમ કહી યતા અધર્મને વારી શકયા નહિ અને બેઠા રહી સર્વ જોયા કર્યું.

ગંગાજી બોલ્યાં. અરે દ્યૌ વસુ ! તમને આ શું સૂઝયું ! દેવતા થઈ કેમ ભાન ભૂલ્યા ?

જવાબ આપતાં દ્યૌ વસુ બોલ્યા.

*केनापि देवेन हृदि स्थितेन यथा नियुक्तोस्मि तथा कृतं मया ॥*

કોઈ પણ મારા વિપરીત દૈવે મને જેમ પ્રેર્યો તેમ મેં કર્યું. માતાજી દુનિયાની ભૂલવણીનું સાધન કનક અને કામની છે

कामांधो नैव पश्यति ।

કામાંધને સારા નરસાનું ભાન રહેતું નથી. તે એક મદમાં તલ્લીન બને છે. એક જાતનો તેને કેફ ચડે છે.

મારું પણ તેજ પ્રમાણે થયું. મને મારી સ્ત્રીએ ભૂલાવ્યો અને મારો અધઃપાત કરાવ્યો. સદ્ગુણી સ્ત્રી પોતે સદ્ગુણ સંપન્ન બની શુભ કાર્ય પ્રવર્તન પોતે કરે અને પોતાના ઉત્તમ શીયલ સ્વભાવથી અને નમ્રતાથી પતિને પોતાને તાબે કરી તેની પાસે પણ શુભ કર્મ કરાવે નીતિવાન બનાવે; પરંતુ અધર્મ પરાયણ સ્ત્રી પોતે અધર્મ કરે અને પતિને પણ અધર્મને માર્ગે પ્રેરે છે.

कामनाम्ना किरातेन वितता मूढचेतसाम् ।
नार्यो नरविहंगानामंगबंधनवागुराः ॥

સ્ત્રી વશ થવાથી મૂઢ બુદ્ધિવાળા બનેલ પુરૂષરૂપ પક્ષિને ફસાવવા માટે કામદેવ નામના પારધિએ સ્ત્રીરૂપી જાળ ( પાસલો ) વિસ્તારેલ છે.

તે પાશમાં હું બુદ્ધિહીન બની ફસાયો અને તેને પરિણામે અધર્મ પરાયણ બન્યો. મારો અધઃપાત સ્ત્રીને તાબે થવાથીજ થયો. તેથી હું પ્રથમથીજ એ પ્રતિજ્ઞા કરૂં છું કે પૃથ્વીમાં અવતાર ધર્યો છતાં બીલકુલ સ્ત્રી સાથે વ્યવહાર નહિ રાખું; અને તે મારી ટેક સત્ય રહો તથા આપના પુત્ર તરીકે મારૂં તેજ વધો અને મારૂં કલ્યાણ કરો એજ મારી નમ્ર પ્રાર્થના છે. માતાજી ! પાપિષ્ઠ જે તમારે શરણે છે તેનો ઉદ્ધાર કરવો એ આપનું કર્તવ્યજ છે. માટે

આપ અધર્મ પરાયણ હું બન્યો છું તો મારો ઉદ્ધાર કરો. વારંવાર હું તમને નમન કરૂં છું.

વસુદેવતાની વાત સાંભળી ગંગાજી બોલ્યાં. પશ્ચાતાપ ન કરો. હું તમારો ઉદ્ધાર કરીશ ચિંતા ન કરશો. તમોને પુત્રરૂપે પ્રગટ કરીશ. એ દ્યૌ વસુ! તમે ચીંતા ન કરશો હું તમારી નમ્રતાથી પ્રસન્ન થઈ છું, ને તમારો ઉદ્ધાર કરીશ. આ સર્વે સાત વસુઓ પોતાનું તેજ તમને આપશે અને મારો પોતાનો પ્રબળ પ્રતાપ હું તમને આપીશ. જેથી તમો પૃથ્વીપર મહાન વીરપુરૂષ ગણાશો મોટા યોદ્ધા ગણાશો. હજારો નૃપતિઓ તમારા ચરણમાં નમશે. તમારી સ્તુતિ કરશે. તમો સત્ય પ્રતિજ્ઞા પાળવારૂપ તમારી ઉત્તમ ટેકથી સર્વ દેવતાઓ, નૃપતિઓ અને સર્વ દેવના પણ દેવ શ્રી કૃષ્ણ પરમાત્માને પણ તાબે કરશો; અને તમો તેના પરમ ભક્ત થશો; તેથી તે તમારી પ્રતિજ્ઞા સત્ય કરી પોતાની ટેક છોડી તમારી કીર્તિ વધારશે.

માતાના મીઠાં વચનોથી શાંતિ થઇ અને એક બીજે ખુલાસો પૂછયો. માતાજી આપ અમારા માતાજી તો થશો પરંતુ આપ જેવાં પુન્યશાળી માતા છો તેવાજ અમારા પિતા હોવા જોઇએ, માટે તેને માટે યોગ્ય નિર્માણ થાય તો સારૂં.

ગંગાજી બોલ્યાં. તેનું નિર્માણ આગળથીજ બ્રહ્માજીની સભામાં થઇ ગયું છે. મહાભીષ નામના રાજાએ પણ કામવશ થઈ તમારી માફક ભૂલ કરેલ છે તેથી તેમને બ્રહ્માજીએ શાપ આપેલ હોવાથી તે હાલ પૃથ્વીપર પ્રતીપ નામના રાજા છે તેને ત્યાં પુત્રરૂપે અવતરશે. તેનું નામ શંતનુ પડશે. તેની સ્ત્રી થઇને રહેવાને બ્રહ્માજીએ મને આજ્ઞા આપી છે માટે મારે તેમ કરવાની ફરજ પડશે. હું તેને ત્યાં સ્ત્રી થઇને રહીશ, અને તમો મારા પુત્રરૂપે અવતરશો.ઇશ્વર દરેક વસ્તુનું સંમેલન કરવાની યોજના આગળથીજ આમ ઘડી રાખે છે ગંગાજીની વાત સાંભળી વસુઓ ખુશી થયા અને તમામ દેવો આગળ ચાલ્યા.

## શાંતનુ જન્મ.

પૃથ્વીતળમાં ચક્રવર્તીપદ ધારણ કરનાર મહાપરાક્રમી પ્રતીપ રાજા હરદ્વાર આગળ ગંગા કિનારે પ્રભુનું ધ્યાન ધરીને બેઠા હતા. તેવામાં નવયૌવન સ્વરૂપવાળાં, છૂટા કેશવાળા અને મનને વિહ્વળ બનાવે એવાં તેજસ્વી ગંગાજી તે રાજાના જમણા સાથળ ઉપર આવી ઓચિંતા બેઠાં. રાજા ચમકયા; અને બોલ્યા. પ્રિયબાલે ! તું કોણ છે ? મારી પાસે શું માગવાની ઇચ્છા છે. તારા આવવાથી હું પ્રભુના ધ્યાનમાંથી છૂટો થયો છું. છતાં તારૂં કલ્યાણ કરવામાં મેં પ્રભુની કૃપા મેળવી એમ હું માનીશ. કોઇનું પણ કલ્યાણ કરવું તેથી પરમાત્મા રાજી રહે છે—માટે જે તારી ઇચ્છા હોય તે કહે ?

ગંગાજીએ કહ્યું કે પ્રતીપ રાજા ! સંસારની વાસના તૃપ્ત કરવા માટે આપની પાસે આવી છું. હું પરસ્ત્રી તરફ પુત્રી, ભગિની અને માતૃવત્ ભાવ રાખું છું. પવિત્ર રાજાએ જવાબ આપ્યો.

ગંગાજી બોલ્યાં. રાજા હજી હું અવિવાહિતા[1] ( કંન્યા ) છું. પરસ્ત્રી નથી. પણ આપનીજ સ્ત્રી થવાની આકાંક્ષા છે. દિવ્ય કન્યા છું. આપનું કલ્યાણ કરીશ– માટે લગ્ન કરી મને શરણે રાખો.

પ્રતીપ રાજાએ કહ્યું. દેવી તારી સાથે લગ્ન કરવાને પણ હું યોગ્ય નથી રહ્યો. કારણ તું મારા જમણા સાથળ પર બેઠી છે તો તે સાથળ પર પુત્રવધૂ અને પુત્રીને બેસવાનો સનાતન ધર્મ છે.

મને પુત્ર નથી નહિ તો મારા પુત્રની સ્ત્રી થવા માટે તુને જણાવત–પણ હું કોઇ રીતે તને ગ્રહણ કરવાને લાયક રહ્યો નથી; છતાં પુત્ર થશે તો મારા પુત્રની સ્ત્રી થઇને ખુશીથી રહેજે.

ગંગાજી બોલ્યાં. દયાળુ રાજા મેં તમારી નીતિની પરીક્ષા લીધી તમે સદ્ગુણી છો અને ધર્મવાન છો, તેની મને ખાત્રી થઇ. મારે બ્રહ્માજીની આજ્ઞાથી સ્ત્રીરૂપે તમારા ઘરમાંજ રહેવાની પુત્રવધૂ તરીકે ઇચ્છા છે. જેથી આપના ઘરમાં રહેવા માટે મારે લાયક તમે છો કે નહિ તેની ખાત્રી કરવા માટે મેં આ કામ કર્યું અને

---

[1] વિવાહ ન કરેલ.

પૂછયું. હું ગંગાજી છું. તમો તપ કરો. તેને પરિણામે મહાપ્રતાપી તમને પુત્ર થશે અને તમારા પુત્રને ત્યાં હું પોતે સ્ત્રીરૂપે રહીશ, પણ તે તમારા પુત્રને મારે તાબે રહેવાની જરૂર પડશે-તમારે તાબે આખી પૃથ્વી છે તે હું જાણું છું

પ્રતીપ રાજા ખુશી થયો અને બોલ્યો. આજ મારા ભાગ્યનો ઉદય થયો. મને સંતાનની આશા નહતી, તેમાં ઓ દેવી ગંગા! તમે તો મને વરદાન આપ્યું. મારા મનોરથ સિદ્ધ કર્યા. તમારી આજ્ઞા પ્રમાણે તપ કરૂં છું.

આમ કહે છે તેટલામાં ગંગાજી અંતર્ધ્યાન થઈ ગયાં. પ્રતીપ રાજાએ પોતાની સ્ત્રી સાથે તેજ ઠેકાણે તપ કરવા માંડયું. તે તપને પ્રભાવે તપ મુકત થતા, તેમની રાણી સગર્ભા થઇ. દશ માસે પુત્રપ્રાપ્તિ થઇ. આ પુત્રે પ્રતીપ રાજાને સંપૂર્ણ શાંત કર્યા. " શાંતિ આપી " તેમજ પ્રતીપ રાજા પોતે શાંત હતા માટે પોતાના સ્વભાવને અનુસરી પુત્રનું " શાંતનુ " એવું નામ પાડયું.

સમય વ્યતીત થતાં શાંતનુને યુવાવસ્થા પ્રાપ્ત થતાં પોતાનો પુત્ર ઉમર લાયક થયેલ છે એમ નિશ્ચય કરી શુભ મુહૂર્ત જોઇ મોટી ધામધૂમથી પ્રતીપ રાજાએ તેને રાજ્યાભિષેક કર્યો, અને પરંપરાની રીત પ્રમાણે પોતે પોતાની સ્ત્રી સાથે રાજ્ય ત્યાગ કરી તપ કરવા માટે અરણ્યમાં જતી વખતે શાંતનુ રાજાને કહેવા લાગ્યો કે પુત્ર! જે એક વાત તને કહેવાની છે, તે હવે તારી લાયક ઉમર થઇ તેથી કહું છું; તે એ કે તને દિવ્ય કન્યા " શ્રી ગંગાજી " વરનાર છે તેની સાથે તારાં લગ્ન થવાનું દૈવી નિર્માણ થઇ ચૂકયું છે. તે દિવ્ય કન્યા પ્રથમ હું તપ કરતો હતો ત્યારે મારી પાસે આવી હતી, ત્યારે મેં તેને તારી સાથે સંબંધ કરવાનું સૂચવ્યું છે, જેથી સમય પરત્વે તારી પાસે આવી તને વરશે. તું તેને પત્ની તરીકે સ્વીકારજે. તે દ્વારા તારૂં કલ્યાણ થશે, પરંતુ યાદ રાખજે કે એ સાધારણ સ્ત્રી

---

૧ વાંઝીઆ રહેવું એવો ઉદ્વેગ ટાળ્યો.

નથી કે જેને આપણે પુરૂષે તાબે રાખવી જોઇએ. એ તો દિવ્ય કન્યા હોવાથી તારે ( પુરૂષે ) તેને તાબે રહેવાની જરૂર છે, માટે તું તેની આજ્ઞા ઉઠાવજે. એ જે કાંઇ કામ કરે તેમા તારે આડા આવવું નહિ અને તે જેમ કહે તેમ તારે કરવુ. મારી આ આજ્ઞાથી તારે અવશ્ય તેમ કરવું જોઈએ. હવે હું જંગલમાં જાઉં છું.

જેવી પિતાની આજ્ઞા ! એમ કહી લાયક પુત્ર શાંતનુએ પિતાની આજ્ઞા માથે ચઢાવી પુત્રની અને સર્વ રાજ્યના કારભારી વર્ગની રજા લઈ પ્રતીપ રાજા પુત્રને યોગ્ય ન્યાયપૂર્વક રાજ્ય કરવાનો બોધ આપી સર્વ પ્રજાનું નમન સ્વીકારી જગલમાં તપ કરવા ગયો.

## શાંતનુ અને ગંગાનાં લગ્ન.

રાજ્યાસન પર બેઠા પછી એક સમયે શાંતનુ રાજા અરણ્યમાં ફરતા ફરતા શ્રી ગંગા નદીને કિનારે ગયા. ત્યાં તેમણે અદ્દ્ભુત સ્વરૂપ જોયું.

નવયૌવન અવસ્થા હોવાથી જેના તમામ અવયવો પ્રફુલ્લિત દેખાતા હતા દિવ્ય અલકારો અને દિવ્ય વસ્ત્રો ધારણ કરેલાં હોવાથી નજર કરનાર તર્તજ કામવશ થાય, તેવું સુંદર સ્વરૂપ હતું. આવા સ્વરૂપ યુકત નવયૌવન સ્ત્રીને જોઇને કામવશ થઇ વિહ્વલ બનેલ તે રાજા તેની સામા એકદૃષ્ટિથી જોવા લાગ્યો. તેમ તે સ્ત્રી પણ તેની સામે એક નજરથી જોવા લાગી પરસ્પરના દૃષ્ટિસંમેલન રૂપ લગ્ન થયાં. ધીરે રહીને સમીપે જઇ રાજાએ પૂછ્યું.

ગીતિ.

કોણ ? તું મૃગશાવાક્ષિ, મમ જંગલમા વિહાર કરનારી;
રૂપ નવિન ધરનારી, તુજ સમ મેં જોઇ ના કદી નારી.

હું તને જોઇ બહુ વિહ્વળ બનું છું. મારૂં મન સ્થિર રહેતું નથી. પરતુ તું પરાયી સ્ત્રી હો તો પરસ્ત્રીમાં આસક્ત થવાથી પાપી થવાય છે. જે પાપના ડરથી મને ત્રાસ થાય છે–પણ જો તું

કન્યા હો અને કોઇ સાથે લગ્ન કરવાને બંધાયેલી ન હો તો મારી સાથે લગ્ન કરવાને હું તારી પ્રાર્થના કરૂં છું. તું મારાથી વિખુટી થઇશ તો મારી કયી દશા થશે તે હુ જાણી શકતો નથી; માટે આત્મસમર્પણ કરી મારી સંભાળ લેવાય તો લે.

કામવશ થયેલ અને પ્રેમ કરવાને આતુર થયેલ રાજાનું મીઠાશ ભરેલું વચન સાંભળી બ્રહ્માજીએ જેને શાપ આપ્યો છે તેજ મહાભીષ રાજા આ છે તેમ જાણી બ્રહ્માજીએ તેની સાથે લગ્ન કરવાની જે આજ્ઞા કરી છે તેને તથા વસુદેવતાઓને આ રાજા દ્વારા પુત્રરૂપે અવતાર ધારણ કરાવવાનુ જે પોતે વચન આપ્યું છે, તે સર્વને યાદ કરીને ગંગાજી શાંતનુ રાજાને કહેવા લાગ્યા. રાજા ! હું પરાયી સ્રી થઇ ચૂકી નથી અને લગ્ન કરવાને કોઇને વચન આપ્યું નથી. તેમ કોઇમા મારી આસકિત પણ નથી. હજી અવિવાહિતા (કન્યા) છું અને તમને પતિ તરીકે સ્વીકારવાને માટે ઉત્સુક છું. પણ યાદ રાખજો કે હું સાધારણ સ્રી નથી, દિવ્ય કન્યા છું તેથી મારે તમારે તાબે રહેવાનું નથી પણ મારે તાબે તમારે રહેવાનું છે. મારા કામમા તમારે આડુ ન આવવુ. હુ જે કરૂં તે તમારે કરવા દેવુ જોઇશે. જયાં સુધી આ શરત તમે પાળશો ત્યા સુધી આપણો પતિપત્નીનો સબધ રહેશે પરતુ જયારે તમો મારા કામમા આડા આવશો ત્યારે આપણો પરસ્પર સંબધ છૂટશે. પછી તમો મારા પતિ નહિ અને હું તમારો સ્રી નહિ એ પહેલી શરત છે; માટે યથારૂચિ જવાબ આપો

વિષયાધ બનેલો હોય તે જે કહે તે કબૂલ કરે, સમુદ્ર તરે, સ્મશાને વાસ કરે, ઘોર રાત્રિથી ન ડરે અને વરસાદ કે નદીના પૂરની પણ દરકાર ન રાખતા પોતાનુ કાર્ય સાધવામા તત્પર બને છે. એને જે શરત કહે તે સર્વ કબૂલ કરે.

શાંતનુ રાજાએ પણ સર્વ કબૂલ કર્યું. ગાધર્વ લગ્ન થયાં. ગંગાજીને પોતાની સાથે રથમા બેસાડી રાજા મોટા આનંદ પૂર્વક ઘેર આવ્યો આવી દિવ્ય કન્યા રાજાને મળી સાંભળી સર્વત્ર આનંદ

પસર્યો. ઘેર ઘેર વધાઇ ગવાઇ. ધામધૂમથી ઘેર આવી વિધિપૂર્વક લગ્ન કર્યાં. ઘણાક ઉત્સાહપૂર્વક તે સ્ત્રી સાથે રાજા હૃદયની વાસના પૂરી કરવા લાગ્યો. આજ્ઞા પાળવા લાગ્યો. સ્ત્રી ઉઠાડે ત્યારે ઉઠે, બેસાડે ત્યારે બેસે અને ખાવાનું કહે ત્યારે ખાય—

યોષિત્ક્રીડામૃગો યથા ।

સ્ત્રીની આગળ રમકડાં જેવો બન્યો. કનક કામિનીથી કોણુ નથી મોહ્યા.

દૈવી સંબંધ સિદ્ધ થયો. દેવકાર્ય બાકી રહ્યું. તેની શરૂઆત થઈ. પત્નીરૂપે રહેલાં ગંગાજીએ કેટલોક સમય વ્યતીત કર્યો. પોતાની ઇચ્છા પ્રમાણે રાજાને દોરી છેક પોતાને તાબે કર્યો. દૈવ ઇચ્છાથી ગર્ભ રહ્યો.

સમય પ્રાપ્ત થતાં પુત્ર પ્રસવ થયો. રાજાને ત્યાં દિવ્ય કન્યાદ્વારા પુત્રપ્રાપ્તિ થતાં કેટલો હર્ષ થાય તે અનુમાન કરી લેવું. ઘેર ઘેર વધાઇ ગવાવા લાગી. પરંતુ તે આનંદ ક્ષણિક રહ્યો. રાજા અને પ્રજાને જે અત્યંત આનંદ થયો તે તેવોને તેવો રાખવાની ગંગાજીની ઇચ્છા ન હતી, કારણુ તે પણુ દૈવી નિર્માણુ હતું. પ્રસવ થયાને બીજેજ દિવસે રાજાની મરજી વિરૂદ્ધ પુત્રને લઇને ચાલવા માંડયું. રાજા લાચાર બન્યો. આપેલ વચન પ્રમાણે એમને અટકાવી શકાયું નહિ. કયાં જાઓછો એટલું પૂછી શકાયું પણુ નહિ, તેથી અકળાયા. આ સ્ત્રી આમ પુત્રને લઇને કયાં જતી હશે ? પોતાની શંકાનું નિવારણુ કરવા રાજાએ પાછળ ચાલવા માંડયું, ગંગાજી પોતાને કિનારે ( ગંગા કિનારે ) ગયાં અને દિવ્યકાન્તિવાન પુત્રને જળના મહાન પ્રવાહમાં ફેંકી દેતાં કહેવા લાગ્યાં કે ઓ પવિત્રાત્મા દેવ ! મનુષ્યદેહથી તને વિખૂટો કરી હું જલ્દી તારા શાપનો અંત આણું છું. આમ કહી જળના પ્રવાહમાં ફેંકી દીધો. પાછળ ઉભાં રહી રાજાએ જોયું. મહાકાંતિવાન પોતાના પુત્રને આમ નાશ કરતાં જોઇ કંપારી છૂટી, ગભરાવા લાગ્યો. આંખમાંથી આંસુની ધારા ચાલી—અરે !

नारी प्रत्यक्षराक्षसी ।

અરે આ નારી કે રાક્ષસી? અરે આવા તેજસ્વી, મારી જીંદગીના આધારરૂપ આ પુત્રની અવદશા કરતાં જરા તેને કંપારી પણ ન છૂટી! દયા ન આવી! અરે દૈવ! આમા હું કાંઇ સમજતો નથી! આજ મારી જીંદગી ધુળ કરી! હવે મારે શું કરવું! મૂંગે મોઢે માર સહન કરવો! તેના કામમાં આડુ ન આવવાને આપેલ વચનને લીધે નથી કહેવાતું ને નથી સહેવાતું. આમ ગભરાતાં ગભરાતાં ગુપ્ત રીતે રાજા ઘેર આવ્યો. પોતાની પત્નીના ઘોર કર્મને માટે કશું બોલી શકતો નથી. ગંગાજી પણ પુત્રને પ્રવાહમાં ફેંકી ઘેર આવ્યાં રાજા તેની પાછળ હતા તેની તેને ખબર નહતી. તેથી ઘેર આવ્યા બાદ રાજાએ ગંગાને પૂછયું. તમો કયાં ગયાં હતાં? પુત્ર કયાં? જવાબ આપ્યો કે ગંગા નદીના પ્રવાહમાં હું તેને ફેંકી દેવા ગઇ હતી. આમ કહ્યા છતાં શા કારણથી આમ કર્યું? તેમજ છોડીને ચાલી જશે એવા ભયથી રાજા બોલી શકયા નહિ. સાંભળી લીધું. આપને જેમ ઠીક લાગ્યું હશે તેમ કર્યું હશે; આમ કહી આખમાંથી અશ્રુ સાર્યાં. સર્વત્ર આનંદ ક્ષણમાત્ર રહ્યો. હાથે કરીને પુત્ર ગુમાવ્યો.

दैवी विचित्रा गतिः ।

પ્રભૂની અકળ કળા છે!

पुत्रव्याजमुपागतो रिपुरयं मा कस्यचिज्जायतां ।

પુત્રરૂપે શત્રુ કોઇને આપશો મા! કે જેના આવવાથી આનંદને બદલે ક્લેશ અવશેષ રહે. પ્રજાને પુત્ર નાશની ખબર પડી અને ક્લેશ વધ્યો.

न जाने संसारः किममृतमयः किं विषमयः ॥

ક્ષણમાં હર્ષ, ક્ષણમા શોક, કયાંઇ આનંદ, કયાંઇ રૂદન, કો સ્થળે શીતળતા અને કોઇ સ્થળે દહનતા જોવામાં આવે છે. માટે આવા સુખ અને દુઃખાદિ દ્વંદ્વ વસ્તુથી ભરેલ આ સંસારને અમૃતમય ગણવો કે વિષસમાન ગણવો. પુત્ર નાશ કોઇને ગમે?

આવી રીતે સા પુત્રોની એકજ સરખી દશા ગંગાજીએ કરી, પરંતુ તું આ ઘોર બાળઘાતીનું કર્મ શા માટે કરે છે? આ મહારાજાથી બોલી શકાયું નહિ.

હવે આઠમા પુત્રનો પ્રસવ થયો. તેને પણ તેજ પ્રમાણે લઈ ગંગાજી ચાલવા લાગ્યાં. હવે રાજાથી સહન ન થયું તેથી મહાન ક્રોધાવિષ્ઠ થઈ રાજા બોલ્યો. અરે છતે પુત્રે મારા સાત પુત્રોને મારી નાખનારી તું કોણ? રાક્ષસી છે કે કોણ છે? સ્ત્રીનું અંતર તો દયાથી ભરેલું હોય છે અને તારામાં દેવાંગના છતાં આ કઠોરતા કયાંથી અને નિર્દોષ બાળકનો ઘાત કરવાનું કામ કરતાં તને ધ્રૂજારી કેમ છૂટતી નથી? તારૂં હૃદય ચીરાતું નથી? મારાંથી હવે સહન નથી થતું. મને છતે પુત્રે વાંઝીઓ રાખી તું મારી ભલુ કરનારી સ્ત્રી બને છે કે કુળઘાતિની? આમ તારા દિલમાં કયી જાતનો ન્યાય છે? તું કોણ છે-? સ્ત્રીરૂપે મારૂં સર્વસ્વ ધૂળ કરવાને આવી છે? આમ બોલતાં રાજાનો ક્રોધાવેશ વધ્યો. આંખ લાલ થઈ. શરીર ક્રોધને લીધે વધારે ધ્રૂજવા લાગ્યું. આંખ ફાટી. ધીરેથી ગંગાજી બોલ્યાં. રાજા? મારો ને તારો પરસ્પરનો કરાર આજે તેં તોડયો છે. હવે તું મારો પતિ નહિ અને હું તારી સ્ત્રી નહિ.

હું ગંગા છું, તું પૂર્વજન્મનો મહાભીષ રાજા છે. બ્રહ્માની સભામાં મારી પર કરેલ વિકારવાળી દ્રષ્ટિને લીધે તારે અવતાર લેવો પડયો છે. તને દુઃખ આપીને તારાં પાપ બાળવા માટે બ્રહ્માની આજ્ઞા હતી તો તે પ્રમાણે કરી તારાં પાપ બાળ્યાં. હવે બ્રહ્મસદનમાં કરેલ પાપથી તુ છૂટો થયો. નિર્મળ થયો. રાજા તારૂં કલ્યાણ થાઓ. જે સાત પુત્રોને મેં પ્રવાહમાં ફેંકી દીધા તે સાત વસુ નામના દેવતાને ઋષિનો શાપ થયો હતો જેથી તેને મારે ઉદરે જન્મ લેવાનીજ માત્ર ફરજ પડેલી. જન્મની સાથે તેને શાપમાંથી છોડવાની ખાતર તેને પ્રવાહમાં ફેંકી દીધા. આ આઠમો પુત્ર જે મારી પાસે છે તે લાંબા વખત સુધી પૃથ્વીમાં રહેશે. કારણ તેને માટે એવું શાપનું નિર્માણ છે. તેનું દેવવ્રત એવું નામ પાડજો. જે

જ્ઞાનવાળો થશે, તમારી આજ્ઞા પાળશે, તમારી ખાતર સંસારસુખનો અને સ્રીનો ત્યાગ કરશે. જન્મપર્યંત મહાન ભયંકર બ્રહ્મચર્ય વ્રતની પ્રતિજ્ઞા લેશે તેથી દેવતાઓ તેનું ભીષ્મ એવું નામ પાડશે. કુળનો ઉદ્ધાર કરશે અને મારો ને તારો સમાગમ આ પુત્રથી સફળ થશે. પરંતુ હાલનો આપણો પરસ્પર કરાર તમોએ તોડયો છે માટે હવે તમારી સ્રી તરીકે તમારા ઘરમાં રહેવાની હદ પૂરી થઈ છે માટે જઈશ. આમ કહી ગંગાજી પોતાના તર્ત જન્મેલ પુત્ર સાથે પોતે પણ આ વખતે લોપ થઈ ગયાં.

આ કર્મથી તો રાજા વધારે ગભરાયો. ઘર ખોયું અને પુત્ર ખોયો સર્વસ્વ ખોઈ બેઠા. એવું થતાં રાજા વિકલ બન્યાં.

मित्रं शत्रुस्सुधा पथ्यं सद्धर्मो धर्मतां गतः ।
त्वयि रुष्टे जगन्नाथे विपरीतविपर्ययः ॥

હે જગન્નાથ ! તમે જ્યારે કોપાયમાન થાઓ ત્યારે સવળી બાજી અવળી થાય છે, મિત્ર શત્રુ બને છે, અમૃત ઝેરમય બને છે અને સારો ધર્મ અધર્મમય બને છે. મ્હારા કયા વિપરીત સંસ્કારો હશે ! શું દુર્ભાગ્ય હશે ! સારૂં કરતાં નરતું થયું ! કાંઇ પણ કહે તો નહતો ત્યારે માત્ર પુત્રનોજ વિયોગ થતો હતો અને આવા કડવા શબ્દો કહેવાને લીધે તો પુત્ર અને સ્રી બન્ને ગયાં. અર્થાત્ સર્વસ્વ ગુમાવ્યું. સંસાર શુષ્ક થયો. જન્મ વૃથા થયો. પુત્ર અને પત્ની એજ સંસાર સુખનાં સાધન છે. એ બન્ને જતાં ખાલી રહેલાં સુવર્ણમય મંદીરો પણ શા કામનાં ?

सुवर्णरजतैर्युक्तान्यान्यस्माकं गृहाणि वै ।
गृहिणीपुत्रहीनानि वनानीव घनानि च ॥

સુવર્ણ અને રૌપ્યમય ( આ ઘરેણાથી ભરપૂર ) અમારાં ઘરો છે તો પણ તે ગૃહિણી ( સ્રી ) અને પુત્ર વિનાનાં હોવાથી ઘાડાં વન જેવાં લાગે છે.

ગીતિ.

શું કરવું ક્યાં જાવું, શાંતિ મળતી નથી મને પૂરી;
લલના સુત વિણુ આજે, જીવનવૃત્તિ થયેલ છે પૂરી.

વેરાન ઘરમાં એકલા રહેલ રાજાની આંખમાંથી અશ્રુ ધારા વહેવા લાગી. નિશ્વાસ ચાલવા લાગ્યા.

ધનાશ્રી.

શું કરવું મારે સૂઝે નહિં, શું કરવું મારે.
આ ભવજંગલ અતિવ ભયાનક કોણુ ચડે વારે. સુઝે૦
દીન દયાળુ કરૂણાસાગર શરણુ પડયો તારે. સુઝે૦
આપ સદા પાળક છો સહુના, ચઠજો મુજ વારે. સુઝે૦

છેવટ અશ્રુ સૂકાયાં અને વિહ્વળતા વધી. વિકળ દશા થઇ. આખા જગતને પોતાનાં પત્ની ગંગામય જોવા લાગ્યો. વિકળ દશાવાળાની જ્ઞાનેન્દ્રિ અને કર્મેન્દ્રિ જે ચેષ્ટાઓ કરે તેનો ખ્યાલ રહેતો નથી. પગેથી ચાલવા લાગતા કયી દિશામાં જવું છે તેનું નિર્માણુ કરાતું નથી-હાથે કરી શું કામ કરવું છે. તે કહી શકાતું નથી વિકળ મનુષ્ય ચાલે છે, કામ કરે છે, જુવે છે સાંભળે છે, વગેરે તમામ ઇન્દ્રિઓને ઉપયોગમાં લેછે છતાં તેને કશાનું જ્ઞાન રહેતું નથી. જેની તરફ પોતાનો દોર હોય છે તે વસ્તુમયજ તમામ ઇન્દ્રિઓ બને છે. શાંતનુ રાજાનું તેમ થયું.

હું રાજા છું તે ભાન ગયું. જેથી રાજાને છાજતી રીત ક્યાંથી રહે! શરીરનું ભાન નહતું તો વસ્ત્ર પહેરવાનું ક્યાંથી સુઝે!

એક વસ્ત્રભર ઉઘાડે, પગે છુટા કેશ યુક્ત રાજા સૃષ્ટિ સૌંદર્યને ગંગામય જોતો જંગલ અને ઘરને સમાન ગણી ગંગાનો ઉચ્ચાર કરી ઝંખતા ઝંખતાં વૃક્ષોમા, લતામંડપોમાં, પર્વતો ઉપર; એમ સર્વ સ્થળે, ગ ગા! એક બોલમાં રીસાઇ જશો! આજ પર્યંત અતિશય દયા કરી મને સંતોષ આપી છેવટ વિહ્વળ બનાવશો! તમો કયાં નિર્દય છો દયાળુ છો. પતિતપાવની છો. ક્ષમા કરો. ભૂલથી

બોલાઇ ગયું, હવે નહિ કહું, ગમે તેમ કરજો પણ તમારી આડો નહિ આવું. દેવના દેવ વિષ્ણુ, શંકર અને બ્રહ્મા પણ એક વખતના અપરાધ માટે ક્ષમા કરે છે, ત્યારે તમે તેનાંજ ચરણ સેવક છો તો મારા ક્ષુદ્ર અપરાધ માટે દયાદૃષ્ટિ અવશ્ય કરશોજ. મને તમારા સમાગમથી હજુ શાંતિ નથી થઇ; એમ વિલાપ કરતો ફરવા લાગ્યો. પુષ્પની કોમળ શય્યામાં શયન કરનાર રાજાની નિદ્રા ગઇ. હજારો મનુષ્યોના સમાગમમાં રહેનાર રાજા ઘોર વન અને ઘોર રાત્રિમાં એકલો ભટકે છે છતાં ભય નથી લાગતો—

कामातुराणां न भयं न निद्रा ॥

કામાતુરને ભય અને નિદ્રા હોતી નથી.

રાજાનું વૈકલ્ય વિશેષ વધવા નું કારણ બન્ને તરફનો આઘાતજ છે. એક તો આઠેય પુત્રોનો આઘાત અને બીજો સ્રીનો. તેમાં પણ રાજાને અન્ય સ્રીઓ પુષ્કળ મળે છતાં સ્રીનો વિશેષ આઘાત થવાનો હેતુ એ કે આ સ્રી દેવકન્યા હતી, જેથી તેના રૂપમાં વિશેષ મોહ હોય એ સ્વાભાવિક છે. હજી તેની વિકળ દશા મટી નહિ, તેથી તમામ પ્રજામાં ગભરાટ ફેલાયો. ઘણી રીતે સમજાવવાને પ્રધાન અને પ્રજાવર્ગ જંગલમાં આવે છે પણ કોઇનું જ્ઞાન હૃદયમાં વાસ કરતું નથી. તેથી સર્વે નિરાશ થયાં. દેવતાઓને પણ ચિંતા પેઠી.

રાજા વિકળ દશામાં ફરતો ફરતો ગંગા કિનારે ગયો. પવિત્ર ગંગા ? તમો આંહી તો હશોજ. માત્ર એકજ વખત પૂર્વને સ્વરૂપે મારી પાસે આવો. પ્રત્યક્ષ સ્પર્શ કરવા દેશો મા; પણ છેટેથી તો દર્શનનો લાભ આપો. એટલી દયા કરો. હું તમારો પતિ છું. ભાન ભૂલ્યો છું. તમને ઝંખું છું. દર્શન આપો. દયા કરો. એમાં તમને ખોટ નહિ બેસે, માનો, અપરાધ ક્ષમા કરો.

( પીયા બીના હો જીયા ભરોરે ઉદાસ—એ રાગ. )

પ્રીયા જરા માનો ક્ષમા કરો અપરાધ.<br>
થયો અપરાધ મારો, તેમાંથી મને ઉગારો;<br>
દાસ હું તમારો, દયા કરો તજી બાધ. પ્રીયા.

હૃદય ધ્રુજવા લાગ્યું. જીભ સુકાવા લાગી. ચક્ષુ અતિશય ચંચળ થવાં લાગ્યાં: ગદગદ કંઠ થયો. વાચા બંધ થવા લાગી. હે ગંગે ઉદ્ધાર કરો. આટલાજ છેલ્લા શબ્દો બોલતાં શરીર જ્યાં પડવા લાગે છે ત્યાં એકદમ ઓચિંતો આવી ગંગાજીએ રાજાને ઝીલી લીધો. પગના ઝાંઝરના રણકારનો અવાજ આવતાંજ સચેત થયો. ઓહો પ્રીય જાન્હવી ! દયા કરી પધાર્યાં ! ક્ષમા કરજો હો ! હવે નહિં કહું. તમો મારી પરીક્ષા લેતાં હતાં કે ? જુવો તમને ખાત્રી થઇ કે તમારા વિયોગથી મારા શરીરની કઇ દશા થઇ ! મારા ઘરની શોભા વધારો. મારા મનને શાંત કરો. મારી વિકળ દશા મટાડો. મને પ્રેમની નજરે જુઓ. ઉંધી વળી ગયેલી મારી જીંદગીને શુદ્ધ ઉજવળ બનાવો. સ્ત્રી અને પુત્ર વિનાના જંગલ રૂપ અમારાં ઘરને દેદીપ્યમાન કરો, દેવી આપ જાણતાં હશો. હું આપનાથી જન્મેલ પુત્ર મારો પોષક નહિં પણ ભવિષ્યમાં આણા ચક્રવર્તી રાજ્યનો પોષક થનાર હોવાથી તેનો નાશ એ આખી પ્રજાને મહાન આઘાત રૂપ છે અને તેનું જીવન એ પ્રજાનું જીવન છે તો તે પ્રજાના જીવનની વૃદ્ધિ કરવા ખાતર એ છેલ્લા પુત્રને સજીવ રાખવા માટે મારે તમને કહેવું પડ્યું. જેનું પરિણામ વિપરીત આવ્યું. હવે પુત્ર સાથે આપ મારે ઘેર પાછાં આવી મારૂં અને પ્રજાનું પણ કલ્યાણ કરો. પત્ની મળવાથી વિકળ દશા મટી જતાં શુદ્ધિમાં આવેલ રાજા આમ કાલાવાલા કરવા લાગ્યો.

ગંગાજી બોલ્યાં. રાજા ! વ્યામોહોચ્છેદ કરવો એ ઉત્તમ ચારિત્ર્ય ગણાય—પ્રવાહ પતિત જળ જેવું પોષક અને આનંદપ્રદ છે તેવું પ્રયાસજન્ય જળ નથી હોતું. વિવેકશૂન્યને વિવેકમય બનાવવો એ અમારૂં કર્તવ્ય છે. જે તને સંકટ પ્રાપ્ત થયું. એ તારૂં કલ્યાણ રૂપ છે. પોતાની માતા તરફ ઉંચા હાથ કરી પોતાને ખોળામાં બેસવાની આકાંક્ષાને ઇશારાથી સમજાવતા; સપ્રેમ[illegible] થતા બાળકને જોઇ અન્ય કાર્યમાં પ્રવર્ત થયેલી માતા તેને [illegible] માં ન તેડવાની ઇચ્છાથી રમતમાં ચઢાવવા માટે તેને ઘુઘરો [illegible] રમકડાં આપી તેમાં લલચાવી દૂર બેસી જાય છે. વળી [illegible]

રમતમાં ચઢી માતાને વિસારે છે. પાછું માતા યાદ આવતાં રમત છોડે છે અને રડે છે, વળી કાંઇ ઘંટડી વગાડી-છાનું રાખી રમકડું હાથમાં આપી રમતે બાળકને ચઢાવે છે. છેવટ અત્યંત ધાવવા માટે અને ખોળામાં બેસવા માટે આતુર બનેલ બાળક પોતાની ઇચ્છા પાર ન પડતાં સંક્ષોભ બની તમામ રમકડા ફેંકવા માંડે છે અને અતિશય રડતાં રડતાં ઉંચા હાથ કરી જ્યારે માતા તરફ ધસે છે ત્યારે માતા જાણે છે કે હવે રમકડાંની દરકાર ન રાખતાં બહુ રડે છે ને ખોળામા બેસવાને ને ધાવવાને બહુ આતુર છે, માટે મારે તેડયા વગર છુટકો નથીજ. આમ જાણી અન્ય કામ છોડી જ્યારે માતા ખોળામાં તેડે છે ત્યારેજ શાંત થાય છે, હસે છે, કુદે છે અને માતાનો ખોળો ખુંદે છે તેમ હે રાજા ? પરમેશ્વર આપણી માતા છે. આપણે તેનાં બાળક છીએ. અને તે માતા રૂપ પરમેશ્વર જો બાળક રમતે ચડે તો આપણને તેડવાની અને ખોળામાં (ગોદમા) લેવાની જરૂર નથી એમ માની પુત્રની વાસના સ્રીની વાસના વગેરે અનેક સાંસારિક ઉપાધિરૂપ રમકડા અર્પણ કરી આપણને રમતે ચઢાવે છે અને જેમ એ રમકડામાં ધ્યાન રાખીએ છીએ તેમ પ્રભુ વિસારે પડે છે છેવટ આપણે એ વાસના અને સાંસારિક ઉપાધિરૂપ રમકડાનો ત્યાગ કરી ઉન્નત હાથ કરી તારા સિવાય કશાની જરૂર નથી એમ કહી ઉપાધિરૂપ તે સર્વને ફેંકશું તેજ પ્રભુરૂપ માતા પોતાની ગોદમાં લેશે. અને ત્યારેજ આપણું કલ્યાણ થશે.

રાજા —

काम्यानां कर्मणा न्यासं सन्यास कवयो विदु ।

ભગવાં પેહેરવાં અને કેશ ઉતારવા એનું નામ સંન્યાસ, નથી. પણ વાસનામય કર્મનો નાશ કરવો તેજ સંન્યાસ તમારો અધઃપાત તેજ કારણથી થયો. તમો કોણ ?

કોણ તું કેમ અહિં હાલ આવ્યો કહે !
જાતિ તારી જરા જો તપાસી;

દુષ્ટના સંગમાં રંગ ખોટો ચઢયો,
છેક તેથી બન્યો છે. . વિલાસી.
આત્મ સંયમ કરી નિજ સ્વરૂપ ઓળખી,
દુષ્ટ સંકલ્પ તું દે વિસારી;
ભાવ ધર પ્રભુ મહિ નાવ કર હરિ ચરણ,
તોજ કલ્યાણ છે' શ્રેયકારી.

તમો પૂર્વે આવા સંસારાસક્ત નહિ હતા. પ્રભુપરાયણ હતા. મોટા યજ્ઞો, અનેક દાન અને અનેક સત્કર્મ કરી મહાન સ્વર્ગ અને બ્રહ્મલોક વગેરે સ્થળે જવાનું સાધન સંપાદન કર્યું હતું. પણ આજ વાસનાએ તમારો અધઃપાત કર્યો છે. દેવસદનમાં તમો મારી તરફ કામની નજરથી જોવા લાગ્યા; જેનું પરિણામ તમો ભોગવો છો. દેવસદનમાં કરેલ અપરાધને માટે તમને મેં દુઃખ આપી તમારાં પાપ બાળ્યાં હવે નિજ સ્વરૂપ ઓળખો. મિથ્યા વસ્તુ ભૂલી જાઓ. સત્ય વસ્તુઓ ઓળખી ગ્રહણ કરો.

જેસો મન મેરે હાડ ચામમેં લગાયો
તેસો શ્યામમેં લગાવે તો સબ જાને સચ્ચ સચ્ચહે

મારા હાડકાં ચામડાવાળા સ્થૂળ દેહમાં મન લગાવ્યું તેવું પ્રભુમા મન રાખો તો તે સાચું છે. હું સ્થૂળ[1] દેહ નથી જળ છું[1] ( જડછું )[2] પણ તમો તો ચેતન છો અને શાંત છો. તે કેમ જડ બનો છો ! તમો ચિંતાનો ત્યાગ કરો જે લોકકલ્યાણકર હોય છે તે લોકનું અકલ્યાણ નથી કરતું. તમારી પ્રજા અને તમારા ગનને શાંતિકારક એક પુત્ર છેલ્લો મેં સજીવન રાખ્યો છે તેને ઉછેરી હું મોટો કરૂં છું. ઉમર લાયક થતાં મારા જળ સ્વરૂપમાંથી તમને મળશે મારો ને તમારો સમાગમ મિથ્યા નહિ થાય એનું ફળ અવશ્ય મળશેજ. તે પુત્ર મહાન વિદ્વાન થશે. સર્વ રાજાઓને નમાવશે.

---

૧ કેટલાક માનવ શરીરને પાણીના પરપોટાની ઉપમા આપે છે. તેમજ ગંગા તો પોતે જળરૂપજ હતા આજ અર્થ થાય. ૨ સ્ત્રી એ માયાસ્વરૂપ છે અને માયાને શાસ્ત્રકારો જડ ગણે છે.

ગંગાનાં આવાં વચનો સાંભળી શાંતનુ રાજાને પૂર્વજન્મનું ભાન થયું, દિવ્ય દ્રષ્ટિ મળી, વાસના ગઈ, પ્રભુમય બન્યા, ગંગાજીને પ્રણામ કર્યા.

જગતજનની હવે તમો મારાં પત્ની નથી માતા છો, અપરાધ ક્ષમા કરો. તમો મારાં ગુરૂ બન્યાં. મને પ્રભુમાં ભાન કરાવ્યું. હવે હું આસક્તિ નહિ રાખું. શાંતનુ રાજાએ વૈરાગ્યથી રંગાયેલ હૃદયપૂર્વક કહ્યું.

ગંગા બોલ્યાં. રાજા ! હજી તમને સ્મશાન વૈરાગ્ય છે. દ્દઢ વૈરાગ્ય થવાને વાર છે પણ મારા વિયોગથી તમને ઘણો અનુભવ થશે. દ્દઢ થશો. પુનઃ કોઇ સ્ત્રીને જોઇ તેમાં લંપટ બનશો. પાછા સંસારમાં ગુંથાશો. તેમાં પણ કેટલોક વિચિત્ર અનુભવ કરશો તે વખતે મારો પુત્ર તમને શિક્ષાગુરૂરૂપ થશે. છેવટ દ્દઢ વૈરાગ્યવાન તમો બનશો, અને ઉત્તમ ધામ મેળવશો; આમ કહી ગંગાજી સ્થૂળ દેહને લોપ કરી જલમય બન્યાં વૈરાગ્યમય બનેલ રાજા ઘર તરફ ચાલ્યો. ઘેર આવ્યા પછી શરીર શુદ્ધિમાં આવ્યું. નિવૃત્તિપરાયણ અંતઃકરણે જરૂર જોઇતી પ્રવૃતિ રાખી પ્રભુ ભજનમાં સમય ગાળવા લાગ્યો. લોકો રાજી થયા. કેટલોક સમય આમ શુદ્ધ બ્રહ્મચર્યવ્રત પાળતાં ગયો અને તેથી મન વિશેષ નિર્મળ થયું.

ઘણે લાંબે વર્ષે તે રાજા જંગલમાં વનલીલા જોવા ગયો. વનમાં ફરતાં તૃષાતુર થતાં જળ પીવાને ગંગા કીનારે ગયો. ત્યાં ગંગાનો પ્રવાહ ઘણો ઓછો જોયો; તેથી આશ્ચર્ય થયું. શા કારણથી આટલો મોટો પ્રવાહ એકદમ કમતી થયો હશે તે જાણવા સારૂ રાજા આગલ ચાલ્યો. ત્યાં એક દિવ્ય કુમાર પોતાના અદ્ભુત બળથી ત્રણ બાણો મારી પ્રવાહને રોકીને ઉભો હતો. આ ચમત્કારિક તેજસ્વી બાળકને જોઇ અને તેનું અમાનુષ પરાક્રમ જોઇ ઘણો આશ્ચર્ય પામ્યો અને બાળક પાસે આવ્યો; પરંતુ બાળકના તેજથી આંખ અંજાવા લાગી. તેટલામાં અત્યંત સ્વરૂપવાન કોઇ અપૂર્વ સ્ત્રી સુંદર આભરણો અને અતિ ચળકાટ યુક્ત વસ્ત્રો ધારણ કરી ત્યાં આવી બાળકને કહેવા

લાગી. અરે આ તું શું કરે છે આ ત્રણ બાણો માગીને પ્રવાહ તેં રોકયો એ કોને સંકટ થયું તે તું સમજે છે ? પોતાની માતાને બાણ મરાય ખરાં ! આ પ્રવાહ મારો છે અને તેને મારી રોકી રાખતાં અને પ્રવાહ તોડતાં મને ત્રાસ થાય છે તેનું તને ભાન છે ? માતા પિતાની સેવા કરનાર તેજ પુત્ર પણ સંકટ આપનાર તો નરકનો અધિકારી થાય છે માટે પરમપવિત્ર પુત્ર ! તું આ કામ છોડી દે.

પુત્ર કહે મારી અજ્ઞાનતાથી આ થયું. અપરાધ ક્ષમા કરો. આજથી પ્રતિજ્ઞા લેઉ છું કે માતા પિતાની અખંડ સેવા કરીશ અને તેમની ખાતર ગમે તેવું કષ્ટ વેઠીને પણ તેમને સંતોષ આપીશ. હવે આ એક અપરાધ ક્ષમા કરો. આપને શરણેછું. આપનો અપરાધી છું.

સંવાદ ઉપરથી શાંતનુ રાજા સમજ્યો કે, આ બન્ને માતા પુત્ર છે, અને તેનો પિતા હુંજ છું એમ પણ મનમાં થયું; પરંતુ પોતાનો લાંબો સહવાસ છતાં ગંગાજીને પોતે ઓળખી ન શકયો. સબબ આ વખતે શરીરનો પ્રકાશ કાંઈ જૂદો હતો. મુખની આકૃતિમાં પણ ફેર હતો. શું ગંગાજી વિધવિધ રૂપ ધારણ કરનારાં હશે !

તેમ નહતું, પણ તેનો હેતુ એકે જ્યારે રાજા પાસે આગળ પત્ની થવા વખતે આવેલ ત્યારે મનુષ્યનો સમાગમ કરવાના ખાતર માનવ શરીર અને તેજનો હ્રાસ. એ બન્ને કમતી કરવાની ફરજ પડી હતી. આ વખતે માનવ સંગ કરવાનો ન હોવાથી પોતે પોતાના દિવ્ય તેજ સહ પ્રકાશિત થયાં હતાં, જેથી તેને આ વખતે રાજા ઓળખી શકયો નહિ. પરંતુ પુત્ર ઉપરથી મારો પુત્ર આ હોય એમ અનુમાન કર્યું અને પુછયું.આપ કોણ છો ? આ પુત્ર કોણ છે વગેરે.

ગંગાજી બોલ્યાં રાજા પૂર્વાવસ્થામાં હું તારી પત્ની તરીકે રહેવાની હોવાથી માનુષી સ્વરૂપવાન બની હતી પરંતુ હાલ તે સ્વરૂપે રહેવાની જરૂર ન હોવાથી દિવ્ય રૂપે તારી પાસે માત્ર આ પુત્ર અર્પણ કરવાનેજ આવી છું. અમારાં જળને સ્થંભીને ઉભેલો મહાપરાક્રમી તારો દેવવ્રત નામનો પુત્ર છે મેં ઉછેરીને મોટો કર્યો છે. તેનું તેજ અને પરાક્રમ ઘણાં અદ્દભુત છે, એ મહાન નીતિવાન છે.

ગુરૂ વસિષ્ઠ ઋષિ પાસેથી ચારે વેદ શીખેલ છે. યુદ્ધમાં ઈંદ્ર સરખો પરાક્રમી છે. દેવતાઓ અને રાક્ષસો પણ તેની કીર્તિ આજથી ગાય છે. શુક્રાચાર્ય અને બ્રહસ્પતિ સમાન અથાગ વિદ્વાન છે. અસ્ત્રવીદ્યામાં પરશુરામને ગુરૂ કરશે અને પોતાના મહાન પરાક્રમોથી ગુરૂની સાથે યુદ્ધ કરી તેને પણ પાછા હઠાડશે એ રાજનીતિ કુશળ છે. સુખેથી એને તમો ઘેર લઇ જાઓ. એ અનેક રીતે તમારી આજ્ઞા પાળવી એજ મોટું વ્રત સમજશે. જેથી તેને અંગે પોતાના સ્વાર્થની પણ નહિ દરકાર રાખે, આટલું કહી ગંગાજી પધાર્યાં.

શાંતનુ રાજા તે પુત્ર સાથે નગર તરફ આવવા લાગ્યે. ગામમાં રાજકુમાર પ્રથમ આવે છે એ લોકોને ખબર થતાં મોટી ધામધૂમ થઇ ઘેર ઘેર વધાઇ ચાલી ઉત્સાહપૂર્વક સર્વે લોકો દ્વાર આગળ જળકુંભ અને કેળસ્થંભ ગોઠવવા લાગ્યા. ધ્વજા, પતાકા અને તોરણથી મંદિરો શણુગાર્યા પાલખી ઘોડા ઠક્ષ નિશાન વગેરે મોટી સવારી સાથે મોટા હાથી ઉપર બેઠેલા પિતા પુત્રની અલોકિક આકૃતિ જોવા ઉત્સાહી બનેલા લોક વૃક્ષ અગાશી અને બારીએ ચડીને આતુરતા પુર્વક દર્શન કરી પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા સૌભાગ્યવતી પુરસ્ત્રીઓ શાલથી પણ વધાવવા લાગી. રાજા અને પ્રજા આ પુત્રથી પૂર્ણ કામના થઇ. આમ માનવા લાગ્યા રંગમહેલમા પધારતાજ વિદ્વાન બ્રાહ્મણો સ્વસ્તિવાચન સાથે શાંતનુ રાજાની ઇચ્છાથી યુવરાજ પદભિષેક કર્યો અને અમુક રાજ્યની સત્તા સોપી તમામ રૈયત જેના મુખની વાણી સાભળવાને એકત્ર થઇ. યુવરાજપદ યુકત નવિન કુમારે પોતાને જે પદ મળેલ છે તેને અંગે કાઇક બોલવુ જોઇએ એજ રીત હોવાથી સર્વ પ્રજા સમક્ષ શ્રી વિષ્ણુ પરમાત્માને નમસ્કાર કરી બે હાથ જોડી

वाणी गुणानुकथने श्रवणौ कथाया।
हस्तौ च कर्मसु मनस्तव पादयोर्नः॥
स्मृत्या शिरस्तव निवासजगत्प्रणामे।
दृष्टिस्सतां दर्शनेऽस्तु भवत्तनूनाम्॥

હે પ્રભુ ! તમારા ગુણગાન કરવામાં જ મારી જીભને આતુર રાખજો તેમજ કાન કથા શ્રવણ કરવામા, હાથ શુભ કામ અને આપની સેવામાં, મન તમારા ચરણકમળનેજ યાદ કરવામાં, મસ્તક તમારાં ચરણ અને પરમ વૈષ્ણવ ભકત જનોને નમન કરવામાં અને મારી આંખ હમેશાં આપના અને સત્પુરૂષોનાં દર્શન કરવા માટેજ આતુર રાખજો-હું તમારો બાળક છું. તમારે શરણે છું સદાકાળ મારી ધર્મ કામમાં પ્રવૃત્તિ કરાવજો

શ્રી પુરૂષોત્તમ પ્રાણનાથ પ્રભુ અરજ સુણોને અમારી રે,
ભકત ઉદ્ધારણ પતિતપાવન સુણીએ ટેવ તમારી રે. શ્રી૦
એવું સુણી તુજ શરણે આવ્યો શ્રીપતિ કુંજબિહારી રે,
સન્મતિ અર્પી શરણે રાખજો ત્રિવિધ તાપ નિવારી રે, શ્રી૦
નામ ભજનનો મહિમા મોટો જાણે શેષ ત્રિપુરારિ રે,
મુકુંદ માનુષ્ય દેહથી સમજો, લેશે શ્રીહરિ ઉગારી રે. શ્રી૦

પ્રભુ પ્રાર્થના કરતાં આખમાંથી હર્ષાશ્રુ પ્રવાહ ચાલ્યો, આનંદ ઉભરાયો, પ્રજા તરફ દૃષ્ટિ કરી દેવવ્રત બોલ્યો. સભ્ય ગણો ! આજે મારા પિતાનાં પ્રથમ દર્શન મને થાય છે અને તમો સર્વને પણ પ્રથમજ મળું છું. તમો સૌ મહારા છો. હું તમારો છું.

### ત્રોટક.

मणिना वलयं वलयेन मणिर्मणिना वलयेम विभाति करः ।
पयसा कमलं कमलेन पयः पयसा कमलेन विभाति सरः ॥
शशिना च निशा निशया च शशी शशिना निशया च विभाति नभः
कविना च विभुर्विभुना च कविः कविना विभुना च विभाति सभा ॥

હીરા વડે કંકણ અને કંકણવડે હીરો પ્રકાશે છે અને એ બન્નેથી હાથ શોભે છે. જલવડે કમળ અને કમળવડે જળ શોભે છે અને જળ તથા કમળવડે સરોવર શોભે છે ચંદ્રવડે રાત્રિ અને રાત્રિવડે ચંદ્ર શોભે છે અને એ બન્નેવડે આકાશ શોભે છે. કવિવડે રાજા અને રાજાવડે કવિ શોભે છે અને રાજા તથા કવિ વડે સભા શોભે છે, તેમજ રાજા અને પ્રજાવડે રાજ્ય શોભે છે,

આ દૃષ્ટાંત પરથી જણાવવાનું કે રાજ્યની શોભા રાજા પ્રજા બન્નેના પરસ્પરના આનંદને અંગેજ રહેલી છે; માટે તમને મારી મતિ પ્રમાણે સૂચના કરવાની જે ઇચ્છા થાય છે તે એ કે તમામ પ્રજા વર્ગે પુન્યમાં પ્રવૃત્તિ રાખવી, સદ્‌ગુણી બનવું અને નીતિ એજ આપણું ભૂષણ છે એમ માનવુંજ. હમેશા સ્નાન, સંધ્યા, પ્રભુ સેવા અને બ્રાહ્મણ સેવા સિવાય કોઇ કામમાં પ્રવૃત્ત થવું નહિ. દરેક મનુષ્ય પોતપોતાનું પવિત્ર જીવન પરોપકારથીજ પ્રકાશિત કરી શકે છે. કોઈ પણ જાતનો અહંકાર રાખ્યા સિવાય પરોપકારનું ઉંડું બીજ રોપનાર મહાન સુખમય મિષ્ટ ફળો ચાખે છે. ધનવાનજ પરોપકાર કરી શકે એમ નથી પણ એ કર્તવ્ય સર્વ કરી શકે છે. કોઈ પોતાના ઘરમાંથી આપે છે અને કોઇ જીભથી અપાવે છે. ઘરમાંથી આપ્યા કરતાં જીભથી કામ કરનાર વખત પર વધી જાય છે.

हस्तादपि न दातव्यं गृहादपि न दीयते ।
परोपकरणार्थाय वचने का दरिद्रता ॥

પોતાને હાથે આપવાનું નહોય તેમ ઘરમાંથી પણ આપવું ન પડતું હોય, પરંતુ માત્ર વચનથીજ પરોપકાર થતો હોય તો વચનમા કોણ દરિદ્રી રહે ? તો પરોપકાર માટે ધન કરતા પણ તન (અંગ મહેનતથી કોઇનું કલ્યાણ કરવુ તે) અને મન-(વાણી અને અંતઃકરણથી કલ્યાણ કરવું તે) થી કલ્યાણ (પરોપકાર) કરવું તે વિશેષ ઉત્તમ અને સર્વ કોઇથી બની શકે તેવો માર્ગ છે. હું ધારૂં છું કે અમારી પ્રજા ઉપર જણાવેલા માર્ગને અનુસરશે નિજ પરમ સુખ સાધશે અને પ્રભુના દ્વાર તરફ જવાને લાયક થશે સંસારમાં વસનારે આવી વૃત્તિ રાખવા સિવાય મારા પરમ ગુરૂ વસિષ્ટ અને પરશુરામના ઉપદેશ પ્રમાણે વ્યવહાર ધર્મ સાચવવાની એક અગત્ય છે તે એકે દરેક માણસ સેવ્ય અથવા સેવક; એ બેમાંથી એક સ્થિતિમા ગોઠવાય છે. પિતા પુત્ર; પતિ પત્ની, રાજા રૈયત, શેઠ ને નોકર અને ગુરૂ શિષ્ય; તેમા પિતા સેવ્ય છે અને પુત્ર સેવક છે, પતિ સેવ્ય છે અને પત્ની સેવક છે, રાજા સેવ્ય છે અને રૈયત

સેવક છે. શેઠ સેવ્ય છે અને નોકર સેવક છે. ગુરૂ સેવ્ય છે અને શિષ્ય સેવક છે. સેવ્ય સેવક વર્ગ છે તેમાં સેવકે પોતાના સેવ્યની સેવા કરવી. પ્રભુ સમાન તેની ગણના કરવી. તેની આજ્ઞા પ્રભુ આજ્ઞા સમાન ગણી સ્વીકારવી. પોતાના ઉન્નતિના સાધન રૂપ અને ધર્મ તથા નીતિના અધિષ્ઠાતા પ્રત્યક્ષ સજીવ દેવ તેને ગણવા; એ આપણુ મુખ્ય વ્યાવહારિક જ્ઞાન ધારણુ કરવુ. એ મારા બન્ને ગુરૂનો ઉપદેશ છે. આ વિષયમાં ઘણું લાબું વિવેચન થઇ શકે છતા ટુંકામાં મને મળેલો ઉપદેશ આજ પ્રજા સમક્ષ જે જણાવ્યો તે સર્વે આનંદપૂર્વક ગ્રહણુ કરશે એવી આશા રાખું છું.

ટુંકામા પણ હૃદયને આનંદ પ્રગટ કરે એવા મીઠા શબ્દો યુવરાજ દેવવૃતના સાંભળી તમામ પ્રજામંડળ અને શંતનુ રાજા બહુ ખુશી થયા. સર્વના હૃદયમા આનંદ ઉભરાયો. પોતાને આવા યુવરાજ પ્રાપ્ત થયા તેથી અહો ભાગ્ય માનવા લાગ્યા.

સર્વ પ્રજામંડળ બાળોપદેશ પ્રેમપૂર્વક ગ્રહણુ કરી હર્ષ પામતાં નૃપતિ અને યુવરાજને નમન કરી પોતાને સ્થળે ગયું.

## સત્યવતી સમાગમ.

જે પ્રમાણે પોતે બોધ આપ્યો અને જે પ્રમાણે ગુરૂવસિષ્ટ અને પરશુરામ ગુરૂ પાસેથી જ્ઞાન સંપાદન કર્યું. તેજ પ્રમાણે લોકો પોતે વર્તન કરવા લાગ્યા. પિતાની આજ્ઞા પાળવા લાગ્યા. એમની સેવાને ઇશ્વરપૂજન ગણવા લાગ્યા. પિતાને સુખે સુખી અને પિતાને દુઃખે દુઃખી થવા લાગ્યા. પિતા પ્રત્યે પુત્રનો શું ધર્મ છે તે બરાબર રીતે સમજી પોતે તે કર્તવ્યને અનુસરવા લાગ્યા જાણે કે પોતે તે કર્તવ્ય બરાબર કરી તેજ પ્રમાણે પિતૃભક્તિ દુનિયાને શીખવતી હોય!

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥

શ્રેષ્ઠ પુરૂષ જેને કર્તવ્ય કહે છે, તેનું બીજા લોકો અનુકરણુ કરે છે. તે ન્યાય જે અનુસરીને પ્રભુ પોતેથી સુખથી અર્જુનને આગળ જતાં કહે છે કે;

न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु विद्यते ॥

મારે કાંઇ કર્તવ્ય કરવાની જરૂર નથી (સબબ પોતે ઉલટા બીજાને મોક્ષ આપી શકે છે તેને પોતાને કર્તવ્ય કરવા શી આવશ્યકતા છે) છતાં જે હું ઉત્તમ કર્તવ્ય બ્રાહ્મણ સેવા આદિ કરૂં છું. તે બીજા લોકને અનુકરણ કરાવવા ખાતરજ. આ મહાન પુરૂષો પોતે જે કરે છે તે બીજાને શીખવવા ખાતર કરે છે. તે જ પદ્ધતિ પ્રમાણે દેવવૃત પોતે પતિતપાવની ગંગાજીના પુત્ર છે. બીજાનાં પાપ બાળે તે ગંગા પોતાના પુત્રનું તો કલ્યાણ કરેજ. જેથી એ દેવવૃતનું તો સદાય કલ્યાણજ છે, છતાં આ વખતે ઉત્તમ કર્તવ્ય પિતૃભકિત પ્રભુ સેવા વગેરે જે કર્તવ્ય કર્મ કરતા હતા, તે લોક શિક્ષણ માટેજ.

રાજ્યસત્તાને અંગે પ્રજાનું કલ્યાણ કરતાં અને પિતૃભક્તિ તથા પ્રેમમય શ્રી કૃષ્ણ (વિશ્નુ) ઉપાસના કરતાં ચાર વર્ષ દેવવૃતને ગયાં. તેવામાં પિતૃભક્તિની કસોટીએ ચડવાનો મહાન સમય પ્રાપ્ત થયો. પોતાના પુત્રને રાજ્યસત્તા સોંપ્યા પછી સંતુષ્ટ થયેલ રાજા અમુક અંશે રાજ્ય કરવાની ચિંતાથી મુક્ત થયા હતા. જેથી સ્વસ્થ મનથી યથારૂચિ પૃથ્વીની મુસાફરી કરવા માંડી.

કોઇએક સમયે ઘોડેસ્વાર બની માત્ર એકલા યમુના કિનારે ફરવા જવાને શંતનુ રાજાને રૂચિ થતાં તે તરફ ગયો. તેવામાં યમુનાના આસપાસના જંગલમાં જ્યાં ફરવા લાગ્યો ત્યાં ઉત્તમ સુગંધ તેમને આવવા લાગી. આથી રાજાને તે સુગંધમય સ્થળ જોવાની આકાંક્ષા થઇ. સુગંધમય પવન જે દિશામાંથી આવતો તેને આધારે તે દિશા તરફ રાજાએ ચાલવા માંડયું. આગળ જતાં ચકિત બન્યા. મહાન દેદિપ્યમાન કાંતિમય મૂર્તિ જોઇ. મદોન્મત્ત શરીર, તમામ ભરેલાં અવયવો, ખીલતી યુવાવસ્થા, ચક્ષુની ચકોરતા, પ્રેમમય નિરીક્ષણ, મૃદુહાસ્ય અને સ્નેહબંધનમાં સામાને બાંધવાની પ્રબળ ઇચ્છા; એ તમામ કામવાસના પ્રગટ કરનારાં સાધનોથી

ભરપૂર યુવાન સ્ત્રીને જોઇને કોનું મન વિહ્વળ બન્યા વગર રહે ! શંતનુ રાજા એક નજરે તેની સામું જોવા લાગ્યો, અને ખાત્રી થઇ કે પરમ સુગંધી આ સુંદર લલના પાસેથી આવે છે.

કમળ કુસુમ સમ મનોહર કામિની દિસે.
નવિન યુવતીની મહિંથી ચિત્ત ના ખસે  કમ૦ ૧
સરસિજ સમ વદન ભૃકુટિ છે મનોહરા,
મૃગીસમ શુભ નેત્ર હંસી સમ ગતિ વશ.  કમ૦ ૨
ભાલ છે વિશાળ મધ્ય બિંદુ શોભતું,
રજનીપતિ સમાન બિંબ અતિવ ઓપતું.  કમ. ૩

રાજા વધારે વિહ્વળ બન્યો. કામ આતુરતા વધી. સુંદર યુવતીની પાસે ગયો અને પૂછયું જંગલમાં એકલાં કેમ છો ? કોણ તમારી સાથે છે ? તમારો પિતા કોણ ? લગ્ન કરેલ છે ?

મંદહાસ્ય કરી મૃદુશબ્દોમાં તે સુંદર સ્ત્રીએ આ પ્રમાણે ઉત્તર આપ્યો. સર્વ નાવિકોમાં મુખ્ય મારા પિતા છે અને તે મારા ધર્મપિતા છે. સત્યવતી મારૂં નામ છે. પિતાની આજ્ઞાથી વિદ્વાન બ્રાહ્મણો અને અન્ય સદ્ગુણી ભક્તજનોને ધર્મની ખાતર નિસ્વાર્થ ગંગાપાર અને જમુનાપાર ઉતારવાનું કામ કરૂં છું. કન્યા છું અર્થાત્ હજી મારાં લગ્ન થયાં નથી.

ત્યારે તમારો ખરો પિતા કોણ છે ? રાજાએ પ્રશ્ન કર્યો.

ઉપરીચર રાજા મારો પિતા છે. સત્યવતીએ જવાબ આપ્યો.

ત્યારે એવા મહાત્મા પવિત્ર રાજાએ તમારો ત્યાગ કર્યો તેનું શું કારણ ? સર્વ વિસ્તારથી કહેશો ? શંતનુ રાજાએ પૂછયું. સત્યવતીએ આગળ વાત ચલાવતાં જણાવ્યું કે એક મહાત્મા ઋષિએ મારા જન્મ સંબંધી જે હકીકત મને જણાવી છે તે આપને વિદિત કરૂં છું. એક વખત પ્રથમ સ્ત્રીધર્મમાં આવેલ પોતાની પવિત્ર નિર્મળ સદ્ગુણી અને પતિવ્રતા ગિરિકા નામની સ્ત્રી પ્રત્યે ધર્મ શાસ્ત્રાનુસાર પોતાની પવિત્ર ફરજ બજાવવા માટે જે વખતે ઉપરી-

ચર રાજા જતા હતા તેજ વખતે તેના પિતૃવર્ગે આજ્ઞા આપી કે, રાજા ! આજ વખતે જંગલમાં જઇ અમને જોઇએ તેવું નવીન પવિત્ર ભોજન તું પોતેજ લાવી આપ, એ અમારી માગણી છે.

ઉપરીચર રાજા વિચારમાં પડયો. હવે શું કરવું. આજ સમયે સ્ત્રી પાસે જવું એ પવિત્ર ધાર્મિક ફરજ છે અને પિતૃવર્ગની આજ્ઞા પાળવી એ પણ ધાર્મિક ફરજ છે.

उत्तमश्चिंतितं कुर्यात् प्रोक्तकारी तु मध्यमः
अधमो श्रद्धया कुर्यात् अकर्तोचरितं पितुः ॥

પિતૃવર્ગ અર્થાત્ ગુરૂજીના મનની વાત સમજીને જે સેવા કરે તે ઉત્તમ પુત્ર સમજવોઃ આજ્ઞા કર્યા પછી જે કામ કરે તે મધ્યમ પુત્ર સમજવો. આજ્ઞા કર્યાબાદ બેદરકારીથી અશ્રદ્ધાપૂર્વક જે સેવા ઉઠાવે તે અધમ પુત્ર સમજવો અને આજ્ઞા પછી જે પિતાની આજ્ઞા નજ પાળે તે તો પુત્રજ ન સમજવો; માત્ર તે કૃમિ રૂપ સમજવો.

એ ધર્મશાસ્ત્રોલ્લેખ પ્રમાણે જંગલમાં જઈ પિતૃવર્ગની સેવા બજાવવાને આજ વખતે જવાની જરૂર છે. માટે એ બન્ને કર્તવ્યમાં કયું કર્તવ્ય કરવું.

विप्रतिषेधे परं कार्यं ।

પાણિનિ નામના વ્યાકરણ શાસ્ત્રકારે પોતાના સૂત્રમાં જણાવ્યું છે કે એકજ વખતે બેય સરખાં કર્તવ્ય કરવાનો વિરોધ આવે ત્યારે પરકાર્ય–પહેલાથી બીજું પ્રાપ્ત થયેલ કર્તવ્ય કરવું. ઉપરના સૂત્રને આધારે રાજાએ સ્ત્રીની પાસે જવું બંધ રાખ્યું અને બારોબાર પિતૃકર્તવ્ય સાધવા જંગલમાં તે ગયો. પરંતુ પોતાનું મન સ્ત્રી તરફ ખેંચાયું. તે પવિત્ર સ્ત્રીનું ચિંતવન કરતાં વિહ્વળ બન્યો. કર્તવ્યકર્મ સુઝયું નહિ તેથી વૃક્ષ નીચે આવી બેઠા. થોડીવારે એની એ સ્થિતિમાં નિદ્રા આવી. સ્વપ્નમાં પોતાની ગિરિકા સ્ત્રીને મળ્યા. આનંદસંગ કરતાં પોતાના શરીરનાં તેજનો અધઃપાત થયો. જાગ્રત થયો ને જોયું તો કોઈ નહતું. અરે મારી આ શી દશા થઇ. આમળ

જુના વખતમાં પોષ્ટનું કામ પક્ષિઓ પાસે કરાવતા હતા. જે હમણાં સુધી બનતું હતું. સારા ગૃહસ્થો કબૂતરને તે કામની ખાતર પાળતા હતા અને તેને એવી કેળવણી અપાતી કે તે બરાબર આબાદ કામ બજાવતાં અર્થાત્ જ્યાં મોકલે ત્યાં જઇ કામ કરીને આવતાં હતાં.

તેજ પ્રમાણે રાજા ઉપરીચરે વિચાર કર્યો. મારા પવિત્ર તેજની દુર્દશા ન થાય તો સારૂં. આમ ધારી બાજપક્ષી મારફત તેને પોતાની સ્ત્રી પાસે મોકલાવ્યું. રસ્તામાં બીજા બાજપક્ષી સાથે લડાઇ થઇ. જેથી ચાંચમાં તેજવાળો પડીયો હતો તે ગંગા નદીમાં પડયો. તે તેજ માછલીએ ગળ્યું. તેને પરીણામેં બે સંતાનો થયાં. એક પુત્ર અને એક પુત્રી. તેમાં પુત્રનું નામ મત્સ્ય રાજા થયું. જે પુત્રી તે હું પોતે. મારામાંથી માછલાંની ગંધ બહુ નીકળવા માંડી. મારા ધર્મપિતાના હાથમાં તે માછલાં માર્ફત અમો આવેલ હોવાથી અમને બન્નેને ઉપરીચર રાજા પાસે લઇ ગયો તેમાથી પુત્રને ગ્રહણ કરી ઉપરીચર રાજાએ મારામાં દુર્ગંધિ નીકળતી હોવાથી મને ન ગ્રહણ કરતાં મારા ધર્મપિતાને ( નાવિકને ) તેણે રાજીખુશીથી મને સોંપી, જેથી તેને ત્યાં રહી હું ઉછરીને મોટી થઇ.

સંતપુરૂષોનો સમાગમ પાય—અર્થાત્ દુર્ગંધિનો નાશ કરે છે અને સુગંધી ( પુન્ય અને શુભધર્મ )ની વૃદ્ધિ કરે છે. એવોજ શાસ્ત્ર સિદ્ધાંત છે; તેનો મેં પ્રત્યક્ષ અનુભવ કર્યો.

મારા શરીરમાં જે દુર્ગંધિ રૂપ પાપ દુર્ગુણો ભર્યા હતા તેનું નિવારણ કરનાર મહાત્મા શ્રી પરાશર ઋષિ છે. સારા કર્તવ્યની યોજનાને પરિણામે જે શુભ ફળ પ્રાપ્ત થાય તેમ મારા પિતાએ જે મને ધર્માર્થ નાવ ચલાવવાનું ઉત્તમ કર્તવ્ય મને સોપ્યું હતું તેજ શુભ કર્તવ્યને પરિણામે એક દિવસે મહાત્મા તપસ્વી શ્રી પરાશરનો સમાગમ થયો. મારા પૂર્વના પુન્યના ઉદયને પરિણામે તેમણે મારાપર અપૂર્વ કૃપા કરી હું તેમને નાવમાં બેસાડી ગંગાપાર લઇ જતી હતી તેવામાં મીઠા શબ્દથી તેમણે મને કહેવા માડયું કે જે નિસ્વાર્થ ધાર્મિક કર્તવ્યપરાયણ તેના અંગમાં દુર્ગંધ ( પાપ

દુર્ગંધ ) રહેવી ન જોઇએ. માટે હું તારા આ ઉત્તમ કર્તવ્યથી પ્રસન્ન થઇને તારૂં કલ્યાણ કરવા ઇચ્છું છું. મારા સમાગમને પરિણામે આજથી તારામાં દુર્ગંધિને બદલે અપાર સુગંધિ (પુન્ય પવિત્ર યશ અને સદ્ધર્મ)નો વાસ થશે જગતમાં તારી ખ્યાતિ વધશે. મારૂં ઉત્તમ તપનું તેજ આજ તારા ઉપર પ્રસન્ન થઇ હું તને અર્પણ કરૂં છું. એ તેજ કાળે કરીને સાવયવ (પુરૂષરૂપ) બનશે. તેનું નામ વ્યાસજી પડશે. તે જગતનું કલ્યાણ કરશે. તને દષ્ટિ પુત્ર પ્રાપ્ત થશે. જેથી નિર્દોષ રહીશ. છેવટ કોઇ ચક્રવર્તી રાજા સાથે તારૂં લગ્ન થશે અને તું પરમ સુખી થઇશ.

મારાં સહજ શુભ કર્તવ્યને પરિણામે તે મહાત્માએ મારાપર એટલી બધી કૃપા કરી મારૂં જીવન સફળ કર્યું.

न ह्यम्मयानि तीर्थानि न देवा मृच्छिलामयाः।
ते पुनंत्युरुकालेन दर्शनादेव साधवः॥

જલમય તીર્થ અને દેવની મૂર્તિનાં દર્શન કરવાથી લાંબે વખતે ફળ મળે છે પણ સાધુનાં દર્શન થતાં તરતજ ફળ મળે છે.

जाड्यं धियो हरति सिंचति वाचि सत्यं।
मानोन्नतिं दिशति पापमपाकरोति॥
चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिं।
सत्संगतिः कथय किं न करोति पुंसाम्॥

સત્પુરૂષની સંગતિથી બુદ્ધિની જડતા મટે છે, વાણીમાં સત્યતા વધે છે, જગતમાં માન અને ચારે તરફ કીર્તિ વધે છે, પાપને દૂર કરે છે અને મનને પ્રફુલ્લિત રાખે છે, માટે સત્પુરૂષોના સમાગમથી પુરૂષોને શું લાભ નથી થતો?

ખારવાનું કામ કરનાર હલકા મનુષ્યોના લાંબા વખતના સહવાસથી મારામા જે દુર્ગુણજન્ય દુર્ગંધિ હતી તે મહાત્મા ઋષિના ક્ષણમાત્રના સમાગમથી દૂર થઇ ગઇ. મારૂં નામ મત્સ્યગંધા હતું તે બદલાઇ યોજનગંધા નામ પાડયું અથવા બીજું સત્યવતી નામ જાહેર થયું. ઋષિજીના કહેવા પ્રમાણે નિર્દોષ રીતે પોતે સમર્પણ

કરેલ ઉત્તમ તેજના સમૂહદ્વારા પુત્ર પ્રાપ્તિ થઇ, જેનું નામ વ્યાસજી પાડયું તે પુત્ર જન્મથીજ સંપૂર્ણ જ્ઞાન ધરાવે એ સ્વાભાવિક હતું. સબબ તે સાધારણ મનુષ્ય ન હતો પરંતુ મહાત્મા પરાશરના મહાન તપોમય તેજ જન્ય પ્રત્યક્ષ વિષ્ણુ સ્વરૂપજ હતો. જેણે મહાભારત અને અઢાર પુરાણ તેમજ બ્રહ્મસૂત્ર જેવા મહાન્ ગ્રંથો લખી લોકકલ્યાણ કર્યું. તે મહાત્મા વ્યાસજી મને માતા ગણી કહેવા લાગ્યા કે હવે તારૂં કલ્યાણજ છે અને જ્યારે કહેશો ત્યારે તમારી સેવામાં હું હાજર થઇશ. આમ કહી પરમાર્થ કર્તવ્ય અર્થે તે પુત્ર ગયા.

ધાર્મિક નાવ ચલાવવા રૂપ સહજ પુન્યને પ્રતાપે સત્પુરૂષનો સમાગમ અને તેને પરિણામે આવું ઉત્તમ ફળ મને મળ્યું. દુર્ગુણ ગયા, સદ્ગુણ વધ્યા, દિવ્ય કાંતિ પ્રાપ્ત થઇ, સુગંધ વધી, વ્યાસજી જેના મારા પુત્ર ગણાયા અને છેવટ આપ જેવા પ્રતાપી રાજાની પાસે ઉભા રહેવાને લાયક હું બની; એ બધું ઉત્તમ કર્તવ્યનુંજ પરીણામ.

## મરાઠી સાખી.

સારાનું ફળ સારૂં મળશે, નરસાનું ફળ નરસું;
કેશવ વિનવે કર જોડીને કાંઇક હવેતો કર તું.
મન માને તો, માન શીખામણ મારી

આવી ઉત્તમ સત્પુરૂષના સમાગમના ઉત્તમ ફળની વાત સાંભળીને સત્યવતીના દિવ્ય સ્વરૂપથી અત્યંત વિહ્વળ બનેલ રાજા વિચાર કરવા લાગ્યો.

अखंडं पुन्यानां कमिह समुपस्थास्यति विधिः ।

મહાત્મા પરાશર ઋષિની પરમ કૃપાને પરિણામેજ અખંડ પુણ્યની મૂર્તિરૂપ આ અલૌકિક સ્ત્રી વિધાતા કોને અર્પશે. તે પવિત્ર સ્ત્રીને કહેવા લાગ્યો. ઓ મહા ભાગ્યશાળી સ્ત્રી વિવેકહીન બની તમારી હું માગણી કરૂં છું. તમો મારૂં ઘર શોભાવશો ?

મંદહાસ્યથી સત્યવતીએ જવાબ આપ્યો.

बाल्ये पितृवशे तिष्टेत् ।

બાલ્યાવસ્થામાં પિતાની આજ્ઞામાં રહેવું, એ સ્ત્રીને માટે શાસ્ત્ર સિદ્ધાંત છે; જે આપ જાણતા હશોજ. તો તે ન્યાયને અનુસરી મારા ધર્મપીતાની આજ્ઞા ઉઠાવવી એજ મારૂં કર્તવ્ય છે.

## દિકરી ને બીજી ગાય દોરાય ત્યાં તે જાય.

દીકરી અને ગાયને માતા પિતા જ્યાં અર્પે ત્યાં જવું (દોરાવું) એ સિવાય સનાતન ધર્મના સિદ્ધાંત પ્રમાણે કશું ન બને. બેશક આપ જેવા ચક્રવર્તી રાજાની સાથે જોડાવાની કોને ઇચ્છા ન થાય! છતાં હું મારા પિતાને તાબે છું. એની આજ્ઞા પ્રમાણે કરવા તૈયાર છું, આપ મારા પિતા પાસે પધારો અને આપની ઇચ્છા તેની પાસે પ્રગટ કરો આ વાત સાંભળી રાજા ખુશી થયો અને કહેવા લાગ્યો. સદ્ગુણી સ્ત્રી તારા ધર્મવાકયોથી હું સંતુષ્ટ છું. આમ કહી તેની સાથે લગ્ન કરવાને ક્ષણ વારમાં અતિ આકુળવ્યાકુળ બનેલ તે રાજા તે સ્ત્રીના ધમ પિતા મોટા નાવિક પાસે ગયો. ઉભા થઈ સત્કાર કર્યો. ઓચિંતા આવેલ ચક્રવર્તી રાજા કયાં અને એક મજુરીનો ધંધો કરનાર અને તે દ્વારા ઉદરપોષણ કરનાર સાધારણ ખારવો! કયાં તે રાજાના આગમનથી ગાભરો બન્યો. સત્કાર કરવાનાં ભિન્ન ભિન્ન સાધનો આસન વગેરે મેળવવા માટે ફાંફાં મારવા લાગ્યો. પવિત્ર રાજાએ જણાવ્યું. તમો ગભરાઓ નહિ તમારા બીજા કશા સત્કારની મને જરૂર નથી, પણ જે જાતનો સત્કાર મેળવવાની તમારી પાસેથી મને આકાંક્ષા છે તે સત્કાર કરો, એટલે ઘણું છે.

ચરણમાં નમન કરતો અને કાલો કાલો બનતો આ પ્રમાણે નાવિક કહેવા લાગ્યો. કૃપાનાથ ? આપને માટે જે કહો તે કરવાને માટે તૈયાર છીએ. માથું પણ રાજા આગળ નકામું છે. એવાં ભાગ્ય મારાં કયાંથી કે આજ મારે ઘેર આપ પધારો અને .તમારૂં કામ કરવાને મને વખત મળે. ખુશીથી ફરમાવો.

વિવેકપૂર્વક રાજા બોલ્યો. મારી પાસે તમો સહુ બેસો; ગભરાઓ મા. સ્થિર થાઓ. તમને શાંતિ આપવી એ મારૂં કર્તવ્ય છે, માટે શાંત થઇ મારી પાસે બેસો.

રાજાના ધૈર્યયુકત શાંત વચનો સાંભળી સર્વે અન્ય લોકો સાથે તે મોટો નાવિક તેની પાસે બેઠો. ઘરમાંથી સાદડી લાવી રાજાને બેસાર્યો. કયાં સાદડીનો કટકો અને કયાં રત્નનું સિંહાસન ! સ્થિર બેઠા બાદ રાજાએ કહ્યું કે સત્યવતી નામની તમારી કન્યાની માગણી કરવા માટેજ તમારી પાસે હું આવ્યો છું. તમારી રાજીખુશીથીજ તે કન્યા સાથે લગ્ન કરવાની મારી ઇચ્છા છે. એ તમારા સત્કારની ઉપેક્ષા છે. નાવિકે જવાબ આપ્યો. કૃપાનાથ ! આમાં મારાં અને મારી કન્યા સત્યવતીના ભાગ્યોદયની વાત છે. કન્યા એ પરાયું ધન છે. બેશક કયાંઇ પણ તેને અર્પવાની તો જરૂર છે, ત્યારે આપ જેવા ચક્રવર્તી રાજાજ તેને પતિ મળે એ અતિ ઉત્તમ વાત છે. એ તો સર્વ કોઇ જાણે અને તેમ કરવાની મારી પૂર્ણ આકાંક્ષા છે. અમારી ભિક્ષુક દશા દૂર થાય, નિવૃત્તિથી પ્રભુભકિત કરવાનું સાધન મળે અને આપ જેવા પવિત્ર રાજાના સમાગમથી અમારૂં જીવિત સુધરે, એ સર્વ જોતાં કોણ મૂર્ખ એવો હોય કે આવો મોટો લાભ અનાયાસે પ્રાપ્ત થતો હોય તો તે ખોઇ બેસે !

તથાપિ મારી એકજ યાચના છે કે મારી પુત્રી સાથે જે લગ્ન કરો તેના નિષ્ક તરીકે (તેના બદલા તરીકે) મારે કોઇ દ્રવ્ય લેવાની જરૂર નથી; પણ એક વચન માત્ર આપનું લેવાની ઇચ્છા છે. તે એકે મારી પુત્રીનો જે પુત્ર થાય તેજ રાજ્યનો અધિકારી થાય. ( તેનેજ રાજ્ય મળે). સોનિષ્ક તરીકે જે માગ્યું તેથી રાજાને અપાર ત્રાસ થયો. ઉંડા નિશ્વાસ નાખ્યો. કરોડો રૂપિયા બદલામાં માગ્યા હોત તો તે સર્વ આપવું બની શકત; પણ એ વાત તેમને અશકય લાગી. દેવવ્રત નામના દિવ્યકાંતિ અને અદ્‌ભુત પરાક્રમવાળો પોતાને પુત્રછે તેનો તિરસ્કાર કરી આસ્થાથી ભવિષ્યમાં થનાર પુત્રને રાજ્ય આપવા માટે બંધાવું એ કેવો દેખિતો અન્યાય ! આમ મનમાં થયું. જેથી

તેના ઉત્તરમાં રાજા કશું બોલ્યો નહિ. પરાણે લેવાની ઇચ્છા ન થઇ. અને દીનમુખે ઉઠીને ચાલતા થયા. નાવિક વિચારમાં પડયો, પાછળ ગયો અને બીજાઓ પણ રાજાને અપમાન લાગ્યું એમ જાણી અરે આમ કેમ કર્યું. કાં બોલો નહિ, ખુલાસો તો આપો; આમ બોલતાં બોલતાં પાછળ દોડતાં ઘણા કાલાવાલા કરવા લાગ્યા પણ રાજા કશું બોલ્યો નહિ. નિરાશ થઇ તમામ પાછા વળ્યા. નિરાશ થયેલ રાજા ઘેર આવ્યો. આંખથી આંસુ સરવા લાગ્યાં.

## શંતનુનો સંતાપ.

गर्जंति दंतिनिवहास्तरलास्तुरंगाः ।
क्लेशैर्युते मनसि चेन्नहि किंचिदस्ति ॥

હાથીઓના સમૂહોની ગર્જના અને ચપળ ઘોડાઓના હણહણાટરૂપ સંપૂર્ણ રાજવૈભવ અને લક્ષ્મીનું પરીપૂર્ણ સુખ હોય છતાં અંતરના કલેશને લીધે સર્વ વૈભવશૂન્ય ભાસે છે. પોતે પોતાને નિરાધાર ભિક્ષુક અને કંગાલની હાલતમાં આવેલ જુવે છે. પુષ્પની શય્યાઓ અને સુગંધિ પવન માનસિક તાપવાળાને અંગાર સમાન ભાસે છે. શંતનુ રાજાની પણ તેજ દશા થઇ. રાજ્યનું સુખ, કારભારીઓ અને રૈયતનો પૂર્ણ સંતોષ, ઋતુ અનુકુલ હોવાથી પ્રજા આબાદ અને દેવવ્રત જેવા આજ્ઞાપાલક પુત્ર છતાં શંતનુ રાજાનું શરીર સૂકાવા લાગ્યું. અંતરમાં કલેશની જાગૃતિ થઇ. પોતાને ધન, ધાન અને વૈભવ છતાં, એકાંત આવાસમાં પોતે સમર્થ છતાં નિરાશ બની રડતાં રડતાં—

નથિ ધન નથિ ધામ હામ છે ના,
જન પણ કોઇ સહાય થઇ રહે ના;
કઠણ સમય આજ છે અમારો,
પ્રભુ કરૂણા કરીને તમે ઉગારો.

આમ બોલતાં બોલતાં આંસુનો પ્રવાહ વહન થવા લાગ્યો માયાની ચમત્કૃતિ અલૌકિક છે. વાહ મોહકમાયા ! તારી જાળમાં ફસાયલો મનુષ્ય પોતાના સુખનાં તમામ સાધનોને જોઇ શકતોજ

નથી. એક મનમાં ધારેલ કર્તવ્ય પાર ન પડવાથી પોતાને જે દુઃખ થતા ( વસ્તુત દુઃખ નહિ છતાં માની લીધેલ ભયંકર દુઃખને પરિણામે ) આખી દુનિયાને તે દુઃખમય જુવે છે એ શુ તારી ઓછી લીલા !

શંતનુ રાજા નમાલા હતા ! સત્તાવગરના હતા ! દ્રવ્યહીન હતા ! બુદ્ધિહીન હતા ! સાધન હીન હતા ! કશું નહિ. સર્વ અનુકૂળતા હતી.

આજ્ઞાપાલક મહાન વિદ્વાન, દુશ્મનોને ત્રાસ આપે એવો તેજસ્વી પુત્ર અને રાજવૈભવ પૂરો હતો. અખૂટ લક્ષ્મી અને પોતાની ચક્રવર્તીપણાની મહાન સત્તા હતી. જેને પરીણામે મોટા મોટા રાજાઓ નમે ત્યારે સાધારણ ભિક્ષુક,ગરીબ સત્યવતીનો પિતા નાવિક તાબે થાય; એમાં શી નવાઈ! છતાં તેને તાબે કરવાના ક્રૂર ઉપાયો ન યોજતાં બુદ્ધિકૌશલ્યનો ત્યાગ કરી સત્યવતીના સ્વરૂપમાં ફસાઇ સર્વસ્વ તજી એકાંતમાં તે સત્યવતીને યાદ કરી આખમાં અશ્રૂ પાડે એ કેવી અજાયબી !

એકાંતવાસમા શંતનુ રાજા આંખના આંસુને સારતાં વિશેષ કહેવા લાગ્યો કે હું કોણ ! રાજા ! ચક્રવર્તી ! હજારો સેવકો, રાજ્ય વૈભવથી હું ભરપૂર છું, ના ના કશું નથી.

सर्वं विलोक्य सखे मृगतृष्णिकाम ॥

એકાંતમાં સખારૂપ હે મન ? તને વૈભવ માત્ર ઝાંઝવા જેવો આ વખતે નથી ભાસતો ! પુષ્પની શય્યામાં પણ ઉષ્ણુતા નથી લાગતી

**મરાઠી સાખી.**

કામ કશાં ધન ધામ ન આવે, હાથી હય રથ હાંઠી,
બાગ બગીચા મહેલ ખજાના ઘરની ઘોડા ગાડી,

× × × ×

સર્વ વસ્તુ છે છતાં આ વખતે તો સંતાપ છે. આંખો બળે છે. સહાયકો છતા આ વખતે કોઇ મને અંતર તાપ સમાવવાના

ઉપયોગમાં આવે એમ નથી. ત્યારે તે સહાયકો પુત્રાદિક છે એમ કેમ મનાય ! માટેજ હુ માનુ છુ કે હુ કેવળ સત્તાહીન દીન પુરૂષજ છું.

## મરાઠી સાખી.

વૈભવ છે પણ શૂન્ય ભાસતા, શૂન્ય બન્યો હું આજે,
વિકળ દશા છે પૂરણ મારી, કયમ મુજ સરશે કાજ,
+ + + +

## ધનાશ્રી

શુ કરવુ મારે સુજે નહિ, શું કરવુ મારે.
સહાયક શ્રી કમલાપતિ નટવર, ચડજો મુજ વારે. સુજે નહિ
આપ સહાયક જો બનશો તો, સુખીઓ સંસારે સુજે૦
પાલક આપ બનો છો જગના, કોણુ બીજુ તારે. સુજે૦

दीर्घं श्वसन् बाष्पकुलोपरुद्धो ।
निरुद्धकंठो न शशाक भाषितुम ॥

આમ બોલતા બોલતાં શ્વાસ ઘુટાવા લાગ્યો આખમાંથી આસુ સરવ લાગ્યા કઠ રૂધાવા લાગ્યો મસ્તક ફરવા લાગ્યું. ઉચ્ચાર થતો અટકયો બોલવાની સત્તા ગળુ રૂંધાવાને લીધે ગઈ. એટલામાં પિતાજી આ શુ કરો છો ! આપ ધર્માત્મા અને પવિત્ર મહાત્માની આખમા આસુ ! આશું ! આવો ઓચિંતો અવાજ આવતા અસ્વસ્થ બનેલો શતનુ રાજા એકદમ ચમકી સાવધાન થયો. બેટા દેવવ્રત ! તુ આવ્યો આવ્ય ! બેસ મારી છાતી ભરાઇ આવી છે. ધબકે છે જેથી પાસે બેસી છાતીપર હાથ રાખ્ય તારા હાથના સ્પર્શથી મારા મનને શાંતિ થશે મને વિશ્રાંતિનુ સ્થળ એક તુજ છે, એ તો દેખીતી વાત છે મારી આવી સ્થિતિમા તુ આવ્યો તે ઘણુ સારૂ થયું મારૂ દુઃખ કાંઇક અશે ઓછું થયું. પ્રતાપી પુત્રને જોના કોને સતોષ ન થાય ! ઉષ્ણુ નિશ્વાસયુક્ત ખિન્ન વાણી સાભળી ઉડો આઘાત થતા પિતાના આતર દુ ખને જાણુવા પ્રબળ આકાક્ષા જણાવતા દેવવ્રત બોલ્યો કે પિતાજી ! સૂર્યના

પ્રકાશ પાસે અંધકાર જણાય ત્યારે મનુષ્યને કેમ આશ્ચર્ય ન થાય ! ચંદ્રમાં શીતળતાને બદલે ઉષ્ણુતા દેખાતાં મનુષ્યના હૃદયમાં કૌતૂહલ અને નવીન તર્કો કેમ ન થાય !

પિતાશ્રી મારા મનમાં પણ તેમજ થયું.

સૂર્ય પાસે જેમ અંધકાર નથી દેખાતો તેમ આપ પાસે દુઃખનું કારણ મારાથી જણાતું નથી, છતાં આપનું હૃદય અતિશય ભેદાય છે, દઠ વ્રત ધારણ કરનાર આપ મહાત્મા ગણાઓ, કે જે પતિતપાવની મારાં માતુશ્રી ગંગા કે જેને પૃથ્વી પર પધરાવવા માટે સૂર્યવંશી મહા તેજસ્વી ચક્રવર્તી સગર રાજાના પ્રૌત્રો ભગિરથાદિએ હજારો વર્ષ તપ કર્યું અને શંકરને પ્રસન્ન કર્યા ત્યારે તે મહા મુશીબતે પૃથ્વીપર પધાર્યાં, તે જગત્ કલ્યાણકારી શ્રીગંગાજી તો આપના ગૃહશૃંગારરૂપ હતાં. એવા આપ મહા પ્રતાપી પરમ પવિત્ર દયાળુ રાજા ઉષ્ણુ નિવાસ નાખો એ મોટું આશ્ચર્ય ! ઉપરનું દૃષ્ટાંત આપી જેમ આપના તપોબળનું અને મહાનુભાવ આપના દિવ્ય પ્રભાવનું વર્ણુન કર્યું. જેમ એ આપનો મહાન પ્રભાવ હોવાથી આપને દેવોએ પણ મહાન પ્રતાપી ગણી આપને માટે ગંગાજીનું પત્ની રૂપે નિર્માણ કર્યું. દૈવ અને દુનિયાં; એ બન્નેની અનુકૂળતા કોઇજ મહાન ભાગ્યશાળી નરને હોય છે. એટલે કે ઇશ્વરની અને અન્ય દેવતાઓની જેના ઉપર અપાર કૃપા હોય છે તેને સાંસારિક, આધ્યાત્મિક અને આધિભૌતિક સંપત્તિના સાધનો સંતોષકારક નથી હોતાં. અર્થાત્ ઇશ્વરનો કૃપાપાત્ર મનુષ્ય [1]આધ્યાત્મિક ( શરીરે સુખી ), તથા [2]આધિભૌતિક એટલે ધનનો સુખી, ઘરનો સુખી, કુટંબનો સુખી અને શત્રુ વગરનો કોઇકજ હોય છે. જેનાં દૃષ્ટાંતો પુષ્કળ છે.

પરમપૂજ્ય સાક્ષાત્ રામચંદ્રજી પોતે ચક્રવર્તી છતાં કુટુંબ અને રાજ્યનું સુખ ચૌદ વર્ષ સુધી મેળવી શક્યા નહતા.

---

૧. શરીર સંપત્તિ, આરોગ્યતા. ૨. ધનસંપત્તિ અને કુટંબ સંપતિ તથા જન સંપતિ ( સર્વ મનુષ્યોનો મિત્ર ભાવ )

આપને તેવું કશું નથી. દૈવસંપત્તિ જેમ આપને પૂર્ણ મળેલ છે તેવીજ રીતે સાંસારિક સંપત્તિ પણ આપ સમીપે સંપૂર્ણ છે.

मानुष्यं वरवंशजन्मविभवो दीर्घायुरारोग्यता ।
सन्मित्रं सुसुतः सती प्रियतमा भक्तिश्च नारायणे ॥
विद्वत्त्वं सुजनत्वमिन्द्रियजयः सत्पात्रदाने रति-
स्ते पुण्येन विना त्रयोदश गुणाः संसारिणां दुर्लभाः ॥

મનુષ્ય જાતિમાં જન્મ; તેમાં પણ ઉત્તમ જાતિમાં અવતાર, સંપૂર્ણ વૈભવ અને તે ભોગવવા માટે લાંબુ આયુષ્ય, તેમજ નિરોગી શરીર, સારો મિત્ર, પુણ્યશાળી આજ્ઞાપાલક પુત્ર, પતિવ્રતા સ્ત્રી, પ્રભુને વિષે ભક્તિ, સારી વિદ્યા, સુજનતા, ઇન્દ્રિઓને જીતવાની શક્તિ, અને સત્પાત્રને દાન આપવાની ઇચ્છા; એ તેર મહાગુણો કોઇ મહાન પુન્યશાળીને પ્રાપ્ત થાય છે. પરંતુ તમામ મનુષ્યોને મળવા દુર્લભ છે.

તંતુ કાચા તણો તાણો સંસાર છે,
સાંધીએ સાત ત્યાં તેર તૂટે;
હોય સત્પુત્ર તો મિત્ર સારો નહિ,
હોય સન્મિત્ર ખોરાક ખૂટે.
હોય ધન જો કદી નારી સારી નહિ,
નારી શુભ હોય રિપુ લાજ લૂટે.

આપને તો તે સંસાર સૂખ પણ સંપૂર્ણ છે. વૈભવો માત્ર છે ધન ભરપૂર છે. આજ્ઞાપાલક સેવક છે. કોઇ શત્રુ નથી. શરીરે સુખી છો. આપમાં વિદ્વત્તા છે. બુદ્ધિ કૌશલ્ય છે. પત્ની સુખ પૂર્ણ પ્રાપ્ત થયેલ છે. પ્રભુમાં સારો ભાવ છે. આપની સેવા ઉઠાવવાને તત્પર મારા જેવો આપને પુત્ર છે. આમ દૈવી અને માનુષી; એ સઘળાં સુખ છતા આપને હૃદયભેદક આઘાત લાગ્યો હોય એવા નિશ્વાસ મૂકી રડોછો, થર થર ધ્રૂજો છો અને ચેતન વગરના બન્યા છો; માટે આપને એવું ભયકર દુ:ખ શુ છે ! તે આપ કહો ?

શું મારાં માતુશ્રી ગંગાજી નથી ! તેથી ?

આપ વિદ્વાન બુદ્ધિકુશળ છો અને સંસારના સારને સમજો છો માટે એ ક્ષુલ્લક લક્ષ આપમા સંભવે નહિ

पुत्रावधिः संसारः ।

'સદ્‌ગુણી પુત્રની પ્રાપ્તિ એજ સંસારનું પરિણામ છે, અને તે પરિણામ આપને મળેલ [1] છે. માટે સ્ત્રીની આવશ્યકતા આપ જેવા વિદ્વાનને હોયજ નહિ. આપના મનના કલેશનું કારણ મારા જોવામાં આવતું નથી તો કૃપા કરીને મને કહો. આપ તો જાણો છો કે,

प्राप्ते तु षोडशे वर्षे पुत्रं मित्रवदाचरेत् ।

પુત્રની સોળ વર્ષની અવસ્થા થયા પછી તેને મિત્ર સમાન ગણી તેની સલાહ લેવી; એ શાસ્ત્રને આધારે હું આપના દુઃખનો ભાગી થવાને પાત્ર છું. મારી મતિ પ્રમાણે આપના સંકટનું નિવારણ કરવાને આતુર બનીને કાર્ય કરીશ. સદ્‌ગુણી પુત્રના મીઠાં વચનો કોના હૃદયમાં આનંદ ન વધારે ! શંતનુ રાજાના હૃદયમાં અમૃત રેડાયુ,પ્રફુલ્લિત બન્યો, આનંદનો ઉભરો પ્રગટ થયો, થોડી વાર પહેલા ક્લેશના આંસુ સરતા હતાં અને અત્યારે પુત્રસુખનાં પવિત્ર વચનો સાંભળી હર્ષના આસુ સરવા લાગ્યા, હૃદય ઉભરાયું, એકદમ ઉભો થયો અને પ્રિય પુત્ર પાસે ગયો. હૃદયના સ્નેહના અત્યંત આવેશને લીધે જોરથી ભેટયો. પુત્રને છાતી સાથે દબાવ્યો. પ્રેમનો ઉભરો શાંત કર્યો હર્ષનાં આંસુ લોયા અને બોલ્યો બેટા ! આજે મને દિવ્ય સુખનો અનુભવ કરાવ્યો. તારા મીઠાં વચનોથી મારા અંતરમાં અમૃત રેડાય છે. તૃપ્તિ થાય છે. હું અત્યાર સુધી મારૂ હૃદય ખાલી કરવાનું સ્થળ કયાંઇ છે નહિ એમ માનતો હતો. પણ હવે મને ખાત્રી થઇ કે–તું મારૂં અંતઃકરણ ખોલવાનું એક મહાન અને ઉત્તમ સાધન છે

---

[1] અર્થાત ગંગાજી રૂપ સ્ત્રીથી મારા જેવો પુત્ર આપને પ્રાપ્ત થયેલો છે.

अविनीतः सुतो जातः कथं न दहनात्मकः ।
विनीतस्तु सुतो जातः कथं न पुरुषोत्तमः ॥

અવિનીત અર્થાત્ ઉદ્ધત સ્વભાવવાળો પુત્ર કુળને બાળનાર અંગાર રૂપ કેમ ન ગણાય-( એમાં સંસ્કૃત ભાષાનો શ્લેષ એ છે કે, [1] આવિનીતઃ એજ અગ્નિનું નામ છે ) એટલે કે અવિનીત ઉદ્ધત પુત્ર પોતે પ્રત્યક્ષ કુલાંગાર ( કુળમાં અગ્નિ રૂપ ) જ છે અને વિનીત–અર્થાત્ વિનય અને નમ્રતાવાળો પુત્ર કુલનું કલ્યાણ કરનાર હોવાથી પુરૂષોત્તમ ( પુરૂષમાં ઉત્તમ વિષ્ણુ ) રૂપ કેમ ન ગણાય. ( આ ઠેકાણે શ્લેષ એ છે કે- વિનીત. એજ પુરૂષોતમ અર્થાત્ વિષ્ણુનું નામ છે ). સાર એકે–અવિવેકી પુત્ર કુલાંગાર ગણાય અને વીવેકી અને આજ્ઞાપાલક પુત્ર પ્રત્યક્ષ વિષ્ણુ રૂપ મણાય છે.

પુત્ર તેં તારી નમ્રતાથી તારૂં વિષ્ણુ રૂપ સિદ્ધ કર્યું. હું તને વિષ્ણુ રૂપજ ગણું છું. અને આજથી દઢ સિદ્ધાંતપૂર્વક કહું છું કે, જાતિ ભાવે પણ પ્રભુનો પરમ સેવક બની વિશેષ વિષ્ણુ ચૈતન્યવાન બનીશ-એ મારૂં આશિર્વચન છે. આટલો તારા તરફનો જે સંતોષ થયો તેથી ઘણે અંશે મારા અંતરનું દુઃખ બેશક ઓછું થયું. પણ– શા માટે અટકો છો ? વાત કરતાં શંકાશીલ શા માટે બનો છો ?

ब्रूयुः स्निग्धस्य शिष्यस्य गुरवो गुह्यमप्युत ।

મહાત્મા ગુરૂઓ અત્યંત વહાલા શિષ્યને પોતાની ગુહ્ય વાત પણ કહે છે.

---

૧ अवि+नीतः=અવિ એટલે ઘેટું જેનું વાહન છે તે. અર્થાત્ અગ્નિનું વાહન ઘેટું છે.

૨ वि+नीतः=વિ એટલે ગરૂડ જેનું વહાન છે તે, અર્થાત્ વિષ્ણુ ભગવાનનું ગરૂડ વાહન છે.

૩ जनिता चोपनेता च यश्च विद्यां प्रयच्छति । अन्नदाता भयत्राता पंचैते गुरवः स्मृताः ॥

જન્મ આપનાર પિતા, યજ્ઞોપવીત આપનાર એટલે કે ધાર્મિકમંત્રોપદેશ કરનાર, વિદ્યાદાન દેનારા, ઉદર પોષણ કરનાર અને ભયથી ( મૃત્યુ ભય ) થી રક્ષણ કરનાર એ પાચેય ગુરૂ કહેવાય છે.

આપ મારા જનક ગુરૂ; મને સત્ય ધર્મ અને મંત્રનો ઉપદેશ કર્યો તેથી ઉપનેતા ગુરૂ તેમજ મને આપે પ્રથમ વિદ્યાભ્યાસ કરાવ્યો તેથી વિદ્યાગુરૂ પણ છો માટે મને પુત્ર. તેમજ વ્હાલો શિષ્ય ગણી જે વાત અંતરની કરવાની હોય તે કરી કૃતાર્થ કરો; એ મારી નમ્ર વિનતિ છે. દેવવૃત આમ કહેવા લાગ્યો. તેથી શંતનુ રાજાએ ઉત્તર આપ્યો કે, તારૂં કહેવું સત્ય છેઃ મને કશું દુઃખ ન હોય અને જે કાંઇ વાત હોય તે તને જણાવવી જોઇએ. પરંતુ જે જણાવવામા ફળિતાર્થ હોય તે જણાવવું, પણ જેમાં તેવું કશું ન હોય અને પોતાને શલ્યરૂપ થઇ ખૂચતું હોય તેવું તને કહી તારા અંતરને ઉલટું પરિતાપમય કરવા સિવાય બીજું ફળ મળે તેમ નથી. માટે મને એકનેજ જે શલ્ય છે તે બસ છે. તે તારા મનમા પસરાવવાની મને ઇચ્છા નથી, માટે કહેતાં અટકું છું.

દેવવૃત કહેવા લાગ્યો કે—

एक एव पदार्थो वै भिन्नत्वं याति विक्षितुः ॥

એકજ વસ્તુ અમુક મનુષ્યને જે રૂપમાં દેખાય છે તેથી જૂદાજ રૂપમાં બીજાની દષ્ટિએ આવે છે. આમ દરેક મનુષ્યની દૃષ્ટિ જૂદી જૂદી હોય છે. આપની દ્રષ્ટિએ જે વાત બહુ મુશીબત ભરેલ અર્થાત્ જે દુઃખ આપને અનિવાર્ય (કોઇથી ન મટી શકે તેવુ) લાગતું હશે તેજ વાત અને તેજ દુઃખ મારી દષ્ટિએ નજીવું ભાસે એ બનવા સંભવ છે. માટે આપે એકજ દષ્ટિએ જોઈ એવો સિદ્ધાંત કરી હૃદયનો સંતાપ હૃદયમાંજ શમાવવો એમ ન કરતાં મને કહો તો યથામતિ તેનો ઉપાય થાય.

પુત્રનો દૃઢ આગ્રહ જોયો. અંતરની વાત કહેવાનો મનમાં નિશ્ચય કર્યો અને શરૂઆતથી માંડીને સત્યવતીને અંગે જે જે વાત બની તે સઘળી કહી સંભળાવી; અને છેવટ કહ્યું કે પુત્ર, મને ખાત્રી છે કે એ દુઃખ અનિવાર્ય છે. મારા ક્ષુદ્ર સ્વાર્થને માટે તારા જેવા પ્રતાપીના સ્વાર્થને તિલાજલિ આપવી એ કહેવું અધમ કર્તવ્ય છે.

પુત્ર ! તારૂં કહેલું સત્ય છે. પુત્રાવધિ સંસાર જોઇએ. હવે સ્ત્રીમાં આશક્તિ રાખવી, એ લંપટપણું ગણાય, મહાન વિજયી છતાં ઇન્દ્રિય ન જીતનારો વિજયી ન ગણાય તેમજ વિદ્યાકુશળ અને બુદ્ધિકુશળ ન ગણાય. પુત્ર મારી દશા પણ તેજ થઇ. જે વૈભવો છે તે પણ આજ કારણથી શૂન્ય જેવા લાગ્યા અને તેજ કારણથી હૃદય બહુજ ગભરાવા લાગ્યું. ભૌતિક અને દૈવીકૃપા પાત્ર હું છું અને પૂર્ણ સુખી હું છું; એ ભાસ માત્ર ઉઠી ગયો. તેનું કારણ માત્ર સત્યવતીમાં આસક્તિ. સત્યવતી એ દિવ્ય સ્વરૂપિણી તારીમાતા ગંગા સમાન તો કયાંથી હોય ! કયાં દિવ્યાંગના અને કયાં અતિક્ષુદ્ર ધીવર (ખારવા) ની કન્યા !

दधि मधुरं मधु मधुरं द्राक्षा मधुरा सुधापि मधुरैव ।
तस्य सदैव हि मधुरं यस्य मनो यत्र संलग्नं ॥

કોઇને દહીમાં મીઠાશ લાગે છે, કોઇને મધમાં, કોઇને દ્રાક્ષમાં અને કોઇને અમૃતમાં મીઠાશ લાગે છે; પણ ખરી વાત તો એ છે કે જેનું મન જે વસ્તુમાં આસકત હોય તે વસ્તુ ચાય મીઠી હો અથવા કડવી કે ગમે તેવી હો પણ તે તેને મધુર અને પ્રીય લાગે છે.

ગંગા જેવા પવિત્રના સહવાસમાં રહેલો અર્થાત્ મનોહર સુગંધ પાસે રહેલો આજ હું અતિશય દુર્ગંધવાળા [1] પદાર્થમાં આસક્ત બનું છું અર્થાત્ તેને મેળવવા માટે આકુળવ્યાકુળ બનું છું, ભાન ભૂલું છું, સર્વ સુખને વિસરૂં છું. તે હલકા લોકોની મૂર્ખતાને અંગે તારો સ્વાર્થ છેદાય છે એમ જાણું છું. છતાં વ્યામોહ મટતો નથી. ટુંકામાં એક નીચ ઘરની કન્યા લાવવાની ઇચ્છા માત્ર કરતાં કેટલી રીતે અધઃપાત થાય છે ! એક તો શરૂઆતમાંજ હૃદયમાં અપાર ગભરાટ, તેને અંગે બુદ્ધિ નાશ, શરીર ક્ષીણ, ગંગાનો સહવાસી થઇ (રત્નનો સહવાસી થઈ) પથ્થરમાં

---

૧ જે સત્યવતી સ્ત્રીમાં તે આસકત થયેલ છે તેનું મત્સ્યગંધા (માછલા જેવી દુર્ગંધવાળી) એવું નામ હતું અને તેવી દુર્ગંધ પણ તેનામા હતી. જે પરાશર ઋષિએ મટાડી છે.

ઇન્દ્રિયાસક્તિ, ધર્મભ્રષ્ટ, ભક્તિભ્રષ્ટ અને તારા જેવા ઉત્તમ પુત્રનો સ્વાર્થોચ્છેદ; આટલું મહાદુઃખ. અર્થાત્ ટુંકામાં આખી જીંદગી જે ઉચ્ચતર છે તેની પૂર્ણ અધોગતિ થાય છે એમ જાણું છું.

जानामि धर्मं न च मे प्रवृत्तिः जानाम्यधर्मं न च मे निवृत्तिः ।
केनापि देवेन हृदि स्थितेन यथा नियुक्तो ऽस्मि तथा करोमि ॥

હું ધર્મને સંપૂર્ણ જાણું છું છતાં તેમાં પ્રેરાતો નથી અને અધર્મને પણ જાણું છું છતાં તે અધર્મ કરવા માટેજ મન દોરાય છે. હૃદયમાં બેઠેલ મારૂં દૈવ મને જેમ દોરે છે તેમ દોરાઉં છું. અને તેને લીધેજ આમ કરવું સૂઝે છે. બેટા ! આ મારા અંતરની વાર્તા એમાં શો સાર છે. આમાં કહેવા જેવું હતું નહિ. સારી વાત કહેતાં ઉત્સાહ વધે પણ મારી અજ્ઞાનતાની વાત કહેતાં કેમ મન ન અચકાય. આજ કારણસર તને વાત કહેતાં મન પાછું હઠતું હતું. બેટા ! એનો કશો ઉપાય નથી. મારી અજ્ઞાનતાનો આડંબર છે જેથી મારે માત્ર સહન કરવાનું છે. ઉપાય લેવાનો છેજ નહિ. તારો સ્વાર્થ લોપાય એ કદી બનવાનું નથી અને તે કન્યા આવે તેમ નથી છતાં ક્ષુદ્ર સ્વાર્થમાં મહાન હાનિ થાય એ કામ શા કામનું. જે સોનું હોય પણ કાન તોડે તો શા કામનું. ત્યારે આ તો સોનું નથી પણ પિતળથી પણ નઠારૂં છે.

મહાન વિદ્વાન છતાં કામ આદિ કોઇપણ વાસનામાં જે મનુષ્ય તદાકાર બને છે તે મનુષ્યની વિદ્વત્તા કે કુદરતી બુદ્ધિ જેવી હોય તેવી રહેતી નથી પણ તેમાં ફેરફાર થાય છે. રાવણ મહાન વિદ્વાન હતો, છતાં કામાંધ બની માતા સીતાનું હરણ કરતાં તેની બુદ્ધિમાં ફેરફાર થયો અને તેનાથી અધિક વિદ્વાન તેમજ તપ કરી શરીર સૂકવી નાખનાર વિશ્વામિત્ર અને પરાશર જેવાની પણ બુદ્ધિમાં કામાંધ થતાં ફેરફાર થયો; એ બધી વાત હું જાણું છું; છતાં તેજ મોહમાં હું ફસાયો છું, જેથી મારી બુદ્ધિ પણ કામ કરતી નથી; એ હું પ્રત્યક્ષ અનુભવ કરૂં છું.

આ વિટંબણાને પરિણામે મારૂં ગમે તે થાય પણ એટલું ભાન રાખું છું કે તારૂં ન બગાડવું, પુત્રની જીંદગી સુધારવી એ પિતાનો ધર્મ છે; અને એ ધર્મ આવી વિષમ સ્થિતિમાં પણ મને ઉપસ્થિત છે, એટલાં મારા સારાં ભાગ્ય માનું છું.

પુત્ર હવે મને દાહ બહુ થાય છે, રહેવાતું નથી,ગભરાઉં છું, આટલો બધો ગભરાટ મને કદી થયો નથી

પોતાના પિતાનો અતિ ગભરાટ જોઇ દેવવ્રતના હૃદયમાં ઉંડી અસર થઇ તે પોતાના હૃદયમાં અનેક સંકલ્પનાઓ ગોઠવવા લાગ્યો પિતાનું મન શાંત કરવું, એ મુખ્ય પુત્રધર્મ છે. પોતાના સ્વાર્થની દરકાર ન રાખતાં પિતાનું ભલું કેમ થાય તેનો વિચાર કરવા માટે પિતાજી હું જાઉં છું અને આપે જેમ પિતૃધર્મને જાળવી રાખવા સંપૂર્ણ લાગણી ધરાવી અત્યંત દુઃખ સહન કર્યું છે તેમ મારે પુત્રધર્મ જાળવવા માટે મહાન પ્રયાસ કરી પિતાની બનતી સેવા બજાવવી; એ મારી ફરજ છે. માટે આપનું દુઃખ કયે પ્રકારે ઓછું કરવું તેનો સપૂર્ણ વિચાર કરી આપને નિવેદન કરીશઃ આમ કહી દેવવ્રત ગયો. વૃદ્ધ પ્રધાનને મળ્યો. એકાંતમાં બોલાવી સઘળી હકીકત તેમની પાસે કહી સંભળાવી પોતાનો અભિપ્રાય જણાવવા લાગ્યો કે—

પ્રધાનજી પિતાએ મારો સ્વાર્થ ન બગાડવા અને પોતાનો ઉત્તમ પિતૃધર્મ બજાવવા કેટલું બધું કર્યું ! પોતાનું આખું શરીર સૂકવી નાખ્યું. તેમનો સંતાપ અને ગભરાટ જોતાં મારા મનમાં બહુજ લાગી આવ્યું.કેવા દયાળુ ! કેવા સદ્ગુણી ! અને કેવા પવિત્ર! પોતાની સત્તાનો ગેરઉપયોગ ન કરતા જાતે સર્વ સહન કર્યું. કુળ અને ધર્મની મર્યાદા સાચવવા માટે તન અને મન; એ બેયને ક્ષીણ કર્યાં. પોતાના અંગપર પડતા મહાન શસ્ત્રોને બીજાની ખાતર ઝીલનાર કોઇકજ હોય છે.

एके स्वार्थपराः परार्थघटकाः ॥

भर्तृहरि.

મારા દયાળુ પિતાએ મારી ખાતર અત્યાર સુધી જે અસહ્ય દુઃખ સહન કર્યું તેનો બદલો મારાથી કયી રીતે વાળી શકાય ? સેવ્ય અને સેવક; એ બન્ને વ્યક્તિએ પોતપોતાનો ધર્મ બજાવવો જોઈએ. સેવ્યરૂપ મારા પિતાએ શરીરની દરકાર તજી મારે માટે સંપૂર્ણ અંતરની લાગણી પ્રત્યક્ષ દર્શાવી પોતાનો ધર્મ બજાવ્યો છે, ત્યારે આ વખતે હું મારો તેની પ્રત્યેનો સેવકધર્મ ન બજાવું તો મારી જીંદગી શા કામની ? પિતાએ વેઠેલું અસહ્ય દુઃખ યાદ કરતાં મારૂં હૃદય ધ્રુજે છે. આંખો બળે છે. મારા શરીરની નસેનસોમાં અતિ આતુરતાથી ધગધગતું લોહી વહેવા લાગ્યું છે. કયારે પિતાનું કામ સિદ્ધ કરી તેના મનને શાંત કરૂં ! પિતાના અંતરની શાંતિ તેજ મને શાંતિ. પિતૃધર્મ બજાવતાં ગમે તેવી ભયંકર આપત્તિઓ સહન કરીશ. ધર્મની ખાતર મને શરીર કે અન્ય કશા સ્વાર્થની દરકાર નથી. ધર્મ એ મારૂં જીવન છે, એ મારૂં સતકર્મ છે, એ મારૂં શરીર છે અને ધર્મ સાચવવાને મહાન વ્યથા સહન કરવી, એજ હું મોટું તપ સમજું છું. તેથી પિતૃસેવા કરવારૂપ ઉત્તમ ધર્મ બજાવવા માટે જે સમય પરત્વે વિપત્તિઓ આવી પડશે તે તમામ સપ્રેમ ગ્રહણ કરીશ અને સ્વાર્થ ત્યાગ કરીશ પ્રધાનજી ! માતા પિતાને જીંદગીમાં કદિ તૃપ્તિ ( સંતોષ ) ન આપી હોય તેવો પુત્ર પાછળથી તર્પણ કરે તેના કરતા કોઇ પણ રીતે પિતાની ચાલુ અવસ્થામા હરેક રીતે તેના મનને તર્પણ ( તૃપ્ત ) કરે તેજ ખરો પુત્ર.

दाने तपसि शौर्ये च यस्य न प्रथित यशः ॥
विद्यायां धर्मकार्ये च मातुरुच्चार एव स ॥ १ ॥

માતા પિતાની ખાતર લાખો દ્રવ્ય તો શું પણ જીદગીનું દાન કરવા માટે પણ તૈયાર એવો દૃઢ સિદ્ધાંત જેના અંતરમાં છે તથા તેની ખાતર તપ અર્થાત્ ગમે તેવુ પણ દુઃખ વેઠવાને આતુર તેમજ બીજું પિતાની સેવા ઉઠાવવારૂપ મહાન ધર્મ કર્તવ્ય કરવા મા શુરવીર જે પુત્ર હોય અને તેને લીધે જેનો યશ ગવાયેલ છે

તેજ ખરો પુત્ર. પરંતુ તેવા કર્તવ્યોદ્વારા જેનો યશ નથી ગવાયો તે તો પુત્ર નહિ પણ માતાના ઉદરના કૃમિ જેવો સમજવો. પ્રધાનજી ! મારે ઉત્તમ પિતાની સેવા કરી બરાબર પિતૃધર્મ-સિદ્ધ કરી ઉત્તમ પુત્ર ગણાવાની પ્રબળ ઇચ્છા છે-માટે તેને અંગે જે જે સંકટો આવશે-તે તમામ આત્મત્યાગ સુધી સહન કરીશ. પિતૃ-ભક્તિ કરતાં આત્મત્યાગ થશે તો ઉત્તમ કામને પરિણામે સ્વર્ગ મળે છે. માટે આ ક્ષુદ્ર મૃત્યુલોક છોડી ઉત્તમ લોકનું સુખ ભોગવીશ અને પિતૃધર્મ પાળતાં ધન અને સર્વસ્વ જતાં પણ કદી શરીર રહેશે તો અધિક પિતૃભક્તિ અને ત્યાર બાદ પિતાની આજ્ઞાનુસાર ઇષ્ટ દેવ શ્રીકૃષ્ણની સેવા દ્વારા મોક્ષ મેળવીશ. માટે પિતૃભક્તિ કરવાનો જે આ ઓચિંતો સમય આવ્યો છે, તેજ મને મારાં ભાગ્યો-દયની નિશાની છે. આ કર્તવ્ય માટે આપણે બન્ને તે સત્યવતીની મારા પિતા માટે માગણી કરવા પુનઃ ધીવર ( ખારવા ) ને ત્યાં જઇએ અને જે કહે તે તમામ બાબતની કબુલાત આપી તેનું મન સંતુષ્ટ કરી તે કન્યાને લાવી પિતાનું મન પણ શાંત કરીએ. હરેક રીતે તેમને સંતુષ્ટ કરવા તેને મારો અને તેમાં સહાયતા કરવાનો તમારો પણ ધર્મ છે.

મને લાગે છે કે-આમાં મારે મારો સ્વાર્થ ત્યાગ કરવા રૂપ મોટો યજ્ઞ કરવાનો આ શુભ અવસર મને પ્રાપ્ત થયો છે. અને તેથી મારા અંતરમાં અત્યંત ઉત્સાહ વધે છે. શ્રાદ્ધ કરવું અને પિતૃપિંડ આપવા તેના કરતાં તેમની આજ્ઞા ઉઠાવવા માટે સ્વાર્થ રૂપ-મહાન દ્રવ્યની પિતાને ખાતર મોટી આહૂતિ આપી ( પોતાના સાંસારિક સુખને હોમી દેવા એજ ખરો પિતૃયજ્ઞ-એજ ખરૂં જીંદગીનું સાફલ્ય-એજ ખરૂં પિંડદાન[1] અને એજ ખરૂં પિતૃશ્રાદ્ધ એવી મારી માન્યતા છે, માટે રથ જોડો, તૈયારી કરો અને ચાલો તમામ કામ સિદ્ધ કર્યા પછીજ પિતાજીને ખબર આપવી છે.

---

૧ પોતાના શરીરનું પરમાર્થે દાન અર્થાત્ પરમાર્થેજ પોતાના શરીરનો ઉપયોગ કરવો.

દેવવ્રતનું વર્ણન સાંભળી વૃદ્ધ પ્રધાનની આંખમાં હર્ષના આસુ આવ્યાં. વાહ ધન્ય દેવવ્રત !

पुण्यतीर्थे कृतं येन तपः क्वाप्यतिदुष्करं ।
तस्य पुत्रो भवेद्वश्यः समृद्धो धार्मिकः सुधीः ॥

જેણે કોઈ પણ પુણ્ય તીર્થમાં મોટું તપ કર્યું હોય તેનેજ બુદ્ધિ- શાળી, ધર્મવાળો, વિવેકાદિ સમૃદ્ધિવાળો અને આજ્ઞાપાળક પુત્ર પ્રાપ્ત થાય છે મહારાજા શંતનુના તો ઘરમાંજ પુણ્ય તીર્થ શ્રી ગંગાજી હતાં અને તે દ્વારા દુઃખ સહન કરવારૂપ તીર્થકાંઠે (ગંગા- જી પાસે) શંતનુ રાજાએ જે મોટું તપ કર્યું ત્યારે તેજ માતાજી ગંગાજીની કૃપા રૂપ થયેલા તમો મહારાજાના પુત્ર છો માટે આટલા વિવેકી, નમ્ર અને ધાર્મિક હો એમાં આશ્ચર્ય નથી. તમારી આટલી બાલ્યાવસ્થામાંજ ઉત્તમ વાણી અને પિતૃભક્તિ જોઇ હું બહુ પ્રસન્ન થયો છુ અને તમારી સાથે આવવા તૈયાર છું.

---

# ભીષ્મ પ્રતિજ્ઞા.

( ભીષ્મ નામ પડ્યું. )

[1]पात्रं न तापयति नैव मलं प्रसूते स्नेहं न संहरति नैव गुणान्क्षिणोति ॥
द्रव्यावसानसमये चलतां न धत्ते सत्पुत्र एव कुलसद्मनि रत्नदीपः ॥

વૃદ્ધ કારભારી અને વૃદ્ધ ક્ષત્રિઓને સાથે લઇ દેવવ્રત યમુના કિનારે જ્યાં [2]સત્યવતીનો પાલક પિતા માછીમાર રહેતો હતો ત્યાં આવ્યા. એક અતિ કંગાલને ત્યાં મોટા રાજાઓ અને ચક્રવર્તી નૃપતિનો પુત્ર પધારે એ કેવું આશ્ચર્ય ! શું તે ધીવર "માછીમાર" ની ખાતર તેઓનું આગમન હતું ? જરાપણ નહિ. પરંતુ પરોપકાર કરવાથી જેમાં બ્રહ્મતેજ ઝળકી રહેલ છે તેમજ વાણી અને મન પણ સત્યના પ્રકાશથી જેનાં તેજસ્વી બનેલ છે અને તેજ કારણથી પવિત્ર ગંગાના સમાગમથી પવિત્ર થયેલ મહા તેજસ્વી ચક્રવર્તી શંતનુ રાજાના પરમ સમાગમને લાયક જ જે બનેલ છે તે સત્યની દિવ્યમૂર્તિ સત્યવતીને માટેજ તેઓનું આગમન થયેલ છે તેને આવતા જોઇ આસપાસ વસનારા ઋષિઓ અને મુનિઓ પણ તે

---

૧ ભાવાર્થ—આ શ્લોકમા રત્નના દીવાની સાથે સત્પુત્રની સરખામણી કરી છે. જેમકે રત્નનો દીવો પોતાને રાખવના પાત્રને ગરમ કરતો નથી. ધુમાડો થનો નથી. તેલનો સંહાર કરતો નથી. વાટ ( કાકડો ) નો ક્ષય કરતો નથી અને તેલ થઇ રહેવાના સમયે ચલાયમાન થનો નથી તેમ સત્પુત્ર પણ પાત્ર ( સત્પુરૂષો ) ને સંતાપતો નથી, અહંકાર, ક્રોધ, દ્વેષ, ઇર્ષા વગેરે મળ પ્રગટ કરતો નથી, સ્નેહનો સંહાર કરતો નથી અને સમૃદ્ધિનો નાશ થના તે સદા અચળ રહે છે. કુળરૂપ મંદીરમા આવો પુત્રરત્ન દીપ સમાન છે

૨ શાંતનુ રાજાને જેની સાથે લગ્ન કરવાની ઇચ્છા છે તે સત્યવતી.

રાજકુમારને મળવાને અને આશીર્વાદ આપવાને પધાર્યા. મોટા ઘરમાં રહેલ નાનો દીવો આખા ઘરને પ્રકાશિત કરે છે તેમ ગરીબને ઘેર રહેલ સત્યવતી તે ઘરને પ્રકાશમાન કરી રહી છે.

તે દિવ્ય પ્રકાશથી ખેંચાયેલ શંતનુ રાજાના માનસિક પ્રબલ સંકલ્પને પરિણામે મહાત્મા દેવવ્રત અને અન્ય ક્ષત્રિઓનું તે સ્થળે ગમન થયું. હીરાને મેળવવા માટે પથ્થરની ઉંડી ખાઈમાં મનુષ્ય ઉતરે છે. સાચાં મોતીને માટે ભર સમુદ્રમાં પથ્થર અને કીચડવાળી જગ્યામાં મનુષ્યને જવાની ફરજ પડે છે,તે ન્યાયે સત્યવતીની ખાતર માછીમારને ઘેર જવાનું રાજકુમારને બન્યું, તેના હૃદયમાં પિતાની ખાતર તનમન અને સર્વસ્વ અર્પવાને મહાન શૌર્ય વ્યાપી રહ્યું છે, તેના અંતરમા ઉંડી દરેક નસોમાં પિતૃભક્તિનો જુસ્સો ઉભરાઈ રહ્યો છે અને તેણે પિતાની ખાતર સ્વાર્થ ત્યાગ કરવાનો દૃઢ સંકલ્પ કર્યો છે. પિતાની તૃપ્તિ, એ જગતની તૃપ્તિ અને જગતની તૃપ્તિ, એ વિશ્વાત્મા મારા અંતરના પ્રેરક ઇષ્ટદેવની તૃપ્તિ. અર્થાત્ પિતા એજ ઇષ્ટદેવ તેની સેવા માટે હું વ્યાકુળ બનીશ નહિ તો પછી કોણ સેવ્ય ! કોની ઉપાસના કરવી ! અર્થાત્ પછી કોઈ ઉપાસ્યજ નથી જો હું કોઈ ઉપાસ્યજ નહિ ગણુ તો હું શૂન્યવાદી બનીશ અને તેને પરિણામે ભ્રષ્ટ બનીશ. માટે ઉપાસ્ય ગણું અને તે ઉપાસ્ય મારા ઇષ્ટદેવ જગતકર્તા પૂર્ણ પુરૂષોત્તમ પરમેશ્વર અને તેના અંશરૂપ મારા પિતા તે મારે માન્ય અને પૂજ્ય છે. તેની સેવા કરવાની ઉત્તમ તક મળી. પિતાને અંત્યેષ્ટિ કર્મ વખતે સર્વ તિલાંજલિ આપે ત્યારે હું તેને બદલે પિતાની હયાતીમાં તેમને મારા સ્વાર્થ અને ઐહિક સુખની તિલાંજલિ આપી તૃપ્ત કરૂં તો અત્યંત યોગ્ય ગણાય. જેના હૃદયમાં આવા વિચારો ઉછાળા મારી રહ્યા છે અને તેનાજ તર્કવિતર્કો મનમા થયા કરે છે એવો રાજકુમાર દેવવ્રત માછીમારનું સ્વાગત સ્વિકારી આવેલ ઋષિમુનિઓને નમન કરી માછીમારને કહેવા લાગ્યો કે, રાજન્યચક્રચૂડામણિ પરમપવિત્ર ચક્રવર્તી મારા પિતા શંતનુ રાજા તારી પાલિત કન્યા સત્યવતીની સાથે લગ્ન કરવા માટે જે પોતાની લાગણી ધરાવે છે એ

અને તે સત્યવતી કન્યાના ભાગ્યનો ઉદય થયો એમ તારે સમજવાનું. છે ક્યાં તારી ગરિબી સ્થિતિ અને ક્યાં સાર્વભૌમ પદધારક મહારાજા શંતનુ ! માત્ર સત્યવતીના સત્ય પ્રકાશથી તેમનું મન આકર્ષણ થયું. મને ખાત્રી છે કે આ મહત્ કર્તવ્યમા સમય ન લગાડતા તર્તજ મારા પિતા સાથે તે કન્યાના લગ્ન તું કરીશ. આવા મોગ રાજાને ઘેર અનેક નૃપતિ કન્યાઓ આપવા આવે ત્યારે એક તું સાધારણ મનુષ્યની પાસે અમો સામા માગવા આવ્યા. તેનું કારણ એ કે માત્ર સત્યવતીમા રહેલ મહાન ગુણો અમોને ખેંચી લાવ્યા છે. માછીમારે દેવવ્રતના વચનો પ્રેમપૂર્વક સાંભળ્યા. ઘણો પ્રસન્ન થયો, તેના વચનને બહુ માન આપ્યુ. અને પછી બધા ક્ષત્રિઓ સમક્ષ આ પ્રમાણે વિનયપૂર્વક જણાવ્યું કે જેના દર્શન દુર્લભ એવા મહાન નૃપતિ સાથે અમારે સંબધ થાય એ અમારાં મહાન ભાગ્ય પરતુ આપ મહાન શસ્ત્રધારી અને તે મહાન રાજાના જ્યેષ્ટ પુત્ર છો એટલે આપને શું મારા અંતરની વાત કહું ? એ કન્યાની પ્રથમ અસિત નામના દેવર્ષિએ માગણી કરી હતી પણ મે તે માગણી કબૂલ ન કરી હવે તમારા પિતા માટે તમો જે માગણી કરો છો તે હું ન આપુ તો પાછળથી મને ઘણો પસ્તાવો થાય. કારણ કન્યાને કયાંઇ પણ આપવી તો જોઇએ જ. તમારા પિતાથી બીજો ઉત્તમ પતિ કોણ મળવાનો હતો કે ન આપું ! કન્યા માટે સારો પતિ મેળવવા ઘણી મુશ્કેલી વેઠવી પડે છે. અને તપાસ કરતા પણ વખતે યોગ્ય વર મળતો નથી વળી ગરીબની કન્યા તો કોઇ રાખે પણ નહિ, ત્યારે આ તો મારે કશી મહેનત ન પડતાં આ ક્ષત્રિઓ સહિત આપ જેવા મોટા રાજાના કુંવર ખાસ ઘેર બેઠા કહેવાને આવ્યા અને હવે ના પાડું તો મૂર્ખમાંજ ગણાઉં. વળી આપના પિતા સત્યવાદી, ધર્માત્મા, પવિત્ર અને નિર્મળ છે. માટે એવો પતિ બીજો સર્વગુણ સપન્ન સત્યવતીને મળવો મુશ્કેલ છે; એ હું સારી પેઠે મનમા સમજુછુ. અને તેથી પ્રથમ તમારા પિતાની તે કન્યા માટે ઇચ્છા છે એમ મે જ્યારથી જાણ્યુ

ત્યારથી મારી ઇચ્છા તેને આપવા માટે થઈ છે; તોપણ હું કન્યાનો પાળક પિતા છું માટે તેનું હિત મારે સાચવવું; એ મારો ધર્મ છે. પતિને ઘેર ગયા પછી પતિ તરફથી જો કે સ્ત્રીને સંપૂર્ણ સુખ મળે છે. પણ સાવકાં બાળકોને લીધે પાછળથી રાજ્યમાં બહુ કલેશ અને તેનું પરિણામ બહુ ખરાબ આવે છે એમ સાંભળ્યું છે. એટલે જણાવવાનું એ કે મારી પુત્રીને સંતાન થાય તો તે બાળકોને તમારા જેવા મહા બળવાન સાથે રાજ્યને માટે વેર થાય તમારી સાથે જેને શત્રુતા થઈ, એ ગંધર્વ હોય કે ઇન્દ્ર હોય તો પણ કોઈ તમને જીતી શકે તેમ નથી. એવું આપનું પરાક્રમ સંભળાય છે. માટે મારે તમારા પિતાને કન્યા આપી આપ જેવા બળવાન સાથે વેરનું બીજ પ્રગટ કરાવવું, એ મને માત્ર યોગ્ય લાગતું નથી.

ફક્ત કન્યા દેવા ન દેવામાં એજ વિચાર વારંવાર મારા મનમા ઘોળાયા કરે છે. ધીવરનાં વચનો સાભળી અંતરમાં નવીન ઉત્સાહ પ્રગટ થયો પોતાના મનમાં થયું કે આજે મારા પ્રભુ પ્રસન્ન થયા છે આજે મારો માંગળિક દિવસ છે, મનુષ્ય [૧] આશા અને તૃષ્ણા માટે શું શું કરે છે. કેવાં બને છે. કયી સ્થિતિમા ઉતરે છે

### રાગ–આશાવરી.

આશા ? ક્યાં સુધી મનને નચાવે !
સ્નેહ સુધાને અલગ કરીને નિંદિત પાઠ પઢાવે,
પુનિત કર્મથી દૂર કરાવી, વિપરીત પંથ ધરાવે. આશા.

મારો પ્રભુ કેવો છે ! કૃષ્ણ છે ! ના ઉજ્વળ છે. પ્રકાશમાન છે. પરંતુ નામે કૃષ્ણ છે ખરો.વાહ ! કૃષ્ણ તમો રસપૂર્ણ છો.મને રસપૂર્ણ રાખવા માટે આ ઉત્તમ સમય આવ્યો પ્રભુ ! આપ અને મારા પિતા

---

૧ દૂરથી દેખાતી પલ્લવિત વલ્લિઓ અને સૌગંધિક વૃક્ષોના સમૂહને આશાની તૃપ્તિમા આપેલ છે પરંતુ જે દૂરથી દેખાય, તેની પાસે જતા, તે માહેલું કશું નથી હોતું.

૨ નિર્જન વેરાન જંગલ કે જેમા ઘણો તાપ પડતો હોય તેવા જંગલમા ઉંડા ભયંકર કોતરને તૃષ્ણાની ઉપમા આપી છે.

કર્તવ્યથી પ્રસન્ન થશો કે ! કેમ ન થાઓ ! આપ જગત્ પિતા છો અને આપના અ શરૂપ શંતનુ રાજા મારા પિતા છે. બન્નેની તૃપ્તિની ખાતર યોગિઓ મુનિઓ જેમ આપની ભકિત ખાતર આશા ને તૃષ્ણા તજે છે તેમજ હું આપ બન્નેની તૃપ્તિની ખાતર મારા પિતાના ચક્રવર્તી મહાન રાજ્ય અને અન્ય વૈભવોની આશા અને તૃષ્ણાની તિલાજલિ આજે સર્વે સ્વર્ગીય દેવતાઓ અને સૂર્યની સમક્ષ આપું છું. આમ કહી ધીવરને કહેવા લાગ્યો કે, સાભળ હું સર્વે પૃથ્વીના દેવો અને સ્વર્ગીય દેવોની સમક્ષ શ્રી યમુનાજીનુ જળ હાથમાં લઇ આજે પ્રતિજ્ઞા લઉ છું કે, મારા પિતાનું ચક્રવર્તી રાજ્ય ભોગવવું મારે હરામ છે અને તારી પાલિત પુત્રીને મારા પિતાથી જે પુત્ર થશે તેને તે ચક્રવર્તી રાજ્ય હું મારે હાથે આપવાને સદાને માટે બધાઉ છુ

સર્વે ઋષિઓ અને મુનિઓ મોટો કોળાહળ કરી કહેવા લાગ્યા કે વાહ ! શતનુ પુત્ર ! દેવવ્રુત ધન્ય છે ! મનુષ્ય પોતાના સ્વાર્થને માટે અનેક ન કરવાના કર્તવ્યો કરે છે ! જ્યારે એક સાધારણ દ્રવ્યનો પણ કોઇ ત્યાગ કરી શકતું નથી ત્યારે પિત ની ઇચ્છા પૂર્ણ કરવાની ખાતર મહાન ચક્રવર્તી રાજ્યનો તિરસ્કાર કરી મહાન પિતૃભકિતની ખાતર દિવ્યવ્રત ધારી દેવવ્રુત ! તમોએ જગતમાં આદર્શરૂપ જીવનવ્રત કરી બતાવ્યું દેવવ્રુત સર્વઋષિ અને ક્ષત્રિઓને પુ:ન નમન કરે છે અને કહે છે કે,

उत्तमश्चिंतितं कुर्यात् मोक्तकारी तु मध्यमः ।
अधमो अद्धया कुर्यात् अकर्तोचारित पितु: ॥

પિતાની મનની વાત સમજી તેને અનુસરતું કરનાર પુત્ર ઉત્તમ કહેવાય આજ્ઞા થયા પછી કામ કરનાર મધ્યમ ગણાય, પિતાની આજ્ઞા થયા પછી શ્રદ્ધા વગર બે દરકારીથી કામ કરનાર અધમ પુત્ર ગણાય અને પિતાની આજ્ઞા છતા તેની આજ્ઞાનો તિરસ્કાર કરે અર્થાત્ આજ્ઞા ન ઉઠાવે એ તો પુત્રજ ન ગણાય પણ તે કૃમિજ ગણાય.

મહાત્માઓ ! પુત્રના ચાર વર્ગો ઉપરના શ્લોકમાં જણાવ્યા, તેમાં પહેલા વર્ગમાં ગણાવાની મારી આકાંક્ષા છે, જગતના માનવો પિતાના સ્વરૂપમાં જે તત્વ જોતા હોય તે તેઓ જાણે, પરંતુ હું પિતાના સ્વરૂપમાં પરમતત્વ જોઉં છું. *પિતૃદેવો ભવઃ* એ શ્રુતિ વાકય મારા ગુરૂએ બરાબર સમજાવ્યું છે અને તેથીજ હું જાણું છું કે પિતામાં મનુષ્ય ભાવની કલ્પના ન કરતાં દેવ ભાવની ( પરમેશ્વરની ) કલ્પના કરવી. દેવને પ્રસન્ન કરવા આપ યજ્ઞ કરો છો, તપ કરો છો, સંસાર છોડો છો, બ્રહ્મચર્ય અને સન્યાસાશ્રમ સ્વીકારો છો.અને વ્રત કરો છો. ટૂંકામાં વહાલામાં વહાલાં સ્ત્રી પુત્ર અને ધનનો ત્યાગ કરો છો એ સઘળું દેવની ખાતર કરો છો. મેં પણ આપથી વિશેષ નથી કર્યું. પિતા પ્રત્યક્ષદેવતા આપ પરોક્ષ દેવને માટે જ્યારે કરો છો ત્યારે હું પ્રત્યક્ષ દેવને માટે કરૂં છું. પ્રત્યક્ષ પ્રમાણ બીજા પ્રમાણો કરતાં વિશિષ્ટ છે. મારે મને જ્ઞાન અપાવી મારી સદ્‌બુદ્ધિમાં વૃદ્ધિ કરનાર પોષક બની તૃપ્તિ કરનાર મારા જીવનમાં પરમ તેજોમય તત્વ અર્પાવી મને ઉજ્વલ પ્રકાશમય બનાવનાર મારા પિતા હોવાથી તેને દેવ સ્વરૂપ ગણી તેની પ્રસન્નતાને માટે તેની તૃપ્તિ સ્વરૂપ હું પણ યજ્ઞ કરૂં છું. તે યજ્ઞમાં ચક્રવર્તી રાજ્યની આશા અને અનેક સુખના તૃષ્ણારૂપ દ્રવ્યો હોમું છું.જેમ આપ અખંડ શિલોંચ્છવૃત્તિ[1] વ્રત સદાય પાળો છો તેમ હું મારા નાનાભાઇઓ જે થશે અને તેના પુત્ર પૌત્રો જે થશે તેના અંતરરૂપ ક્ષેત્રદ્વારા જે [illegible] ગણાશે તે કર્તવ્ય ઉઠાવી તે દ્વારા મારો નિર્વાહ ચલાવીશ. [illegible] નાના હોય તેની આજ્ઞામાં [2] રહેવું, વચનો ઉઠાવવાં અને તેને [illegible] સહન કરવું તે મારૂં આપના તપ સમાન [illegible]

હે મહાશયો ! તમારી સમક્ષ પિતાના [illegible] સત્ય પ્રતિજ્ઞા લઉં છું કે, રાજ્યપરથી [illegible] થનાર માતા સત્યવતીના જે પુત્રો થશે [illegible] હું [illegible]

૧ ખેતરમાં પડેલા દાણા વીણી તે [illegible] હાર ચલાવવો તે. ૨ ભીષ્મ પિતામહને [illegible] આજ્ઞા ઉઠાવવી પડી છે.

સમજી શીંહુદ્વારા અંતને બદલે આરંભમાંજ માતા ગંગાજી શું ભિષ્મને સ્નાન કરાવવાને ઉત્સુક બન્યાં હશે ! અસ્તુ.

પરસેવો દેવવ્રતને શરીરમાથી છુટયો. તેને માટે કોઇની કલ્પના એમ થાય કે પરસેવાને શ્રમવારિ કહે છે અર્થાત્ ક્ષોભ, થાક અથવા ઉષ્ણુતાથીજ પરસેવો થાય છે કોઇના શબ્દો સાંભળતાં પરસેવો આવે એ તો ક્ષોભજન્યજ ગણાય. ધીવરનાં વચનોથી પરસેવો આવ્યો. એ બેશક એક જાતનો ક્ષોભ તો ખરો. શૌર્ય અગર અન્ય કારણોથી ક્ષોભ થાય. ધીવરનાં શબ્દોથી બેશક પિતૃભક્તિજન્ય એક જાતની વીરતા વ્યાપી અને તેને અંગે ક્ષોભ અને તે દ્વારા પરસેવો થયો એ યોગ્ય છે. દેવવ્રતની મુખાકૃતિ બદલાઈ. સત્યનો જુસ્સો પ્રગટ થયો. પિતૃભક્તિજન્ય પરમ તેજ ઝળક્યું. હૃદયમાં ઉત્સાહ વધ્યો. દેવવ્રત યમુનાજીનું પરમપવિત્ર જળ પોતાના હાથમાં લઇ સર્વે ક્ષત્રિ, મહાત્મા ઋષિ અને પૃથ્વીના દેવોને પુનઃ નમસ્કાર કરી, તે સર્વેના દેખતાં ઉંચી નજર કરી આકાશના તમામ દેવતાઓના સાંભળતાં બોલ્યો કે, મારા પિતાની તૃપ્તિને માટે મારા સઘળા સ્વાર્થનું પિતૃદેવને બળિદાન આપી મહાન પ્રતિજ્ઞા લઇ જણાવું છું કે હું આજથી મરણ પર્યંત અખંડ બ્રહ્મચર્યવ્રત ધારણ કરૂં છું. જેમ ઋષિઓ પ્રભુની ખાતર અખંડ બ્રહ્મચર્યવ્રત પાળે છે તેમ પિતારૂપ પ્રભુની ખાતર દેવવ્રતે અખંડ બ્રહ્મચર્ય વ્રત ધારણ કરવાની પ્રતિજ્ઞા કરી. આ મહાન શબ્દો સાંભળી, રાજાઓ અને ઋષિઓએ જય જય શબ્દની ગર્જના કરી અને આકાશના તમામ દેવતાઓએ અત્યંત જોરથી ગર્જના કરી દેવવ્રત ઉપર પુષ્પની વૃષ્ટિ કરી તેને વધાવી લીધા. અને દેવતાઓએ શબ્દોચ્ચાર કર્યો કે.—

## अहो भीष्मप्रतिज्ञेयं.

અરે આ મહા ભીષ્મ ( ભયંકર ) પ્રતિજ્ઞા દેવવ્રતે લીધી, જે પ્રતિજ્ઞા કોઇએ લીધેલ નથી, દેવતાઓએ એ નામનો ઉચ્ચાર કર્યો અને આજથી તેનું નામ ભીષ્મ કહેવાશે એમ જણાવ્યું. એટલે

સર્વે ઋષિ મુનિઓ જે ત્યાં આવ્યા હતા તે સર્વેએ મળીને પણ ત્યારથી દેવવ્રતનું ભીષ્મ એવું નામ પાડયું. તેને માથે યમુનાજીના જળનો અભિષેક કર્યો. સર્વેએ વેદમંત્રથી ભીષ્મને આશીર્વાદ આપ્યો. ધીવર ચરણમાં પડયો અને તેણે પ્રેમપૂર્વક પોતાની કન્યા અર્પણ કરી. તે સત્યવતીને નમસ્કાર કરી ભીષ્મે કહ્યું માતુશ્રી રથમાં બીરાજો. સર્વેનાં હૃદય આ શબ્દ વડે પ્રેમથી ઉભરાયાં. સર્વે ભીષ્મને નમવા લાગ્યા. સત્યવતી રથમાં બેઠાં.તેને લઇને તમામ રાજાઓ સાથે પોતાના શહેરમાં આવ્યા અને બનેલી બધી વાત શંતનુ રાજાને કહી. શંતનુ રાજાની આંખમાંથી ભીષ્મને માટે પ્રેમાશ્રુસ્રાવ થયો. જે જે ક્ષત્રિઓ સાથે ગયેલા તે તમામ શંતનુ રાજા પાસે ભીષ્મની પ્રશંસા કરવા લાગ્યા. પ્રસન્ન થયેલ શંતનુ રાજા સજળ નયને પોતાના ચરણમાં નમન કરી નમ્ર થઇ ઉભેલા ભીષ્મ તરફ જોઇ તેના મસ્તકપર હાથ મૂકી સર્વેના સાંભળતાં કહેવા માંડયું કે,

હે પુત્ર મેં નહોતું ધાર્યું કે મારી ખાતર આટલું તું કરીશ. મારી ખાતર રાજ્ય તજ્યું, સ્વાર્થ તજ્યો અને ગૃહસ્થાશ્રમ તજ્યો.તેં મારે માટે જે કર્યું તેનો બદલો હું કયી રીતે વાળું ! આશીર્વાદ આપું, એજ મારે માટે કર્તવ્ય નિર્માણ થયું છે.

न ते मृत्युः प्रभविता यावज्जीवितुमिच्छसि ।
त्वत्तो ह्यनुज्ञां संप्राप्य मृत्युः प्रभवितानघ ॥

જ્યાં સુધી તારી પોતાની જીવવાની ઇચ્છા હશે ત્યાં સુધી મૃત્યુ તને બાધ નહિ કરી શકે, પરંતુ તારી આજ્ઞા હશે ત્યારેજ મૃત્યુ તારી પાસે આવશે. તાત્પર્ય એ કે મૃત્યુ તારે આધીન રહેશે. જેથી ઇચ્છા પ્રમાણે તારૂં મૃત્યુ થશે. કોઇ માણસને પોતાના મૃત્યુની ખબર પડતી નથી; પરંતુ તે બાબત મનુષ્ય માત્ર જ્યારે પરાધીન છે ત્યારે તું મૃત્યુને આધીન નહિ રહે. એવો જે આશીર્વાદ શંતનુ રાજાએ આપ્યો એ શું અસાધારણ સમજવો ! શંતનુ રાજા પવિત્ર અને ન્યાયમૂર્તિ હતા તેથી તેનાં વચનો સફળ થાયજ.

स राजा शांतनुर्धीमान् देवराजर्षिसत्कृतः ।
धर्मात्मा सर्वलोकेषु सत्यवागिति विश्रुतः ॥

તે શંતનુ રાજા બુદ્ધિવાન હતા. દેવર્ષિ અને રાજર્ષિઓ તેને સારૂં માન આપતા હતા, ધર્માત્મા હતા અને સત્ય વચન બોલનાર હતા, એ પ્રમાણે સર્વ લોકોમાં પ્રસિદ્ધ હતા. તેના એવા ગુણોને અંગે તેનો આશીર્વાદ સફળ થાય એ સહજ છે. પિતાનો આશીર્વાદ મસ્તક પર ચડાવ્યો અને અંતરમાં આનંદ થયો. ભીષ્મ વિનયપૂર્વક સદા પિતાની આજ્ઞામાં રહી વ્યવહારમા તત્પર રહ્યા. સવાલ એક એ થાય છે કે ભીષ્મપિતામહ કયા આશ્રમમા સદાય રહેલા ? ગૃહસ્થાશ્રમનો સ્વિકાર ન કર્યો છતાં તપોવનમાં વાસ કરી સન્યાસ અગર પંચકેશ રાખી મૌજીબંધન ધારણ કરી કાયમનો બ્રહ્મચર્ય આશ્રમ દેખાવ તરીકે ધારણ નહોતો કર્યો, પરંતુ ગ્રહસ્થ તરીકેજ રહી રાજ્યમાં વાસ કર્યો હતો, અને માનસિક અને શારીરિક બ્રહ્મચર્ય કાયમને માટે સ્વીકાર્યું હતું.

ભગવાં પહેરી વ્યવહાર કર્તવ્ય દેખાવ માત્રથી છોડી પોતાના ઉદરપોષણને માટે પણ બીજાને ભાર રૂપ થઇ પડે તેવું બ્રહ્મચર્ય વ્રત ધારણ કરે કે સન્યસ્ત ગ્રહણ કરે પરંતુ અંતરમાં જેનો ખરો ત્યાગ કરવો જોઇએ ને માનસિક વિકારોનો ત્યાગ જેનાથી નથી થતો તેવા બ્રહ્મચારી અને સંન્યાસી કરતાં દેખાવજ કરનારા પરંતુ મનોવૃત્તિને દઢ કરી એક નિશ્ચયવાન રહી પછી ભલે ગ્રહસ્થાશ્રમનાં વસ્ત્રો ધારણ કરે પરંતુ તેજ ખરા ત્યાગી જાણવા બહારનો ત્યાગ

सर्व कर्मफलत्यागं माहुस्त्यागं विचक्षणः ॥

કરનાર જ્યારે પોતાના ઉદર પોષણ માટે બીજાને ભાર રૂપ થઇ પડે છે ત્યારે મનોવૃત્તિ સ્થિર રાખનાર દઢ નિશ્ચયવાન મહાત્મા ગૃહસ્થાશ્રમમાં રહી બીજાને ઉલટા બહુ ઉપયોગી થઈ પડે છે, કારણ તેનામાં સત્યનું બળ હોવાથી તે મહાન મનોબળથી જગતને જીતે છે આર્જવથી જગતને તાબે બનાવે છે. પોતાનો દઢ નિશ્ચય હોય તે વ્રત ધારણ કરવાને બીજાને તેનું જીવન શિક્ષણ રૂપ થઈ પડે છે. માટે આંતરિક શુદ્ધ મનોવૃત્તિવાળા અને તેને લીધેજ આદર્શ રૂપ જીવનવાળા ભીષ્મપિતામહ નૈષ્ઠિક બ્રહ્મચારી હોઇ પોતાનો સ્વભાવ, તન, મન અને સર્વ રીતે જગતને સહાયક બનેલા હતા.

## સત્ય વ્રતની કસોટી.

त्यजेच्च[1] पृथिवी गन्धं आपश्च रसमात्मनः ।
ज्योतिस्तथा त्यजेद्रूपं वायुः स्पर्शगुणं त्यजेत् ॥ १ ॥
प्रभां समुत्सृजेदर्कः सोमः शीतांशुतां त्यजेत् ।
धर्मं च धर्मराड् जह्यान्न त्वहं सत्यमुत्सृजे ॥ २ ॥

શંતનુ રાજાએ સત્યવતી સાથે પુત્રની અનુમતિપૂર્વક લગ્ન કર્યાં. હવે તો તેને તેમ કર્યા વિના રસ્તોજ નહિ હતો. સબબ ભીષ્મે જ્યારે એ પ્રતિજ્ઞા લઈ રાજ્ય અને સ્ત્રી બન્નેથી અલગ રહેવાનો દૃઢ સંકલ્પ કર્યો ત્યારે શંતનુ રાજાને પોતાના પછી રાજ્યાસન સ્વીકારનાર બીજો પુત્ર પ્રગટ કરવા ખાતર ગૃહસ્થાશ્રમ સ્વીકારવાની ફરજ પડી. આમ ન્યાય અને સત્યને રસ્તે સત્યવતીનો સ્વીકાર કર્યો સત્યવતીને કાળે કરીને બે પુત્રો થયા. એકનું ચિત્રાંગદ અને બીજાનું વિચિત્રવીર્ય નામ પાડ્યું. વિચિત્રવીર્યની અવસ્થા બાળક હતી; તેટલામાં શંતનુ રાજા સ્વર્ગવાસી થયા બન્ને ભાઈઓ તદન બાળક હતા.તેથી ચક્રવર્તી રાજ્યનો તમામ ભાર ભીષ્મને માથે આવ્યો ભીષ્મે વિચાર કર્યો કે બ્રહ્મચર્યવ્રત સ્વીકાર્યા પછી હું તેજ આશ્રમવાસી થાઉ તેના કરતાં મારા નાના ભાઈઓ, માતા અને મારા ભાઈના રાજ્યની પ્રતસેવામાં જોડાઈ કુટુંબ અને જગતનું શ્રેય કરૂં તોજ મારૂં બ્રહ્મચર્ય વિશેષ સફળ થશે.

'काम्यानां कर्मणां न्यासं सन्यासं कवयो विदुः ॥

કર્તવ્યકર્મ બજાવતાં નિસ્પૃહવૃત્તિ રાખવી, એજ ખરો ત્યાગ છે. यज्ञदानतपःकर्म न त्याज्यं कार्यमेव च, યજ્ઞ, દાન, તપ અને પવિત્ર કર્તવ્ય કર્મ કદી ન છોડવાં, પણ અવશ્ય કરવાં, એ [2]વેદવાક્ય

---

૧. પૃથ્વી પોતાનો ગંધ ગુણ છોડે, જળ રસ ગુણ છોડે, તેજ રૂપગુણ છોડે, વાયુ સ્પર્શગુણ છોડે, સૂર્ય પોતાનો પ્રકાશ ગુણ છોડે, ચંદ્ર શીતળતા છોડે અને ધર્મરાજા પોતાનો ધર્મ છોડે; પરંતુ હું મારૂં સત્ય નહિ છોડું; એ ભીષ્મની ઉક્તિ છે.

૨. વેદ એજ કૃષ્ણ વેદો नारायणो साक्षात् ॥

છે. જો હું શુદ્ધ કર્મ છોડીશ તો આશ કુટુંબની અને તમામ પ્રજાની અતિશય દુર્દશા છે, અને સ્વીકારીશ તો સર્વનું કલ્યાણ છે. મનમાં એ પ્રમાણે દૃઢ નિશ્ચય કર્યો, જેમ બ્રહ્મચર્ય વ્રત પાળવાની પ્રતિજ્ઞા લીધી તેમજ પોતે અંતઃકરણ પોતાના ઇષ્ટ દેવને યાદ કરીને તૃષ્ણા વગર જગતની સેવાની પ્રતિજ્ઞા લીધી. પોતાના ચિત્રાંગદ નામના ભાઇને રાજ્યાભિષેક કરી ગાદી પર બેસાડી તેની વતી પ્રજાપાલનની સર્વ રીતે વ્યવસ્થા કરવા માંડી.રાજ્ય કારભાર ચલાવવા માંડયો.તેની ન્યાયની પદ્ધતિ, નિર્મળ સ્વભાવ, સર્વ પ્રજાવર્ગ ઉપર પ્રેમ અને સંતોષ આપનારૂં હિતકર વર્તન વગેરે ગુણોથી પ્રસન્ન થએલો પ્રજાવર્ગ તેને દૈવી પુરૂષ અને મહાત્મા છે એમ ગણવા લાગ્યો.

રાજ્યાસનનો અધિકારી પોતાના ભાઇને બનાવી પોતાનો હક રાજ્યનો હતો તે છોડી પોતાની પ્રતિજ્ઞા પાળી; તેથી લોકોને દૃઢ પ્રતિજ્ઞા પાળનાર તરીકે સંપૂર્ણ વિશ્વાસ બેઠો. અને તેથી વિશેષ સર્વે લોકો તેને દેવ સમાન ગણવા લાગ્યા તેની તરફ ભક્તિભાવ રાખવા લાગ્યા. તેનાં દર્શન કરી પોતાને કૃતાર્થ માનવા લાગ્યા.

ભીષ્મ પરમ ભક્ત હોવાથી તમામને ધર્મ અને સત્યને માર્ગે દોરતા હતા પ્રજાવર્ગ તેનો બોધ સાંભળી એવો તલ્લીન થતો કે જેને લીધે ન્યાય અને વિવેકનું વર્તન તથા સર્વનું હીત કરવું, એ મંત્ર સર્વને પ્રાતઃસ્મરણીય થયો. અપરાધ કરવાનું કોઇ સમજતું ન હતું. આવા હેતુથી રાજ્યમા સર્વત્ર શાંતિ પ્રસરી હતી, આનંદ વધ્યો હતો, અને ઘેરઘેર પ્રાતઃકાળમાં મંગળમય પ્રભુનું સ્તવન થતું હતું. આ કારણથી જગત બધું આનંદમય અર્થાત્ પ્રભુના આદેશમય બનાવ્યું. તેવા શાંતિમય રાજ્યમાં રામરૂપ બનેલા ભીષ્મ સર્વત્ર રામ "કૃષ્ણ" નેજ જોતા પોતાના કર્તવ્યમાં તત્પર બન્યા હતા. ઇશ્વરની ગહન ગતિ છે. તે ન્યાયે ચીત્રાંગદ કે જેને ભીષ્મ મહાત્માએ ચક્રવર્તી રાજા બનાવેલ છે તેનાપર દૈવી .નિર્માણથી કાળચક્ર ફરતું ફરતું બાલ્યાવસ્થામાંજ આવ્યું.

ભીષ્મે જ્યારે પોતાના નૈતિક સદ્‌ગુણો અને શુદ્ધ નિષ્ઠાથી જગતને તાબે બનાવ્યું ત્યારે ચિત્રાંગદે પોતાના ગર્વથી જગતને તાબે બનાવવાનો પ્રયાસ આદર્યો.તુંડે તુંડે મતિર્ભિન્ના એક પિતાના બે બાળકો હોય છતાં એક પવિત્રાત્મા થાયછે અને બીજો અધર્મી બનેછે. ગહના કર્મણો ગતિઃ કર્મની ગતિ ગહન છે.બુદ્ધિઃ કર્માનુસારિણી બુદ્ધિ હમેશા કર્મને અનુસરે છે. વિવેકથી, શુદ્ધ નિષ્ઠાથી અને સ્વાર્થ ત્યાગમય જગતહિકાર્યથી જગત જે પ્રકારે તાબે થાય છે, તે પ્રકારે બળ વાપરવાથી તાબે નથી થતું. ધારો કે પોતાના બળને અંગે કે આસપાસના બળને અંગે થોડીવાર તેનાથી ઓછા બળવાળા બીચારાં નિરૂપાયથી તાબે થાય પણ તે તાબેદારી અંતઃકરણપૂર્વક તો નજ સ્વીકારે. પરંતુ જે બળથી તાબે થયેલ હોય તે બળ જ્યારે ક્ષીણ થાય ત્યારે તે ઉલટા તેને તાબે બનાવે, એ સૃષ્ટિક્રમ છે. ધર્મનિષ્ઠા, વિવેક પરોપકાર વગેરે સાધનોથી જગત તાબે થાય છે તે કાયમને માટેજ સમજવું. ચિત્રાંગદે અવળી રીતે જગતને તાબેદાર બનાવવા માંડયું તેથી તેનું પરિણામ અવળું આવે એ સહજ છે, રાજ્યગાદીનો ગર્વ અને પોતાના અન્ય બળને લીધે રાજાઓ અને સર્વને તાબે કર્યા બાદ તેણે દેવતાઓ, અસુરો અને મનુષ્યો તરફ તિરસ્કાર દૃષ્ટિથી જોવા માંડયું. આપણે જેની તરફ અમીદષ્ટિથી જોઇએ, તે આપણી તરફ અમીદૃષ્ટિજ કરે, પરંતુ જેની તરફ તિરસ્કાર નજરથી જોઇએ તે આપણી તરફ તિરસ્કાર દષ્ટિથી જુએ; એ સહજ છે. મનુષ્યોનો તિરસ્કાર કરતાં તે તિરસ્કાર કરે, પણ બિચારા તાબેદાર એટલે સત્તા આગળ શું કરે ! પરંતુ દેવતાઓ તરફ પણ તિરસ્કાર કરવા માંડયો ત્યારે તેઓ તો તેમનાથી અધિક બળવાન હોવાથી તિરસ્કાર કેમ સહન કરી શકે ! નજ કરે. દેવો કોપાયમાન થયા. સર્વે દેવોની પ્રેરણાથી ચિત્રાંગદ નામનો ગંધર્વ તે ચિત્રાંગદ રાજા સાથે યુદ્ધ કરવાને આવ્યો. ત્રણ વર્ષ સુધી બન્નેનું કુરૂક્ષેત્રમાં ભયંકર યુદ્ધ ચાલ્યું પરંતુ દૈવી સત્તા આગળ મનુષ્ય આખર હારે એ સ્વાભાવિક છે. અભિમાની ચિત્રાંગદ રાજા છેવટ હાર્યો અને તેનું મૃત્યુ ગંધર્વના

હાથથી થયું. ફરી ચક્રવર્તી રાજ ગાદી ખાલી પડી. ભીષ્મ બળવાન હતા. દેવતાઓને જીતવાની તેમનામાં સત્તા હતી, છતાં પોતાના ભાઈનોજ અન્યાય પોતે જોતા હતા માટે તેણે તેને સહાય ન કરી.

यांति न्यायप्रवृत्तस्य तिर्यंचोपि सहायतां।
अपन्थानं तु गच्छन्त सोदरोपि विमुंचति ॥

ન્યાયને અનુસરનારને પશુ પક્ષી પણ સહાય કરે છે અને અન્યાયને રસ્તે જનારને પોતાનો સહોદર બંધુ પણ સહાય કરતો નથી. ચિત્રાંગદના મૃત્યુની ખબર પડતાં સખેદ ભીષ્મે તેની ઉત્તર ક્રિયા કરી અને વિચિત્રવીર્ય નામનો જે નાનો ભાઈ હતો તે જો કે બાળક હતો છતાં તેને રાજ્યગાદીપર બેસાડી તેને ચક્રવર્તી રાજા બનાવ્યો. બાળરાજા વિચિત્રવિર્ય સદ્ગુણી હતો. પવિત્ર હતો. નિર્મળ મનવાળો હતો, વિદ્યાવાન હતો અને ધાર્મિકવૃત્તિ તેનામાં સહજ હતી, જેથી ધર્મશાસ્ત્રમાં કુશળ તેમના મોટા ભાઇ ભીષ્મને તે મહાત્મા અને ગુરૂ માની તેમની તરફ પૂજ્ય ભાવથી જોતો અને આદરસત્કાર કરતો.

स धर्मशास्त्र कुशलं भीष्मं शांतनयं नृपः ॥
पूजयामास धर्मेण स चैनं प्रत्यपालयत् ॥

ભીષ્મ તે બાળરાજાનું સદાય પ્રેમપૂર્વક પાલન કરતો. અને

पालयामास तद्राज्यं सत्यवत्या मते स्थितः ।

પોતાની સાવકી માતા સત્યવતીની સંમતિપૂર્વક તે ભીષ્મ રાજ્યનું પણ પાલન કરતો હતો. અર્થાત્ રાજ્યભાર તો તેમને શિરજ કાયમ રહ્યો. વિચિત્રવિર્યની ઉમર મોટી થઇ. યુવાની આવી એટલે ભીષ્મે તેના વિવાહનો વિચાર કર્યો.

કાશીરાજાની ત્રણ પુત્રીઓનાં લગ્ન સ્વયંવરની વિધિથી થાય છે; એ ખબર સાંભળતાં ભીષ્મ પોતાના ભાઈ વિચિત્રવીર્યના લગ્ન માટે તે કન્યાઓ લાવવા માટે પોતાની માતા સત્યવતીની સલાહથી કાશી પ્રત્યે ગયો. હજારો દેશના રાજાઓ કન્યા વરવાની લાલસાથી

ઉત્તમ વસ્ત્રાભરણો ધારણ કરી કાશીરાજાને ત્યાં આવેલ હતા. તે સર્વે વિવિધ રૂપોવાળા રાજાઓ સ્વયંવરના મંડપમાં બેઠા હતા. ભીષ્મ પણ તે મંડપમાં આવી ઉત્તમ આસન પર બીરાજ્યા. કાશીરાજા ભીષ્મ એજ મહાન રાજકુટુંબ પૈકી હોવાથી અને ધર્મવાન તથા લાયક ઉમરવાન હોવાથી તેને સારૂં માન આપ્યું.

કાશીરાજાની પુત્રીઓ સ્વયંવરના નૃપતિઓને જોતી જોતી ચાલી અને ભીષ્મને જોઇ હસવા લાગી તથા ભીષ્મને ઓળંગી સભામાં આગળ ચાલવા લાગી. અર્થાત્ જેટલા રાજાને ઓળગી ગઈ તે રાજા પતિ તરીકે ધ્યાનમાં ન આવ્યા એમ સિદ્ધ થયું.

ભીષ્મથી આગળ તે કન્યાઓ ચાલી તે પછી કેટલાક રાજાઓ હસીને ભીષ્મને ઉદ્દેશીને કહેવા લાગ્યા કે હવે ભીષ્મની વૃદ્ધ અવસ્થા થવા આવી છે. આજ સુધી કન્યા વર્યો નહિ અને બ્રહ્મચર્યવ્રત પાળવાનો નિશ્ચય કર્યો. અને હવે વૃદ્ધાવસ્થામાં ભીષ્મની બુદ્ધિમાં ફેર પડયો કે શું ? કે જેથી તે સ્વયંવરમાં આવ્યા. તેમને વૃદ્ધાવસ્થામાં સ્વયંવરમા કન્યાની લાલચે આવતાં વિચાર કે શરમ ન આવી ! હું વૃદ્ધ છું માટે મને તે કન્યાઓ પસંદ કેમ કરશે, એ વિચાર પણ ન થયો ? ભીષ્મે આ શબ્દો સાંભળ્યા અને અગ્નિ સમાન કોપાવિષ્ટ થયા. અને ભયંકર ગર્જના કરી બેઠા થઇ સર્વ રાજાઓ અને કાશીરાજાને કહેવા લાગ્યા કે આઠ પ્રકારના વિવાહમાં વિર ક્ષત્રિઓને માટે રાક્ષસ વિવાહ ઉત્તમ ગણાય છે. માટે આ ત્રણે કન્યાઓને મારા ભાઇ વિચિત્રવિર્ય જોડે લગ્ન કરાવવા માટે તે રાક્ષસવિવાહજ સ્વીકારી બળાત્કારથી પુત્રી ભાવથી ઉઠાવી લઇ જાઉં છું. તમારાથી થાય તે કરી લેજો. આમ કહી સભામંડપમા ચાલતી તે ત્રણેય કન્યાઓને એક સાથે પકડી તૈયાર રાખેલ રથમાં બેસાડી તે રથ હંકારી ચાલતા થયા રાજાઓ કોપાયમાન થયા. કોઇ બાહુ ઠોકવા લાગ્યા, કોઇ હાથ ઘસવા લાગ્યા, કોઇ લાલ ભ્રુકુટી કરી બેઠા થઇ ગયા, સર્વે રથ જોડાવી હથીયાર લઇ રથમાં બેસી ભીષ્મ સામે લડવાને ગયા. કયાં અખંડ બ્રહ્મચર્યવ્રતધારી મહાત્મા

ભીષ્મનું અપૂર્વ બળ અને કયા વાસનામય સ્વાર્થી રાજાઓનું બળ ! ભીષ્મમા દૈવીબળ હતું. તેની આગળ મનુષ્યજીવન ગાળનાર રાજાઓ ન ટકી શકે. મહાયુદ્ધમાં હજારો સામા થયેલ રાજાઓ કપાઇ મૂવા ભીષ્મના ધનુષ્યના ટંકારથી ગભરાઇને જે ચાલ્યા ગયા તે બચ્યા, અને સામા થયા તે માર્યા ગયા. હાથ પગ ભાગેલા કેટલાક બચ્યા તે પાછા વળ્યા. નિરાશ થયા અને ભીષ્મ કન્યાઓને લઇ પોતાના દેશ તરફ રવાના થયા.

શાલ્વ કરીને એક રાજા હતો તેને તે કન્યાઓની ઇચ્છા હતી. તેને પોતાના બળનો ગર્વ હતો જેથી ભીષ્મને હરાવીશ, એમ પોતાના મનમાં થતાં પાછળથી તેણે ઉભો રહે. સ્ત્રીને લઇ ક્યાં જાય છે. એવા કઠોર શબ્દો બોલતાં ભીષ્મની પૂઠ પકડી. ભીષ્મને ખબર પડી. રસ્તામાં રથ પાછો વાળી ઉભો રાખ્યો અને પુનઃ શાલ્વ રાજા સાથે યુદ્ધ કર્યું. જે રાજાઓ પાછા વળ્યા હતા તે પણ દોડતા આવી શાલ્વ અને ભીષ્મનું યુદ્ધ જોવા લાગ્યા. શાલ્વે શરૂઆતમાં તો હજારો બાણોથી ભીષ્મને ઘેરી લીધો. રાજાઓ ખુશી થયા કે ઠીક થયું. કોપાયમાન થયેલ ભીષ્મ વધારે નજીક આવ્યા. અને વારૂણાસ્ત્રથી શાલ્વના ઘોડાને પ્રથમ રોકયા. અને તેના તરફથી આવતાં બાણોને અટકાવી, તેના સારથિનો નાશ કર્યો પછી ઐંદ્ર અસ્ત્રથી તેના ઘોડાને મારી નાખ્યા અને પાસે જઇ શાલ્વને જીવતો પકડી કહ્યું કે હવે તને મારી નાખનો હોયતો વાર નથી. પણ જા તને આયુદાન આપું છું. તારા જેવો નાદાન હું નથી થતો. એમ કહી ધક્કો મારી અપમાન કરી શાલ્વને છોડી મૂકયો, શાલ્વ શરમાયો, ખીન્ન થયો પણ બળવાનની આગળ શું કરે ! છેવટે નિરાશ થઇ પોતાને દેશ ગયો. સ્વયંવરમાં આવેલ જે જે રાજાઓ તે યુદ્ધ જોવાને આવેલ હતા તે પણ નિરાશ થઇને પાછા પોતાને દેશ ગયા..

ભીષ્મપિતામહ ત્રણે કન્યા સાથે હસ્તિનાપુર તરફ રવાના થયા રસ્તામાં પુત્રી સમાન ભાવના રાખી અમૃતમય નજરે જોતા હતા. ચિંતા કરશો મા ! ગભરાશો મા ! હું તમારો રક્ષક પિતા છું. એમ માનજો આ શબ્દો કહી સંતોષ આપતા અને રસ્તામાં અનેક,

વિકટ પ્રદેશોને ઓળંગી છેવટ હસ્તિનાપુર આવ્યા. ત્રણે કન્યાઓને રથમાંથી ઉતારી સત્યવતી માતાને કહ્યું કે માતા મારા ભાઈ વિચિત્રવીર્યના લગ્ન કરવા માટે કાશીરાજાના સ્વયંવરમાંથી હજારો રાજાનો પરાજય કરી આ કન્યાઓને હું લાવ્યો છું. હવે આપ યથાવિધિ લગ્નની તૈયારી કરવા આજ્ઞા આપો.

સત્યવતી પ્રસન્ન થયાં. ભીષ્મને ધન્યવાદ આપ્યો. બ્રાહ્મણને બોલાવી લગ્ન દિવસ નક્કી કરી લગ્ન સમારંભ કર્યો.

તેવામાં ત્રણ કન્યાઓ પૈકી અંબા નામની મોટી કન્યાએ ભીષ્મને જણાવ્યું કે શાલ્વ રાજા સાથે મારાં લગ્ન કરવાની મારા પિતાની ઇચ્છા હતી તેમ મારી ઇચ્છા પણ તેની સાથે લગ્ન કરવાની હતી; જે હું ગભરાટને લીધે બોલી શકી નથી. હવે આપ યથારૂચિ કરો. ઈચ્છા વિરૂદ્ધ અહીં હું લગ્નથી જોડાઈશ તેમાં મારૂં કે સામાનું શ્રેય નથી.

આ શબ્દો સાંભળી ધર્માત્મા ભીષ્મે વિદ્વાન બ્રાહ્મણોને બોલાવી નિર્ણય કર્યો કે જેનું જ્યાં મન ખેંચાયું હોય ત્યાં જવા દેવામાં પાણિગ્રહણ કર્યા પહેલાં હરકત નથી. આ નિર્ણય થયા બાદ અંબાને રજા આપી. અને શાલ્વ રાજાને ત્યાં જવા માટે વાહનની ગોઠવણ કરી જેથી તે અંબા શાલ્વ રાજાને ત્યાં ગઈ.

અંબાલિકા અને અંબિકા; એ બે કન્યાઓનાં ભીષ્મ પિતામહે વિચિત્રવીર્ય સાથે મોટી ધામધૂમથી લગ્ન કર્યાં અને તે બન્ને સ્ત્રીઓ તેની ધર્મપત્ની થઈ.

શાલ્વરાજા તરફ જેની વૃત્તિ લાગેલ છે તેવી અંબા તે રાજા પાસે જઈ તેને વિનયપૂર્વક જણાવ્યું કે હે રાજા! ભીષ્મ મારી ઇચ્છા વિરૂદ્ધ મને રથમાં બેસાડી પોતાને દેશ લઈ ગયા, પરંતુ મારૂં મન તમારામાં ચોટેલ હતું. ભીષ્મના અવિસહ્ય બળ અને તેજથી હું અંજાઈ ગઈ. તેથી બોલી શકી નહી. મારા મનની વાત મેં તેમને વિનતિપૂર્વક જણાવી ત્યારે મને સારા બ્રાહ્મણોની સલાહ લઈ રથ તથા અનુચરો સાથે ઘણા સન્માનપૂર્વક આપની પાસે

મોકલી છે. હું અવિવાહિતા છું. તેમ કોઇનો સ્પર્શ થયો નથી. આપ જાણો છો કે ભીષ્મ પોતે બ્રહ્મચારી છે. માટે તેણે મારો હાથ પકડયો હોય તો તે પુત્રી રૂપેજ. માટે મારી બે બેનોનાં તેણે પુત્રી સમાન રસ્તામાં પાલન કરી તેડી જઇ પોતાના ભાઇ વિચિત્રવિર્ય સાથે લગ્ન કર્યાં. માટે હે કૃપાળુ! મન અને શરીર બન્ને રીતે હું નિર્દોષ છું. આપને પતિ રૂપે ચાહું છું. માટે શરણે રાખો. વિનયપૂર્વક એ વચનો સાંભળી શાલ્વરાજાએ જવાબ આપ્યો કે હે સ્ત્રી! ભીષ્મે પરાક્રમ વિના તને લીધેલ નથી. અને તેથી બીજાથી જીતાયેલ વસ્તુનો અન્યે ઉપયોગ કરવો ધર્મવિરૂદ્ધ છે. જ્યારે બીજો કોઇ તેવું નિંદિત કર્તવ્ય કરે ત્યાં હું બીજાને તે ન કરવા કહું; તેવું કર્તવ્ય હું પોતેજ કરૂં એ યોગ્ય નથી. જો કે ભીષ્મ બ્રહ્મચારી છે, તેણે તને પુત્રી રૂપે ગણેલ હોય પણ અમો સર્વને જીતીને તે તને લઇ ગયેલ છે; અમો જીતાયા. એટલે તું પોતેજ ન્યાયની રીતિએ તેની થઇ ચૂકી; પછી તે તારો ગમે તે ઉપયોગ કરે. પોતે બ્રહ્મચારી હોઇ પોતાના ભાઇને આપે અગર યથારૂચિ કરે પણ જીતાયા પછી અમારો તારી પર હક ન રહયો, તારે તારી ઇચ્છા દર્શાવવી હતી તો લડાઇ કર્યાં પહેલાં રથમાં બેસતી વખતે દર્શાવવી હતી. ત્યાં સુધી તું સ્વતંત્ર હતી. હવે તો તું ભીષ્મને આધીન છે. માટે ભીષ્મ જે તારી ગતિ કરે તે થઇ શકે. કદી હવે મને રાજીખુશીથી ભીષ્મ તારૂં મને દાન કરે તો પણ ક્ષત્રિએ તેવું દાન લેવું તે નાદાનનું કામ છે માટે કોઇ રીતે મારે માટે તું ઉપયોગી નથી તને દુઃખી કરો કે સુખી કરો; એ સર્વ બાબતનો ભીષ્મનો તારે માટે હક છે, માટે જા અંબાએ આ શબ્દો સાંભળ્યાં વજ્રપાત સરખો આઘાત થયો અંગ ધ્રૂજવા લાગ્યું. વળી આંખમાંથી આંસુ સારતાં કહેવા લાગી કે દયાળુ રાજા!

મૈત્રં વિમોહઽસિ ભવાન્ ગદિતું નૃશંસં

દશમસ્કંધ

આવાં ક્રૂર વચન આપ કહેશો એમ મેં ધાર્યું ન હતું. રાજા દયા કરો. અબળા છું. ભીષ્મને આમ કહી તેની પાસેથી રજા લઇ અહીં આવ્યા પછી હવે કેવી રીતે તેની પાસે જાઉં! રથમાં બેસતી

વખતે હું રોતી હતી અને તેજથી અંજાઇ ગઇ તેથી મને સૂઝયું નહી; માટે મારી બેન જોડે બેસી ગઈ. દયાળુ રાજા તમે કહો છો તેમ હું ભીષ્મની રાજીખુશીથી રજા લઈને આવી છું એની ઇચ્છા વિરૂદ્ધ નથી આવી. અને એણે જેને માટે કન્યાઓ આણેલ હતી તે તેના ભાઈને મારી બે બેનો પરણાવી તેની ઇચ્છા પણ ફળિભૂત કરી છે. જેથી મારા આંહી આવવાથી જેને અસંતોષ પણ નથી થયો માટે, દયા કરો અને મને શરણ રાખો.

ફકત રથમાં સાથે બેસવા જેવા મારા નજીવા અપરાધનો મને સદાયને માટે તજવા રૂપ આવો નિર્દય બદલો ન આપો. તેમ આપ જાણો છો કે જેની સાથે રથમાં બેઠી તે ભીષ્મ અખંડ બ્રહ્મચારી છે. અને તે પુત્રી અગર માતૃભાવનીજ અમારી તરફ ભાવના રાખતા હતા. જેથી તેની સાથે રથમાં બેસવું એ દૂષિત રૂપ હતું નહિ. એ અપરાધરૂપ ખરૂં જોતાં છેજ નહિ. માટે શરણાગતનું પાલન કરો. અને પત્ની તરીકે સ્વીકારો ચક્રવર્તી રાજા અને તેના વૈભવોને છોડીને અતિશય પરિશ્રમ વેઠી હું તમારી પાસે આવી છું. એજ તમારામાં મને અતિ આસક્તિનો પુરાવો છે. માટે પ્રીતિ રાખનારનો સ્વીકાર કરવો એ મહાન ધર્મ છે. હું મનથી પણ તમારા સિવાય કોઇના તરફ લક્ષ રાખતી નથી. અને કોઇપણ પર-પુરૂષે મારો સ્પર્શ પતિભાવથી હજી સુધી કર્યો નથો. હું કેવળ નિર્દોષ છું. હે મહાપુરૂષ ! પોતાની મેળે આમ પ્રેમભાવથી ખેંચાઈને આવેલી અબળાનો કોણ સ્વીકાર ન કરે !

क्षतात्रायत असौ क्षत्रिः ।

પ્રહાર પામેલ શરણાગતનું રક્ષણ કરે તે ક્ષત્રિ; એ શાસ્ત્ર ઉલ્લેખ છે. જગતમાં અણધારેલ દૈવી આપત્તિનો પ્રહાર થયો છે. જે આપત્તિમાંથી બચાવનાર આપજ છો એમ માનું છું. માટે તમારી કરો. અનેક રીતે એપ્રમાણે પ્રાર્થના કરી. શાલ્વ રાજાએ સાંભળ્યા છતાં તે સ્ત્રીને સ્વીકારવાને માટે તેને હિંમત ન આવી. લડાઇ વખતનું ભીષ્મનું વીર સ્વરૂપ નજર આગળ તરી આવ્યું. ભીષ્મની રાજીખુશીથી રજા લઈને આવીછું, એમ કહ્યું. પણ તે વાત મનમાં ઉતરી નહિ. આ

બીને રાખીશ તો ભીષ્મનો અપરાધી થઇશ. એમ મગજમાં ઠસી ગયું. કાલાવાલા કરતી અને યુવાન સ્ત્રી ચાહના કરતી આવે એ કોને પ્રીય ન લાગે ! પણ કાળ આગળ સર્વ અપ્રિય થઇ પડે છે.

કોઇ એક ગુરૂ ભોજન કરી રહ્યા બાદ શિષ્યે ગુરૂને કહ્યું કે કૃપાનાથ ! આવી સુંદર રસોઇ છતાં સ્વાદ કરીને આપ જમ્યા નહિ. કેવાં શાક હતાં. જુદી જુદી જાતની કેવી સુંદર મીઠાઇ હતી. ગુરૂએ જવાબ આપ્યો. આવતી કાલે જવાબ આપીશ. બીજે દિવસે ગુરૂએ બીજા શિષ્યદ્વારા સારી રસોઇ તૈયાર કરાવી પેલા શિષ્યને જમવા બેસાડયો. શિષ્યને નિયમ હતો કે જમવા માંડયા પછી જમી રહ્યા પહેલાં પાટલા પરથી ઉઠાય નહિ. શિષ્ય જમવા માંડયા પછી ગુરૂએ શિષ્યને ઉપર જોવાનું કહ્યું. જ્યાં નજર કરે છે, ત્યાં મહા વિકાળ લટકેલ સર્પ પોતાની ઉપર પડવાની તેયારી કરતો હોય એવા રૂપમાં દીઠો. શિષ્ય ગભરાયો. જમવાની રસોઇનો સ્વાદ ઉડી ગયો. એકદમ ઝડપથી જમી ઉઠી ગયો. બહાર આવ્યો અને મહારાજ મરી જાત. માંડ બચ્યો. ગુરૂ કહે પણ રસોઇનો સ્વાદ કેવો હતો. કાલના કરતાં સુંદર રસોઇ છતાં કેમ સ્વાદ કરી નિરાંતે જમ્યો નહિ !

રસોઇમાં શું શું ચીજ હતી ?

શિષ્યે કહ્યું. વિકરાળ સર્પના જોયા પછી ગભરાટને લીધે મહારાજ મને શું શું ચીજ જમવામાં હતી, તેનું કશું ભાન નથી. એ ગભરાટથી સ્વાદ કરી જમવાનું કેમ સૂઝે ! ગુરૂજીએ કહ્યું, ભાઇ ત્યારે તેં જે આજે કાળરૂપ સર્પ જોયો. તે હું ભોજન વગેરે દરેક સુખ અને સ્વાદનું કામ કરતાં જોઉં છું. જેથી મને મારો સ્વાદ ઉડી જાય છે.

દષ્ટાંત ઉપરથી ગુરૂજીએ શિષ્યને જો કે કાળ જણાય સમજાવ્યો છે; પણ આ ઠેકાણે પ્રત્યક્ષ કાળ જોવાનો છે. ભીષ્મ કન્યા લઇ ચાલ્યા બાદ રાજાઓ સાથે લડાઇ વખતે જે વિકરાળ કાળ જેવુ રૂપ કરી હજારો રાજાઓનો સંહાર કર્યો હતો, તે રૂપ જોવાનો વખત શાલ્વ રાજાને આવ્યો હતો. પોતે ભીષ્મની સાથે લડતા હારી ગયેલ અને,

ભીષ્મે પોતાને પકડેલ તે વખતનું ભીષ્મનું વિકરાળ રૂપ યાદ આવતાં પોતાની નજર આગળ દશ્ય થયું. જેથી ગભરાયો અનેધાર્યું કે આ સ્ત્રીને ભીષ્મ જીતીને લઇ ગયેલ છે. માટે ભીષ્મની છે તેથી જો હું તેને રાખીશ તો ભીષ્મનો વેરી થઇશ. એ ભાવના તેના મનમાંથી ગઈ નહિ, અને ભીષ્મનું એ કાળરૂપનું ચિંતવન કરતાં પ્રત્યક્ષ જોવા લાગ્યો ભીષ્મની રજા લઇ આવી છું વગેરે તે સ્ત્રીએ કહ્યું છતાં એ શબ્દો પર ત્રાસને અંગે વિશ્વાસ ન આવ્યો જેથી ગભરાટને લીધેજ શાલ્વ રાજાએ જણાવ્યું કે તું જે કહે છે તે સાચું હો ! પણ મને ભીષ્મનો મહાન ડર છે, જેથી હું તને નહિ સ્વીકારી શકું. માટે તારે જયાં જવું હોય ત્યાં જા. શુદ્ધ અન્ન જેમ ભોજ્ય પદાર્થ છે, તેમ શુદ્ધ સ્ત્રી સંસાર સુખ ભોગ્ય વસ્તુ છે. શિષ્યને ભોજ્ય અન્નનું ભોજન કરતાં કાળરૂપ સર્પથી ગભરાટ થયો તેવી રીતે શાલ્વ રાજાએ સ્ત્રીએ પવિત્ર છે શુદ્ધ છે. સત્યવક્તા છે અને મારે માટે આસક્ત છે તેમજ દષ્ટિથી જોતાં રૂપવતી હોવાથી સર્વ રીતે મારૂં મન ખેંચાય તેવી છે એમ જાણતો હતો છતાં કાળરૂપ વિકરાલ ભીષ્મના ડરથી ગભરાઇ તેનો સ્વીકાર ન કર્યો. આંખમાં આંસુનો પ્રવાહ ચાલે છે એવી અબળા અંબા ત્યાંથી નિરાશ થઇ રાજકુમારી છતાં પગેથી ચાલી નીકળી. કેવો આઘાત ! કેવી વિચિત્ર ઘટના ! હવે તેનું કોણ ?

કયાં જાઉં ! ભીષ્મની સાથે વેર કર્યું ને શાલ્વની પાસે આવી. ભીષ્મના ડરથી શાલ્વે મારો તિરસ્કાર કર્યો. જંગલમાં આવી પાછી પિતાને ઘેર જાઉં ! તે શું ધારશે ! તેણે તો પરાક્રમ રૂપ શાલ્વના બદલામાં ભીષ્મને આપી દીધી. તે તો જાણે છે કે મારી પુત્રીની ભીષ્મે વ્યવસ્થા કરી હશે. હવે પિતા પાસે જવું કેવી રીતે યોગ્ય ગણાય !

बाल्ये पितृवशे तिष्ठेत् पाणिग्राहस्य यौवने ॥

એ સ્ત્રીને માટે નિર્માણ છે. મારા પિતા પાણિગ્રાહકને માટે નિર્માણ કરી મારા વિષેની ચિંતામાંથી છૂટા થયાછે

પણ મારો પાણિગ્રાહ કોણ ? ભીષ્મ ? ના તે તો પિતા. ત્યારે શાલ્વ ? તેણે તો તરછોડી ! ત્યારે કોણ ! નિસાસા નાખતી અને

વિચાર કરતી અંબા ભય કર તાપથી ગભરાઇ વેગન જંગલમા એક શીતળ ઝાડની છાયા તળે ઉભી પુનઃ બોલી

મેં દુનીયાં સઘળી જોઇ, કોઇનું ન દીઠું કોઇ.
સ્વારથની જાળ પરોઇ. સગપણ સહુ નાખે ધોઇ.
આજે હોય વહાલાં તે તો કાલ થાય વેરી,
અજબ સરીખી એ પ્રીત રીત કેરી.
પોતાના સ્વારથ માટે અવરને નાખે નિચોવી.

( કામલતા. )

કોઇ નિરપરાધી અબલા મારા જેવી દુઃખી નહિ હોય. મારે માટે નથી પિતાનું ઘર ઉપયોગી કે નથી પતિનું ઘર, સ્ત્રીને માટે બેજ વિશ્રાંતિ ભવન કલ્પાએલ છે. તેમાં લગ્ન થયા પછી મુખ્ય પતિનુંજ ઘર ગણાય. પતિ તરીકે મનમાં નિર્માણ કરેલ શાલ્વ રાજાએ મને સ્વીકારી નહિ. જેથી હવે ભીષ્મ પાસે કેમ જઈ શકું ! નજ જઈ શકું. ત્યારે મારૂં સાસરૂં કોણ એ નિર્માણ થવુ દુર્ઘટ થયું. આમાં કોનો દોષ ! ભીષ્મનો ? કે આવો સ્વયંવર કરનાર મારા પિતાનો કે ઘણું ઘણું સમજાવ્યા છતા બાયલો બની ભીષ્મથી ગભરાઈ જનાર શાલ્વનો ? દરેક મનુષ્યે બીજાની ભૂલ જોવા પહેલાં પોતાની ભૂલ જોતાં શીખવું એ ડહાપણનું કામ છે.

હું બીજાને દોષ શા માટે આપું છું. કેવળ સ્વાર્થત્યાગ કરનાર અને સ્રી એ શું, એ વિષય જેના લક્ષમાંજ નથી એવા ભીષ્મનો શો દોષ ! તેમ અમારા હિતમાજ તત્પર રહેનાર અને યોગ્ય પતિ માટે લાખો ધનનો ખર્ચ કરનાર અને પુત્રીનું સર્વ રીતે કલ્યાણ ચાહનાર અમારા પિતાનો શો દોષ !

ત્યારે હવે શાલ્વનો દોષ પણ શાનો! જેનાથી આખું જગત અને દેવતાઓ પણ કંપે છે એવા ભીષ્મથી શાલ્વ કેમ ન ડરે ! અને તેને લીધે મારામાં આસક્તિ છતા મને તે શાલ્વ ગ્રહણ ન કરી શકયો તેમાં તેનો કશો દોષ નથી,

દોષ માત્ર મારો પોતાનોજ. મારી બે બેનો સાથે મને ભીષ્મે રથમાં બેસવાનો હુકમ કર્યો તે વખતે હું શાલ્વને ચાહું છું એમ મેં શામાટે ન જણાવ્યું !

વિપત્તિના સમયમાં મહાન બુદ્ધિશાળીની બુદ્ધિ પણ કુંઠિત થાય છે ત્યારે અબળાની મતિ મુઝાય અને તેથી સારાસારનો વિચાર તેને ન સૂઝે એ સ્વાભાવિક છે.મારૂં પણ તેમજ બન્યું. થોડીવાર આવા ઉત્તમ વિચારો મનમાં આવ્યા અને તર્તજ પાછું મન ફર્યું. કુતર્કો થવા માંડયા. ભીષ્મેજ મારી દુર્દશા કરી છે. એજ મારી અધોગતિનું મૂળ છે. આનું વેર લેઉં તોજ હું ખરી. ભીષ્મને મારૂં;પણ મોટા રાજા જીતી ન શકયા ત્યારે મારૂં શું ગજું ! આમ વિચાર કરી પાછી ખૂબ રોવા લાગી. રસ્તો ન સૂઝે ત્યારે આડે માર્ગે જાય, એ સહજ છે. ગભરામણમાં અંબા આમ વિવેકભ્રષ્ટ થઇ નિરપરાધીને અપરાધી ગણવા લાગી. અને પહોળું મુખ કરી નિર્જન વનમાં રોતાં રોતાં કહેવા લાગી.

ધનાશ્રી, ગઝલ.

ધરો કર કોઇ મારો, મને આવી ઉગારો.<br>
દુઃખની હદ છેક આવી, છે મને નાખેલ તાવી;<br>
છે ન મારો કોઇ આરો. ધરો.<br>
આ ભયાનક જોઈ જોઇ, દિન રાત રોઇ રોઇ;<br>
જીવ આ ગભરાય મારો. ધરો.

જેને હૃદય હોય તેજ સહૃદય બને. પવિત્રવ્રત ધારણ કરનારા પર્ણ-કુટીમાં નિવાસ કરી મહાનંદમય બનેલા ઋષિ મુનિઓએ એ કરૂણામય અવાજ સાંભળ્યો અને તર્તજ તેની પાસે આવ્યા.

सज्जनस्य हृदयं नवनीतं यद्वदंति कवय : स्तदलीकं ।<br>
अन्यदेहविलसत्परितापात्सज्जनो द्रवति नो नवनीतं ॥

સજ્જનનું હૃદય માખણના સરખું કોમળ છે એમ જે કહે છે તે ભૂલ છે. તેમાં અને માખણમાં ફેર છે તે એ કે, માખણ-તો પોતાને તાપ લાગે તોજ દ્રવે ( ઓગળે ) અને સજ્જન પર તાપથી

ઓગળે છે અર્થાત્ બીજાનું દુઃખ સજ્જનો સહન કરી શકતા નથી.'
ઋષિઓ અંબાનું દુઃખ સહન કરી શકયા નહિ, જેથી દયાવાન
બની તેને કહેવા લાગ્યા. બેટા તું કોણ છે? શા માટે રૂવે છે? સ્ત્રી
જાતિને એકલું જંગલમાં આવવાનો પ્રસંગ આવે એ નવાઈ! શું
તારી સાથે તારૂં કોઈ સંબંધી નથી. તું ગભરાઈશ નહિ અમો જે
કહીશ તે તારાં સર્વ દુઃખના ઉપાયો કરી, તારૂં જેમ કલ્યાણ થશે
તેમ કરીશું. અમારી સાથે ચાલ. આમ કહી રૂદન કરતી તે
સ્ત્રીને ઋષિઓ પોતાને આશ્રમે લઈગયા. સર્વે ઋષિઓ તેને
વીંટાઈ બેઠા અને દુઃખનું કારણ પૂછવા લાગ્યા શાંત થયા બાદ
પોતાનો સ્વયંવર, ભીષ્મને હાથે હરણ, ત્યાંથી શાલ્વ પાસે જવુ અને
તેણે કરેલ ત્યાગ, વગેરે સર્વ વૃત્તાંત વિસ્તારથી તેણે કહી સંભ-
ળાવ્યું. નિશ્વાસ મૂકી રૂદન કરતી તે કન્યાનું આ વૃત્તાંત સાંભળી
ઋષિઓ મનમાં બહુ ખિન્ન થયા. વૃત્તાંત કહ્યા બાદ અંબા પોતાનો
વિચાર જણાવતાં બોલી કે હવે મારે એકજ કર્તવ્ય બાકી છે. અને
તે આપ સિદ્ધ કરી શકશો.

સંસારની ભાંજગડનો ખુલાસો અને આ દુઃવ્યવહારિક દુઃખનિવા-
રણનો રસ્તો આપ પાસેથી હું મેળવી નહિ શકું. અને તે મેળવવા
માટે મારી આપ પાસે યાચના પણ નથી. પરંતુ મને સંન્યસ્ત
ગ્રહણ કરાવો અને પ્રભુ પ્રસન્ન કરવા માટે તપસ્વરૂપ બતાવો.
જેમ વૈદ્ય પાસેથી ઔષધિ મળે, જોશી પાસેથી ગ્રહપીડાનો જવાબ
મળે, વ્યવહારકુશળ પાસેથી વ્યવહારનીજ સંસ્થા સિદ્ધ થાય તેવી
રીતે આપ મહાત્મા પાસેથી તપસિદ્ધિજ મેળવવાની છે. એ આપનું
કર્તવ્ય છે. માટે આપ કૃપા કરીને મને આપનું એ ઉત્તમ તપરૂપી
ધન મને આપો, અને મારા દૈવી ભાગ્યનો ઉદય કરો; એ મારી નમ્ર
પ્રાર્થના છે. હવે સંસાર સુખનું પુષ્પ કળીના રૂપમાંજ વિપરીત
પવનથી કરમાઈગયું, અને તે યોગ્ય થયું. એને પરિણામે આપ
મહાત્માના દર્શન થયાં એ મારા સારાં ભાગ્ય ખીલ્યાં એમ માનું
છું. માટે મને ઉત્તમ પારમાર્થિક ભગવતપરાયણ શ્રેયસ્કર
રસ્તો બતાવો ?

, આગાની એ વાત સાંભળી તે ઋષિમંડળમાં સર્વેથી વૃદ્ધ અને વિદ્વાન તથા બુદ્ધિવાન એવા શૈખાવત્ય નામના ઋષિ હતા. તેણે તેને ધીરજ આપી આ પ્રમાણે જણાવ્યું કે, અમો તારે માટે હવે વિચાર કરીએ છીએ આમ કહી સર્વે ઋષિઓ એકત્ર થઇ વિચાર કરવા લાગ્યા. તેમા મુખ્ય શૈખાવત્ય ઋષિ સર્વ મંડળ વચ્ચે એમ કહેવા લાગ્યા કે પતિસેવા કરવી, એ સ્ત્રીનો મુખ્ય ધર્મ છે; પતિ જે સ્થળે અગર આશ્રમમા રહે તેની સાથે છાયારૂપે અનુગમન કરવું એ તેનું મુખ્ય કર્તવ્ય છે મહાનપસ્વી બની ઇન્દ્રની સભા સુધી પોહોંચવાની શક્તિ ધરાવનાર નર્મદાનું આખ્યાન તમારા ખ્યાલમાં હશે તેવી પ્રબળ વિદ્વાન અને તપસ્વી હતી, છતાં ઇન્દ્ર તેની બેસ-વાની જગ્યાને અપવિત્ર ગણુતા હતા. તેનુ કારણ એ કે તપ કર્યું, વિદ્યા મેળવી, પણ પતિપરાયણ થઇ પોતાનો ધર્મ સ્વીકાર્યો ન હતો. અર્થાત્ કુવારી હતી.

भर्ता देवो गुरुर्भर्ता धर्मतीर्थव्रतानि च ।
तस्मात्सर्वं परित्यज्य पतिमेकं भजेत्सती ॥

સ્ત્રીઓ માટે દેવ, ગુરૂ, ધર્મ, તીર્થ અને વ્રત; એ સર્વનો સમાવેશ પતિમાં થાય છે માટે સર્વ છોડીને પતિનો આશ્રય લેવો એ તેનું મુખ્ય કર્તવ્ય છે. તમો જાણો છો કે જગતની રચના સુંદર અને આગળ ઉપર ખીલતી અને વૃદ્ધિ ગત થતી બનાવવા માટે ઇશ્વરે બે જુદી જુદી વ્યક્તિ બનાવેલ છે એક ઉત્પાદક અને એક પોષક. ઉત્પાદક વ્યકિત તે પુરુષ અને પોષક વ્યક્તિ એ સ્ત્રી. પ્રભુએ બન્ને માટે જુદાં જુદા કામ સોંપી રાખેલ છે પ્રભુએ જેમકે કાનને સાંભળવાનું અને આંખને જોવાનું; એમ તમામ ઇન્દ્રિઓને જે એક કામ સોંપ્યું છે તેનાથી જુદું કામ તે તે ઇન્દ્રિઓ કદી પણ નહિ કરી શકે. જેમ આંખ સાભળવાનું કામ નહિ કરી શકે અને કાન જોવાનું કામ નહિ કરી શકે આમ ઇન્દ્રિઓને જેમ ઇશ્વરી નિર્માણથી તેમને સોંપાયેલ કામજ તે કરી શકે છે તેમ પુરૂષ પુરૂષનું ઉત્પાદક કામ કરી શકે અને સ્ત્રી પોતાનું પોષક કામજ કરી શકે. જો કદી

તે પોતાના કર્તવ્યથી વિરૂદ્ધ કરવા જાય તો તેમાં તે કદી સિદ્ધિ મેળવી શકે નહિ સારૂં કર્તવ્ય પણ સ્થળ અને વ્યક્તિ પરત્વે શોભે છે, ખીલે છે અને ફલિત થાય છે ઘરને ખીલવવાનાં સાધનો પેદા કરવાં "આણી આપવા" એ કર્તવ્ય પુરૂષનું છે, અને તે સાધનોને સરખી રીતે ગોઠવી અને કચરો કાઢી ઘરને સાફ રાખવું એ કામ સ્રીનું છે. તેજ ન્યાયે બીજપ્રદ પુરૂષ છે અને બાળકોની પોષક તેની માતા છે ઘર અને પતિ કેવી રીતે નિર્મળ અને આનંદી રહે તેનો વિચાર કર્યા કરવો એ સ્રીને માટે જપ છે કોઈનાં વચન સહન કરવાં એ તપ છે અને બાળકોનુ પોષણ કરવું એ વ્રત છે.

*स्त्रीणा च पतिदेवाना न व्रत नाभ्युपोषणम् ॥*

પતિરૂપ પરમેશ્વરવાળી અર્થાત્ પોતાના પવિત્ર સંસાર તરફ લક્ષ રાખનાર સ્રી માટે બીજુ વ્રત કે ઉપવાસ કાઇ છેજ નહિ. તો મારે એજ જણાવવાનુ કે, અંબા તપસ્વી કે સંન્યાસી થવાને જે ઇચ્છા રાખે છે, તેને છેલ્લા શબ્દો કહેવા કે શાસ્રકારો છોડવુ તેનું નામ ન્યાસ કહે છે તો તેણે બીજી કલેશમય ઉપાધિઓ અને વિચારો છોડવા એ તેનો સંન્યાસ અને સર્વ સહન કરી પોતાનો સસાર આદર્શરૂપ પવિત્ર બનાવવો એ એનું તપ છે. એને માટે આપણે તેને જે માર્ગ બતાવવો ઘટે તે બતાવવો; એ મારો મત છે

સર્વે ઋષિઓએ તે કબુલ કર્યું અને તેના જૂદા જૂદા રસ્તા સહુ બતાવવા લાગ્યા કોઇ કહે કે શાલ્વ રાજાને સમજાવી તેને ગ્રહણ કરવાનું કહીએ. કોઇ કહે તેનો વિવાહ થયો નથી માટે તેના પિતા પાસે લઇ જઇએ જેથી તે પુનઃ તેના લગ્નનું નિર્માણ કરે કોઇ કહે ભીષ્મને સમજાવીએ જેથી તેના પિતાને પુન કરવાનું કશું ન રહે અને ભીષ્મે પોતાના ભાઈને બે કન્યાઓ પરણાવી તેમ ત્રીજી પરણાવે આમ સર્વે જૂદા જૂદા પોતાના વિચારો દર્શાવવા લાગ્યા છેવટ એક નિશ્ચયપર આવી તે કન્યાને કહ્યું કે;

સ્રીને માટે બેજ ઘરના નિર્માણ છે. એક પિતાનું ઘર અને બીજું પતિનું ઘર. સમાન સ્થિતિમા પતિનુંજ ઘર ઉત્તમ છે પણ પતિના

ઘર માટે અગવડ હોય વિષમસ્થિતિ હોય તો પિતાનું ઘર શ્રેયસ્કર છે. તારે માટે પતિનું નિર્માણ થયું નથી. જેથી પતિ ઘરની નહિ પણ પતિ સંબંધીજ તારી વિષમસ્થિતિ છે તેથી પિતાનું ઘરજ બાકી રહ્યું; માટે ત્યાં જવું યોગ્ય છે. આંહિ રહેલું અને સંન્યાસગ્રહણ કરી તપ કરવું એ તો તારે માટે જરાપણ યોગ્ય નથી પરંતુ તને એ ઉલટું દુઃખ રૂપ છે.

એક સાશમાં સારૂં કર્તવ્ય હોય પરંતુ દેશ, કાળ અને જાતિ પરત્વે તે સમવિષમ રૂપ બને છે; જેથી સ્ત્રી જાતિને ઘટતાં કર્તવ્યોજ તારે માટે યોગ્ય છે. આ સ્થળ પણ તારે માટે યોગ્ય નથી. પરંતુ ઋષિમુનિઓ માટેજ યોગ્ય છે. જયારે ઋષિમુનિઓને શ્રેયસ્કર છે ત્યારે તારો નિવાસ આ સ્થળે તને પોતાને દૂષિત કરનાર અને અવિકારી ઋષિઓને તારો સહવાસ યોગભ્રષ્ટ કરનાર થઇ પડશે.

बलवानिंद्रियग्रामो विद्वांसमपि कर्षति ।

ઇન્દ્રિઓ એવી બળવાન છે કે વિદ્વાન પણ ભૂલ ખાઇ જાય છે. માટે અહિં તારા વસવાટથી તને અને સર્વને નુકશાન થાય તેમ છે. માટે તારૂં શીયળપણું અને નૈતિક બળ સાચવવાનું અને પવિત્ર રહેવાનું ઉત્તમ સ્થળ માત્ર એક તારા પિતાનું ઘર છે.

એ સિવાય તું હજી કન્યા છે એવા ખબર દેશ પરદેશના રાજાઓને થતાં તેઓ તારી માગણી કરવાને આંહી આવે ત્યારે અમુક ગુણવાન કે અમુક સારો કે નરસો તેની અમોને સમજણ ન પડે, જેથી તારે માટે અમારે નિષ્કારણ વિષમદશા ભોગવવી પડે. કદી કોઇ ખરાબ રાજા જોરજુલમથી આવી તને ઉઠાવી જાય તો તારી જીંદગી બગડે. તેથી સર્વ રીતે તને સાચવનાર તારા પિતાજ છે. માટે એ એકજ ઉત્તમ રસ્તો છે. તે તારે સ્વીકારવો. એ અમારી ભલામણ છે.

અંબાએ જવાબ આપ્યો. હવે મારાથી પિતાને ઘેર જવાય તેમ નથી. કારણ મેં એક મારા વિષમ સ્વભાવથી એવું કામ કર્યું છે કે જેથી ત્યાં સર્વે મારી નિંદા કરે, તરછોડે અને તેથી મારી જીંદગી

ધૂળ જેવી થાય. પિતાના ઘરનો મને સંપૂર્ણ અનુ વ છે, કારણ આટલાં વર્ષો ત્યાંજ રહીછું. અને તેથી સર્વના સ્વભાવને જાણું છું. તેઓને હવે મારી ચિંતા શેની રહી. તેઓ તો ભીષ્મના ભાઈ સાથે પરણી છું તેમ જાણે છે હવે ત્યા જાઉં તો મને સંભળાવે કે શાલ્વને ત્યાં અમારી સંમતિ લીધા વગર શા માટે ગઈ !

જેનું મન ચગડોળે ચડેલ હોય તેનો કોઈ ધડો નથી કરતું. મારી તેજ સ્થિતિ થઇ છે. મને કોઈ સ્થળે હવે ચેન નથી પડતું.

હું સ્ત્રી છું, એમ આપ ન જાણો પરંતુ; એક તપસ્વી શરણે આવેલ અને પરમપદની ઇચ્છાવાન પુરૂષ છું, એમ આપ માનો અને શરણે રાખી શ્રેયસ્કર રસ્તો બતાવો.

શિષ્યસ્તેઽहं शाधि मां त्वा प्रपन्न।

તમારો શિષ્ય, અને શરણે આવેલ છું. માટે મને સાધો. તપ અને સત્યનો માર્ગ બતાવો. સ્ત્રી અને પુરૂષપણું શરીરને છે જીવને નથી.

न वै प्राणसंज्ञोन वै पचवायुन वा सप्त धातुर्न वा पंचकोशः ॥
नवाक्याणिपादं न चोपस्थपादश्चिदानंदरुपः शिवोह शिवोहं ॥

પ્રાણ વગેરે પંચવાયુ, સાત ધાતુ, પંચકોશ, જીભ, હાથ, પગ, ગુપ્ત ઇન્દ્રિ વગેરે સાથે મને કશો સબંધ નથી; હું તેનાથી અલગ બ્રહ્મરૂપ છું.

એ દશામાં સ્ત્રીપુરૂષપણું હોતું નથી. હું તેમ બની આપને શરણે આવેલ છું. સંસાર દશામાં મને મારા દુર્ભાગ્યનોજ અનુભવ થયો. તો હવે પરલોકમાંએ દુર્ભાગ્ય ! આપ મને શરણે લઇ શ્રેયસ્કર રસ્તો બતાવશો કે નહિ નકે. માટે તપની ઇચ્છા રાખુ છુ.

અંબા જ્યાં આમ પ્રાર્થના કરે છે, તે સમયે એક વૃદ્ધ પુરૂષ હોત્રવાન નામના તપસ્વી રાજર્ષિ આવ્યા. સર્વ તપસ્વી બ્રાહ્મણોએ ઉભા થઈને તેને માન આપ્યું અને જણાવ્યું કે આપ આ વખતે પધાર્યા એ ઠીક થયું. ચાલીને આવવાથી થાકી ગયેલ તે

રાજર્ષિને આસન આપીને બેસાર્યા. અને અંબાની સર્વ હકીકત તેને કહી સંભળાવી. ઋષિઓએ જણાવ્યું કે આપ રાજા છો જેથી આ સ્ત્રીના પિતા, માતા અને સંબંધીઓને આપ જાણતા હશો ? એ કાશી રાજાની પુત્રી છે.

રાજર્ષિ હોત્રવાન આ વાત સાભળી ખિન્ન થયા તેની આખમાંથી આંસું સર્યાં. બેટા ! મારી પાસે આવ હું તારો માતા મહ "માતાનો પિતા" થાઉં. તું મારી દૌહિત્રી છે. તને મેં છેક નાની જોયેલ જેથી કયાંથી ઓળખી શકુ !

આમ કહીને અંબાને ખોળામાં બેસાડી સર્વ સંબંધીઓના કુશળ [1] સમાચાર પૂછયા, તેણે સર્વે સમાચાર કહ્યા બાદ હોત્રવાને કહ્યુ કે તારે હવે કાશી પ્રત્યે જવાની જરૂર નથી. તારૂં દુઃખ પરશુરામ જે મારા અને સર્વ જગતના ગુરૂ થાય છે તે મટાડશે; માટે તેમની પાસે જા. ભીષ્મ તેનો શિષ્ય થાય છે માટે તે ભીષ્મને સમજાવીને તારૂં શ્રેય થાય તેમ કરી આપશે. અંબાએ કહ્યુ, હું સ્ત્રી જાતિ અજાણી તેની પાસે કેમ જાઉ ! તે કયા વસતા હશે !

અંબા જ્યાં આમ પૂછે છે એટલામાં એક અતિવૃદ્ધ મહાત્મા ઋષિ તે સ્થળે આવ્યા. સર્વે ઋષિઓ એકદમ બેઠા થઇ ગયા. બહુમાન આપ્યુ. સુગંધિ પુષ્પોથી વધાવ્યા. આવેલ તે વૃદ્ધ ઋષિનું નામ અકૃતવ્રણ હતું. અને તે પણ પરશુરામના પરમ શિષ્ય હતા. સ્વસ્થ થઇ બેઠા બાદ હોત્રવાન રાજર્ષિ વિનયથી ઋષિને પૂછવા લાગ્યા કે આ મારા ખોળામા બેઠેલ હતી તે મારી દૌહિત્રી છે. ભાગ્યયોગે એની બહુ ભૂરી દશા થઇ છે. તે બિચારી શબ્દભ્રષ્ટ થઇ છે પણ જાતે નિર્દોષ છે. અર્થાત્ મનની અસ્થિરતાથી બોલીને બગાડયું છે. એમ કહી જે હકીકત બની હતી તે સર્વ કહી સંભ-

---

[1] અસલના વખતમાં વૃદ્ધાવસ્થામા પુત્રને રાજ્ય આપી રાજાઓ તપ કરવા જતા અને પછી તપસ્વી સ્થિતિમા ઘર કુટુંબની સ્થિતિનું તે ધ્યાન નજ આપતા છતા પ્રસંગોપાત્ આમ અનાયાસે કોઇ સંબંધીનો મેળાપ થયા તો સહજ પુછતા.

બાવ્યા બાદ બોલ્યા કે, હવે આ પુત્રીનું ભીષ્મને સમજાવી સોંપાવી કલ્યાણ કરવાનું છે. અને તે કામ આપણા ગુરૂ પરશુરામજી કરી શકશે; માટે તેના દર્શન કયે સ્થળે અને ક્યારે થશે એ આપને વિનયપૂર્વક પૂછવાનું છે.

અકૃતવ્રણ ઋષિ બોલ્યા કે મહાત્મા ગુરૂવર્ય શ્રીમુખથી કહેતા હતા કે સંજયકુળોત્પન્ન હોત્રવાન રાજા મને બહુ પ્રિય છે. માટે એને મળવું છે એમ કહીને આપને યાદ કરે છે. અને આપ આંહી એ તે ખબર તેને મળ્યા છે; માટે આવતી કાલે ખાસ આપને મળવા માટેજ તે મહાત્મા ગુરૂવર્ય પધારશેજ. અને તે ખબર આપવા માટેજ હું આગળથી આવ્યો છું. અને તે ગુરૂવર્ય આ કન્યાનું અવશ્ય શ્રેય કરશે. આમ કહી અંબાને આશ્વાસન આપ્યું અને જણાવ્યું કે બેટા! તારા મનના અસ્થિરપણાંથીજ આ ભાંજગડ ઉભી થઇ છે. એ વાત તો સર્વમાન્ય છે. માટે હવે નવી ભાંજગડ ઉભી ન થાય માટે ગુરૂજી આવ્યા પહેલાં તારા મનનો નિશ્ચય કરી રાખ્ય. તારે ભીષ્મને ત્યાં જવા ધારણા છે કે શાલ્વને ત્યાં. બન્નેમાંથી જ્યાં જવું હોય ત્યાંની વ્યવસ્થા ગુરૂજી કરી આપશે. તું જાણે છે કે આખું ભૂમંડળ ગુરૂથી કંપે છે, સર્વ તેને નમે છે અને ભીષ્મ તો તેનો શિષ્ય છે.

બેન ! તારી આ સ્થિતિ કરવામાં તું કોનો દોષ માને છે તે કહે ? અંબાએ જવાબ આપ્યો. મારૂં મન શાલ્વ સાથે વરવાનું હતું એ ભીષ્મ જાણતા નહતા માટે કોનો દોષ હતો તે આપને યોગ્ય લાગે તે નિશ્ચય કરો.

અકૃતવ્રણે કહ્યું કે બેન ! તું વ્યાજબી કહે છે છતાં મને એમ લાગે છે કે રથમાં બેસાડતી વખતે સ્વયંવરના હેતુને જાણતાં છતાં ભીષ્મે તારી ઇચ્છા શું છે ? એ ન પૂછયું અને સાહસ કરી લડાઇ કરી તે સર્વને જીતી તને લઇ ગયો જેથી શાલ્વને તારા વર્તન માટે શંકા આવી અને તારો ત્યાગ કર્યો આથી ગર્વિષ્ઠ બનેલ ભીષ્મનો અપરાધ જણાય છે માટે તેનેજ તેનો બદલો

આપવો જોઇએ, ઋષિનું વચન સાંભળી અંબાએ પણ તેમજ કહ્યું કે મારા મનમાં પણ તેમજ વસ્યું છે; પરંતુ હું મારો મત જણાવું તો સ્ત્રી જાતિ ઓછી બુદ્ધિવાળી, એથી મારા મતમાં ભેદ હોય તો ! એમ જાણીને આપના મત ઉપર આધાર રાખ્યો અને આપે જણાવ્યા પછી અંતરની વાત જણાવું છું કે મને ભીષ્મનોજ અપરાધ જણાયો છે; માટે હવે આપને યોગ્ય લાગે તેમ કરો

આખી રાત્રિ અને એક દિવસ એમ વાતો કરતાં ચાલ્યો ગયો. પ્રાતઃકાળ થયો. સૂર્યનો પ્રકાશ થયો ત્યાં બીજા પ્રત્યક્ષ સૂર્યજ જાણે હોય તેવા મહાન તેજસ્વી ભૃગુકુળદીપક મહાત્મા પરશુરામ અનેક શિષ્યો સાથે પધાર્યા.

સર્વ ઋષિઓ અતિ આશ્ચર્ય પામ્યા. બેઠા થયા. નમસ્કાર કર્યો મધુપર્ક અર્પણ કર્યો. આસનપર બિરાજમાન કર્યા. બાદ હોત્રાવાન અને અકૃતવ્રણ તથા અન્ય સર્વ ઋષિઓએ મળી તેનાં ચરણ ધોયાં, ચંદન ચઢાવ્યું અને પૂજા કરી આરતી ઉતારી પુષ્પાંજળિ અર્પી નમસ્કાર કરી વેદોચ્ચારથી અભિનંદન આપ્યું;

સર્વે સ્થિર થઇને બેઠા બાદ ગુરૂવર્યે હોત્રવાનને પાસે બોલાવ્યા. તેની સાથે કેટલીક અગત્યની પ્રાચીન વાતો કરવાની હતી તે કરવા લાગ્યા. જે વાત કરવાની હતી તે પૂરી કરી કુશળ સમાચાર પૂછયા બાદ સ્વસ્થતા જ્યારે થઇ ત્યારે વિનતિ પૂર્વક હોત્રવાન રાજર્ષિએ જણાવ્યું કે આ અંબા નામની મારી દોહિત્રી છે અને કાશી રાજાની પુત્રી છે. આમ કહી અંબાને બોલાવી જણાવ્યું કે બેટા ! આંહીં આવ. ગુરૂના ચરણમાં નમન કર. તે શરણાંગત પાળક છે. માટે તારૂં કલ્યાણ થઇ ગયું તું જાણજે. સર્વ હકીકત ગુરૂજીને કહે એમ કહી તેને બોલાવવાથી તે પાસે આવી અને ગુરૂ ચરણે નમન કર્યું. બેટા કલ્યાણ થાઓ ! વિના ગભરાયે તારી હકીકત કહે. ફીકર ન કરીશ. હું તારૂં શ્રેય કરીશ. શ્રીગુરૂવર્ય પરશુરામના અમી ઝરતાં મુખના વચનો સાંભળી આનંદ વર્ષ્યો પ્રફુલ્લ મન થયું અને ઉત્સાહપૂર્વક અંબા સવિનય બોલી કે,

આપને શરણે આવ્યા પછી દુઃખ શાનું ! હું તમારી પુત્રી છું. મને બચાવો. આમ કહી પોતાની બનેલી હકીકત તમામ કહી સંભળાવી. તે પછી પરશુરામ કહેવા લાગ્યા કે હવે તારી શી મરજી છે? શાલ્વ પાસે જવું છે કે ભીષ્મ પાસે ?

અંબાએ જવાબ આપ્યો કે એવી બાજી બગડી છે કે મારી મતિ કામ કરતી નથી, તો પણ એટલું તો કહું છું કે શાલ્વ તરફ મારૂં મન ખેંચાયું હતું છતા ત્યાં જવું એ હવે તો નકામું છે. અને તે આવો નાદાન હશે એ મને ખ્યાલ પણ ન હતો. મને સર્વ કરતાં તે શૂરવીર લાગતો હતો. કદી આપના કહેવા પરથી ડરને લીધે મને તે શાલ્વ સ્વીકારે છતાં ભયયુક્ત સ્વીકાર એ મને યોગ્ય અને સંસારનું 'શ્રેયસ્કરવાળું' હું માનતી નથી. અર્થાત્ જેમ આપના ડરથી મને ઘરમાં રાખશે તેમ આપની ગેરહાજરીમાં ભીષ્મના ડરથી મારી તરફ સદ્ભાવ નહિ રાખે; જેથી ડરે એવા બાયલા પાસે જવું એ મને ઠીક લાગતું નથી. માટે હવે તો ભીષ્મને સમજાવો અગર લંઢીને તેનો નાશ કરો. કારણ મારે માટે મુખ્ય દૂષિત ( દોષ વાળો ) અને મારી ખરાબી કરનાર ખરી રીતે તેજ છે માટે તેમ કરો એમ મારો મત છે. પછી આપને યોગ્ય લાગે તેમ કરો.

પરશુરામ અંબાને કહેવા લાગ્યા કે, બ્રાહ્મણોની આજ્ઞા સિવાય મારે કોઇ સાથે યુદ્ધ ન કરવું એમ મેં નિશ્ચય કર્યો છે. અને બ્રાહ્મણો અયોગ્ય અને અન્યાયપૂર્વક કોઇ દિવસ મને યુદ્ધ કરવા માટે આજ્ઞા કરેજ નહિ.

તને ખબર નથી કે ભીષ્મ કોણ છે ! ક્રોધી, ઘાતકી, અન્યાયી ભીષ્મ નથી. ભીષ્મ મનુષ્ય નથી પરંતુ દેવકોટિમાં તેની ગણના છે. જે રાક્ષસી અને ક્રુર સ્વભાવનો હોય તેની સાથે યુદ્ધ કરવું એ મારો સિદ્ધાંત છે. પણ દેવ અને પવિત્ર સાથે યુદ્ધ કરવું એ મારો સિદ્ધાંત નથી. એવા પવિત્રાત્મા નમન કરવાને લાયકજ છે, માટે તેના સાથે તારે માટે યુદ્ધ કરવુ એ મને ઠીક લાગતું નથી.

મહાત્મા અકૃતવૃણ ઋષિએ વિનંતિ કરી કે દયાળુ મહાત્મા આપ કહો છો તે યોગ્ય છે. હવે માત્ર વિનતિ એ કે આ પુત્રીને સાથે લઇ ભીષ્મની પાસે પધારો અને યુદ્ધ કર્યો વિના શાંતિ અને સરળતાથી તે તેનો સ્વીકાર કરે તો યુદ્ધ કરવાની શી જરૂર છે ? તે આપનો પરમ શિષ્ય છે. ગુરૂની આજ્ઞા સ્વીકારી ગ્રહણ કરે તો અંબાને અને સર્વને સંતોષ છે. આપે પ્રતિજ્ઞા લીધેલ છે કે ગમે તેવા વિકટ વખતમાં પણ શરણાગતનું રક્ષણ કરવું. તેને માટે મહાન દેદિપ્યમાન પુરૂષ સાથે પણ લડીશ અને શરણાગતનું યથેષ્ટ કરીશ

એ પ્રકારની આપની પ્રતિજ્ઞા યાદ કરો. શરણે આવેલ આ અબળા છે. શરણાગત પુરૂષ કરતા શરણાગત અબળા વિશેષ દયા પાત્ર અને રક્ષણ કરવા યોગ્ય છે. તો તે સ્ત્રીના રક્ષણ ખાતર યથાયોગ્ય આપ કરો, એ અમારી સર્વ ઋષિઓની નમ્ર વિનંતિ છે. આપ બ્રાહ્મણની આજ્ઞા સિવાય લડાઇ કરતા નથી, તેથી અમારી વિનંતિ સર્વ બ્રાહ્મણોની સંમતિ પૂર્વક છે. જેથી બંને રીતે આપની પ્રતિજ્ઞા સિદ્ધ થાય છે. શાંતિથી જો અંબાનું શ્રેય થતું હોય તો યુદ્ધની જરૂર નથી. અનેક ઉપાયની યોજના કર્યા છતાં તેનું કાર્ય ફળિત થતું ન હોય તો છેવટ આપ યુદ્ધ કરીને પણ એમનુ શ્રેય કરશો.

શરણાગતના રક્ષણ ખાતર ધર્મવાનની સાથે યુદ્ધ કરવુ એ અધર્મ નથી એમ અમારી માન્યતા છે માટે વિનતિ સ્વીકારશો. સર્વ ઋષિઓએ તે બાબત સમતિ આપી અને મહાત્મા પરશુરામ અંબાને કહેવા લાગ્યા. હે પુત્રી ! આ કાર્ય બહુ વિકટ છે, પરંતુ ઋષિઓની આજ્ઞાથી તે તારૂ કર્તવ્ય બનતે પ્રયાસે શાંતિથી થાય તેમ કરીશ અને તેમ નહિ બને તો છેવટ બ્રાહ્મણના વચનની અને તું અબળાની ખાતર તેની સાથે યુદ્ધ કરીશ. તે મહાત્માએ ભીષ્મને સમજાવવા મારી સાથે આપ સર્વ પધારો એમ બ્રાહ્મણોને કહ્યુ, અને તે સર્વેએ કબૂલ કર્યું. પછી સર્વ બ્રાહ્મણ ઋષિમંડળ સાથે અંબાને સાથે લઇને હસ્તિનાપુર તરફ પ્રયાણ કર્યું. કુરૂક્ષેત્રમા આવી સર્વ બ્રાહ્મણો સાથે ત્યાં નિવાસ કર્યો. અને હસ્તિનાપુરમાં ભીષ્મને ખબર આપી. ભીષ્મ

અનેક બ્રાહ્મણો, ગાયો, કારભારીમંડળ અને પૂજાસામગ્રી સાથે લઇ પરશુરામ પાસે ગયા. ભીષ્મે ઋષિમંડળના મધ્યમાં બિરાજેલ ભવ્ય તેજસ્વી પ્રતાપવાન ભાર્ગવ પરશુરામના દર્શન કર્યાં. સાષ્ટાંગ પ્રણામ કર્યા. આવેલ સર્વ બ્રાહ્મણ અને કારભારી મંડળે પણ નમન કર્યું. પૂજન વિધિપૂર્વક વેદ મંત્રથી કર્યું. ચરણ ધોયા. પુષ્પાંજલિ અર્પી. દર્શન નિમિત્તે ગૌદાન અર્પણ કર્યાં. નમ્ર બની પુનઃ સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી ગુરૂના ચરણ પાસે બે હાથ જોડી બેઠા. અને વિનતિપૂર્વક ભીષ્મ બોલ્યા કે શી આજ્ઞા ગુરૂવર્યની ?

ગુરૂવર્ય બોલ્યા-ભીષ્મ તમો નિષ્કામવૃત્તિવાળા અખંડ બ્રહ્મચારી છો. જેથી હું માનું છુ કે કાશી રાજાની ત્રણ કન્યાઓનું હરણ કર્યું તે તમારે પોતાને માટે તો નહિજ. પરંતુ બે કન્યાઓના તમારા ભાઇ સાથે વિવાહ કરી આ કન્યાનો ગ્રહણ કરીને ત્યાગ કર્યો, એ યોગ્ય નથી કર્યું.

ધારો કે તે સ્ત્રીના કહેવાપરથી તમોએ તેને શાલ્વ પાસે મોકલાવી, પરંતુ એ ઠેકાણે અબળા એ અંબાના શબ્દો પરથી તેને ત્યાં મોકલવા દોરવાઇ જતાં તમોએ વિચાર નથી કર્યો, તે એ કે, તેનો તમોએ હાથ પકડયો એટલે શાલ્વ કેવી રીતે ગ્રહણ કરશે એ ખ્યાલ તમને ન રહ્યો. તમે બ્રહ્મચારી રહ્યા એટલે તમો પુત્રીભાવ કહી રાખો તો પણ તમારો હાથ પકડવાથી તે તમારા કુળની કન્યાજ થઇ ચૂકી. માટે હવે તમારેજ તેને શરણે રાખવી જોઇએ. અને એ કારણ માટેજ ખાસ હું આવ્યો છું. તમો ધર્મના તત્વને જાણો છો, માટે વિશેષ કહેવાની જરૂર નથી અને આ નિરપરાધી અબળા જો કે તેની ભૂલથીજ દુઃખી થઇ છે છતાં એ ભૂલ શારીરિક નથી માત્ર વાચિક ભૂલ છે. તો તે દરગુજર કરી તમો તેનો સ્વીકાર કરો એ મારે કહેવાનું છે.

વિનયપૂર્વક જવાબ આપતાં ભીષ્મ બોલ્યા કે,

स्वधर्मे निधनं श्रेयः

પોતાનો ધર્મ પાળતાં દેહનો અંત આવતો હોય તો તે યોગ્ય છે પણ ભય, દયા, લોભ કે દુષ્ટવાસનાથી ધર્મ છોડવો એ

શાસ્ત્ર ઉલ્લેખ છે ? આ સ્ત્રી અમારા કુલને લાયક નથી. એની વાચિક ભૂલ નથી પણ માનસિક ભૂલ છે. મન જેનું સ્થિર ન હોય તે કોઇ રીતે યોગ્ય ગણાય નહિ. એ સ્ત્રીને મેં રાજી ખુશીથી તેની વૃત્તિ શાલ્વ તરફ ખેંચાયેલ માટે રજા આપી છે. એણે પ્રત્યક્ષ જણાવ્યું કે હું શાલ્વની સ્ત્રી છું. જેથી હવે સવાલ કશો રહેતો નથી. મનથી એકની સ્ત્રી થઇ તે બીજાની બની શકેજ નહિ. મનના વેગ સાથેજ શરીરનો સંબંધ છે. તો મનના વેગ વિરૂધ્ધ તેના શરીરનો સંબંધ અમારા કુટુંબ સાથે જોડવો, એ અમારા આખા કુટુંબને દુષિત માનું છું. જેથી એવી અયોગ્ય આપની આજ્ઞા સ્વીકારવી મને ઠીક લાગતું નથી.

લાલ નેત્ર કરી ભયંકર ગર્જનાયુકત ગુરૂએ પુનઃ જણાવ્યું કે મારી આજ્ઞાનો ભંગ કરે છે ? તારા અમાત્યો સહિત સર્વનો નાશ કરીશ. એક બાજુ તું મને ગુરૂ માને છે, નમ્ર બને છે અને બીજી બાજુ આજ્ઞાભંગ રૂપ મારો તિરસ્કાર કરે છે; એ શું યોગ્ય ગણાય. એ તારી વિનયવૃત્તિ નહિજ ગણાય. એથી ધર્મપાળક નહિ ગણાય. અધર્મી અને અવિનયી શિષ્ય હોય તો પણ તેનો નાશ કરવો એ મારૂં મત છે. માટે મારી સાથે યુધ્ધ કરવા તૈયાર થા.

ભીષ્મ બોલ્યા. ગુરૂજી ! હજી પણ વારંવાર કહું છું કે હું નિરપરાધી છું. શાંત થાઓ.

गुरोर्दपि गुणा ग्राह्या दोषास्त्याज्यास्तु सर्वदा ॥

ગુરૂના દોષ વહોરી લેવા એ શાસ્ત્રનો લેખ નથી. પણ તેમના ગુણ ગ્રહણ કરવા એ હેતુ છે. ગુરૂ અન્યાયને રસ્તે દોરવાનું કહે તો તે કદી મારાથી નહિ બને. તમો મારા ગુરૂ છો એ સત્ય છે. અને તેથીજ નમ્રતા પૂર્વક આપને કહું છું કે વહાલા શિષ્યને અધર્મને રસ્તે ન પ્રેરો હે ગુરૂ ! આપ એવી હજારો ગર્જના કરો અગર ઇન્દ્ર આવીને મને ભય આપ તો પણ હું કદી પણ એવા મિથ્યાભયથી ધર્મભ્રષ્ટ થનાર નથી.

अद्यैव वा मरणमस्तु युगान्तरे वा ।
न्यायात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥

આજ મરણ થાઓ અગર ગમે ત્યારે મરણ થાઓ પરંતુ ધીરપુરૂષ ન્યાય માર્ગ કદી છોડતો નથી. હું ધર્મની ખાતર આપની સાથે અગર મહાભયંકર કાળ સાથે પણ યુદ્ધ કરવાને માટે ડરતો નથી. મૃત્યુ એકજ વખત છે તો તેની ખાતર ધર્મ નહિ છોડું.

સારંગ.

અમારે સત્યનો પ્રકાશ, એજ નાણું.
ધર્મની ખાતર સ્મશાન વાસને,
વૈકુંઠવાસ ઉર આણું. અમારે.

ધર્મની ખાતર સ્મશાનવાસને હું મહાન દેદિપ્યમાન ઇશ્વરી તેજઃસ્વરૂપ વૈકુંઠસ્થાન માનું છું, ધર્મ સાચવતાં દેહ છૂટશે તો હું કદી નરકમાં જનાર નથી એ મને ખાત્રી છે. આપ જેવા ગુરૂજી સાથે લડતાં જીતીશ તો વિજય છેજ. પરંતુ હારીશ, તો પણ મારો વિજયજ છે. અને આપને હાથે મારૂં મૃત્યુ થશે તો હું એથી પણ મહાન વિજયવાન બન્યો માનીશ.

જીવતો રહીશ તો પૃથ્વીનું ચક્રવર્તી રાજ્ય મારા હાથ નીચે છે. અને દેહ છૂટશે તો ધર્મના વિજયને અંગે સત્યલોકનું ચક્રવર્તી રાજ્ય હું મેળવીશ. માટે ખુશીથી યુદ્ધ કરવા માટે હું તૈયાર છું, પણ ગુરૂવાક્યને ઇષ્ટ ગણી અધર્મ અને અન્યાયને રસ્તે દોરાવાને હું તૈયાર નથી. એક મરૂત્ત નામના રાજાના આખ્યાનમાં જણાવ્યું છે કે ન કરવાના અન્યાયના માર્ગે દોરનાર કદી પોતાના ગુરૂ હોય તો તેનો પણ ત્યાગ કરવો. તમો મારા ગુરૂ છો એમ ન્યાયની વાત કહેશો તો હજી પણ પુણ્ય ગણી મસ્તક નમાવીશ. માટે ધર્મને રસ્તેજ શિષ્યને દોરવા રૂપ ગુરૂનું જે કર્તવ્ય છે તે તમારે ભૂલી જવું ન જોઇએ. ગુરૂ પોતાનું કર્તવ્ય ભૂલે છે ત્યારેજ શિષ્ય ગુરૂનું ગૌરવ છોડે છે, એ આપે સંપૂર્ણ ધ્યાનમાં રાખવું.

આપ ગુરૂ છો અને બ્રાહ્મણ છો એમ બન્ને રીતે આપ પૂજ્ય છો એમ સમજી હું નમ્રભાવથી ન્યાયપથ ન ચૂકવા માટે વારંવાર વિનતિ કરૂં છું અને પૂજ્ય સામુ લડવાનું ન બને તો સારૂ, એમ

મનમાં ચાહું છું; છતાં નહિ માનો અને વિનાઅપરાધે મને પરાણે યુદ્ધ માટે પ્રેરશો તો,

[1] आततायी वधार्हणः

આતતાયીનો વધ કરવો અર્થાત્ હથીયાર હાથમાં લઇ યુદ્ધ કરવા આવનાર સાથે યુદ્ધ કરવું એ યોગ્ય છે એમ માની હું સુખેથી આપ સાથે યુદ્ધ કરીશ

ચાર પુરૂષાર્થ પૈકી ધર્મ અને અર્થ. એ બે પુરૂષાર્થમાં એમ સમજાય છે કે અર્થની ખાતર ધર્મ તજવો તે યોગ્ય નથી, પરંતુ ધર્મની ખાતર અર્થનો ત્યાગ કરવો એ યોગ્ય છે. આપ જેવા ગુરૂના વચનને માન આપી આ અવિવેકી અને ચંચળ વૃત્તિવાળી સ્ત્રીને સ્વીકારવી, એને હું અર્થ નામનો પુરૂષાર્થ માનું છું. વળી મારા પિતા રૂપ ગુરૂની ખાતર બ્રહ્મચર્ય વ્રત ધારણ કરવું, અખંડ એકવચની રહેવું અને બોલવું તેવું અનુસરવું; એ કર્તવ્યને હું ધર્મ સમજું છું. અંબાને મારા ભાઈની ખાતર સ્વીકારતાં પણ મારૂં વાચિક બ્રહ્મચર્ય તૂટે છે.

કાયિક, વાચિક, અને માનસિક; એ ત્રણે બ્રહ્મચર્યોને હું સમાનજ ગણું છું. તો અર્થની ખાતર તે મારૂં વાચિક બ્રહ્મચર્ય મારો નાશ થતાં સુધી હું નહિ છોડું. મારાં પવિત્ર બ્રહ્મચર્યનો ત્યાગ કરાવવા રૂપ જે આ પ્રેરણા કરો છે તે બ્રહ્મચર્યનો ઉપદેશ દેનારા આપ જેવા ગુરૂવર્યને ઘટતું નથી.

---

१ अग्निदो गरदश्चैव शस्त्रपाणि र्धनापहः ।
क्षेत्रदारहरश्चैव षडेते आततायिनः ॥

અગ્નિથી સળગાવી નુકશાન કરનાર, ઝેર આપનાર, હાથમાં હથીયાર ધરનાર, ધન લુટનાર અને ચોરનાર પરાયી સ્ત્રીને હરિ લેનાર એ સઘળા આતતાયી ગણાયછે.

૨ સ્ત્રીસંગ ન કરવો કાયિક બ્રહ્મચર્ય ગણાય છે. વચન ભ્રષ્ટ ન થવું. અર્થાત બોલ્યું પાળવું, વિશ્વાસઘાત (વિશ્વાસે રહેનારને દગો દેવો) ન કરવો, મિથ્યા વાણીનો વ્યય ન કરવો અને સાચું બોલવું; એ વાચિક બ્રહ્મચર્ય અને કામ ક્રોધ લોભ મોહને બજે મન ઉશ્કેરાય નહિ અને મનમા ખરાબ સંકલ્પો ન થવા પામે, તે માનસિક બ્રહ્મચર્ય.

ભીષ્મનાં ધર્મયુક્ત વચન સાંભળી પરશુરામ હસ્યા અને બોલ્યા કે હું યુદ્ધ કરવાને માટે તૈયાર છું તું તૈયાર થા. આહી કુરૂક્ષેત્રમાંજ આપણે બન્ને યુદ્ધ કરીએ. સર્વે દેવતાઓ અને મારી સાથે આવેલા ઋષિઓ તે યુદ્ધ જોઇ ધર્માધર્મનો વિચાર કરશે.

ગુરૂની આજ્ઞા લઇ ભીષ્મ હસ્તિનાપુર ગયા. કવચ વગેરે ધારણ કરી યુદ્ધ માટે તૈયાર થઇ માતા સત્યવતીને તથા બ્રાહ્મણોને નમન કરી તેમના આશીર્વાદ લઇ રથમાં બેઠા અને કુરૂક્ષેત્રમાં પુનઃ ગુરૂવર્ય સાથે યુદ્ધ કરવા આવ્યા. ભીષ્મે પરશુરામને કહ્યું કે સમ યુદ્ધ કરવું એ મારો ધર્મ છે, પણ વિષમ યુદ્ધ કરવું એ મારો ધર્મ નથી. હું રથમા બેઠો છું અને આપ રથમાં નથી બેઠેલા માટે મારે યુદ્ધ કરવુ યોગ્ય નથી.

પરશુરામ ગુરૂ ઉત્તર આપતાં બોલ્યા કે પૃથ્વી એ મારો રથ છે. તે પૃથ્વીની અંદર વસનારાં બુદ્ધિવાન મનુષ્યોને ન્યાય તરફ દોરનાર ચાર વેદ, એ મારા ઘોડાઓ અને વાયુ એ મારો સારથિ છે. ગાયત્રી, સ્વાવિત્રી અને સરસ્વતી એ ત્રણ મારાં કવચ છે. એ પ્રકારના રથ, આયુધ અને કવચ યુક્ત બની હું તારી સાથે યુદ્ધ કરૂં છું. આમ કહે છે એટલામાં સંકલ્પ માત્રમા દિવ્ય અશ્વો જોડેલ પવિત્ર તેજોમય રથમાં બિરાજેલ અને પ્રકાશમય કવચ ધારણ કરેલ એવા સૂર્ય સમાન તેજસ્વી પરશુરામ ભીષ્મની દ્રષ્ટિગોચર થયા અને અકૃતવ્રણ ઋષિ તેના સારથિ બનેલા દેખાયા. આ સર્વ જોઇ ભીષ્મ આશ્ચર્ય પામ્યા. અને રથમાથી ઉતરી શ્રી ગુરૂવર્ય પરશુરામ પાસે જઇ, તેના ચરણમાં સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા. અને પુષ્પ ધૂપ દીપ વગેરેથી ગુરૂની પૂજન કર્યું, અને ચરણ ધોઇ તે જળપાન કર્યું, અને બે હાથ જોડી પ્રાર્થના કરી કે ગુરૂવર્ય ! આપ સાથે યુદ્ધ કરવા માટે આપનો શિષ્ય તૈયાર છે. તેના મનને અને શરીરને બળ આપજ આપી શકશો. પરમાત્મા પોતાનું બ્રહ્મતેજ જે મનુષ્યને અર્પે છે તે ગુરૂદ્વારાજ. તો તે બ્રહ્મતેજનો પ્રકાશ આપદ્વારા મને મળો એવી પ્રાર્થના છે. આમ કહી પુનઃ ચરણમા પર્ક

યુદ્ધ કરવાને તૈયાર થયેલા ગુરૂ પરશુરામ વિદ્વાન બ્રહ્મવેત્તા અને ન્યાયી હતા. આ ધર્મ યુદ્ધ છે એમ પણ સમજતા હતા. તેણે મીઠી વાણીથી ચરણમાં પડેલા ભીષ્મને કહ્યું કે હે પરમ પવિત્ર ધર્માત્મા ભીષ્મ ! તેં મને યુદ્ધ કર્યા પહેલાંજ વિનયથી જીતી લીધો છે. ધર્મને સમજનારનું એ કર્તવ્યજ છે કે કાર્યારંભ પહેલાં ગુરૂને પ્રણામ કરવા. આ પ્રમાણે તેં ન કર્યું હત તો અવિવેકજન્ય શાપથી તારો વિજય નજ હતો. હવે તારો આ વિવેકજ વિજય સૂચવે છે.

પ્રસાદચિન્હાનિ પુરઃફલાનિ. ॥

સદ્‌વિવેક, નીતિ અને ધર્મમાં ઉત્સાહરૂપ પરમ ફળો પાસે હોય એજ ગુરૂ કૃપાની નિશાની. અને મનુષ્ય બાણથી વિંધાય છે તેના કરતાં વિવેકથી વિશેષ વિંધાય છે. માટે હું તારા વિવેકથી શરૂઆતમાંજ વિંધાઇ ગયો છું. એ વશીકરણનો મોટો મંત્ર છે. ભીષ્મ તેં વિવેક અને ધર્મને સંપૂર્ણ સાચવ્યો છે. તારામાં દૈવી બળ છે. માટે ઉત્સાહ રાખી મારી સાથે યુદ્ધ કરવા તત્પર થા આકાશના દેવો તારૂં શ્રેય કરો. ધર્મનો વિજય કરો. આ યુદ્ધથી તારી જગતમાં મહાન કીર્તિ પ્રસરશે. હું તને જીતવા ઇચ્છુ છું છતાં તારીપર પ્રસન્ન થયો છું. માટે ઉઠો થા. અને હું આજ્ઞા કરૂં છું કે રથમાં બેસ અને મારી સાથે યુદ્ધ કર. ગુરૂનાં વચન મસ્તકપર ચડાવી પુનઃ ગુરૂને નમન કર્યું. અને ભીષ્મ તે પછી યુધ્ધ કરવા માટે રથમાં બેઠા. ભીષ્મે સુવર્ણ મઢેલ શંખનો નાદ કર્યો કે તર્તજ પરશુરામે પ્રથમ ભીષ્મને હણવાને હજારો બાણ મૂકયાં.

નોપસ્પૃશુર્ન હરિદાસમિયાસુરાણિ.

સત્યજ ધર્મનો વિજય છે. સત્યમય ધર્માત્માને દેવ પરમ શ્રેષ્ઠ બળ આપે છે. તે શરીરમાં બ્રહ્મતેજ આવે છે. દેદિપ્યમાન બ્રહ્મતેજ આવેથી તે શરીર મહાન તેજોમય થયું. જે બાણો સામેથી આવે તે પરમ તેજોમય શરીરમાં કેવી રીતે સ્પર્શ કરી શકે ! કારણ તે દિવ્યતેજ વજ્રસમાન કઠિન કવચ રૂપે બની પવિત્ર,

ત્મા ભીષ્મ જેવાના શરીરને વીંટાઈ જાય એટલે બાણું કેવી રીતે તે શરીરમાં પ્રવેશ કરી શકે !

પરશુરામે મૂકેલાં તમામ બાણુ આ કારણથી વૃથા ગયાં. અને ભીષ્મે પરશુરામ પર મૂકેલાં બાણુ વૃથા ગયાં. કારણ તેનું શરીર પણ બ્રહ્મપ્રકાશથી તેજોમય હતું. અને તે તેજથીજ તેને બાણુ વાગતાં ન હતાં. દિવ્ય તેજથી એકવીસવાર નક્ષત્રી પૃથ્વી તે કરી શક્યા હતા.

આ યુદ્ધ ઘણા દિવસો સુધી ચાલ્યું. ગુરૂ શિષ્યમાં કોઈ હારતા નથી ભીષ્મે ગુરૂના સારથિને માર્યો તેથી બહુ કોપાયમાન થઈ, કોઈ દિવસ મનુષ્ય જાતિ પર મૂકી શકાયજ નહી એવું અસ્ત્ર ભીષ્મપર મૂક્યું અને ભીષ્મ પડયા. હાહાકાર થયો પૃથ્વી ધ્રૂજી. આઠ વસુઓ પૃથ્વીપર આવ્યા અને ભીષ્મને પૃથ્વીપર ન પડવા દેતાં ઝીલી લીધા. દેવોના સ્પર્શથી ભીષ્મ સાવધ થયા. નવું બળ આવ્યું. ગભરાયા. વસુઓને પ્રાર્થના કરી. તેણે સ્વપ્નમય સ્થિતિમાં જવાબ આપ્યો કે સંમોહન ( પ્રસ્વાપ ) અસ્ત્ર ગુરૂ પર છોડવું એટલે તારો વિજય છે. તે તને યુદ્ધ કરવા વખતે યાદ આવશે. ગુરૂને બીજી રીતે જીતાયજ નહિ, માટે એ ઉપાય છે. આ વચનો સાંભળી ભીષ્મ પ્રસ્વાપાસ્ત્ર મૂકવાની તૈયારી કરે છે ત્યાં નારદજી આવી અટકાવે છે. અને આકાશમાં દૃષ્ટિ કરવાનું કહે છે. જ્યા જુવે છે ત્યાં સર્વે દેવો ના પાડે છે. અને ગુરૂને નમવાનું કહે છે. તેવામાં એ અસ્ત્ર મૂકવાનો થોડો પ્રયોગ થઇ ચૂકેલો હતો તે અધુરો રાખ્યો. અને પરશુરામ શ્રીમુખથી બોલ્યા કે, ભીષ્મ ! એ અસ્ત્ર મૂકવાની હવે જરૂર નથી. તું જીત્યો છે અને હું હાર્યો છું

આમ હાર્યા છતા કોઇ હથીયાર છોડી યુદ્ધમાંથી શાંત થતા ન હતા. ત્યારે પરશુરામને સર્વે પિતૃઓ કહેવા લાગ્યા કે ભીષ્મ સાથે યુદ્ધ કર્યું તે યોગ્ય કર્યું નથી. માટે હથિયાર છોડો. ત્યારે પરશુરામે કહ્યું કે મારૂં મન એવું છે કે સામો લડનાર હથીયાર ન છોડે ત્યાં સુધી હું હથીયાર ન મુકું. સર્વે દેવો ભીષ્મને કહેવા

લાગ્યા. ત્યારે ભીષ્મે પણ તેવોજ જવાબ આપ્યો. આથી તો દેવો અકળાયા. અને ગંગા માતા નારદજી અને તમામ દેવતાઓ યુદ્ધ ભૂમિમાં વિંટાઇ વળ્યા. જેથી યુદ્ધનો અવકાશ ન રહે. પછી સર્વે ભીષ્મને કહે છે કે તારૂં ગમે તે વ્રત હોય તો પણ તું જીત્યો છે. અને ગુરૂને નમવું એ તારો ધર્મ છે માટે હથીયાર છોડી ગુરૂને નમન કરો.

છેવટ ભીષ્મને નારદજી વગેરે સર્વેએ કહ્યું, તેથી પોતાનો ધર્મ સમજ્યા અને ગુરૂને નમન કર્યું.

પરશુરામે ભીષ્મને આશીર્વાદ આપી જણાવ્યું કે મને જીતનાર કોઇ ક્ષત્રિ જન્મ્યો નથી, માટે તું સર્વ ક્ષત્રિઓમાં શ્રેષ્ઠ છે. તારીપર હું પ્રસન્ન છું; આમ કહી અંબાને જણાવ્યું કે,

અંબા ! આમાં તારી ભૂલ છે. એ હું જાણતો હતો, છતાં તારા શ્રેય માટે આટલું યુદ્ધ કર્યું. પણ ભીષ્મને હું જીતી શકયો નથી. ધર્મયુદ્ધમાં મેં તમામને જીતેલ છે. તારો પક્ષ એ ધર્મનો પક્ષ ન હતો પરંતુ અધર્મનો પક્ષ હતો માટે હું હાર્યો છું. માટે તારે સમજવું કે ધર્મનો વિજય છે. ભીષ્મમાં ધર્મ છે અને તારા અસ્વસ્થ ( ચંચળવૃત્તિ ) પણાથી તારામાં અધર્મ છે. અને મેં તારો અર્થાત્ અધર્મનો પક્ષ લીધો માટે અધર્મનો પરાજય થાય એ સ્વાભાવિક છે. હવે ધર્માત્મા ભીષ્મને શરણે તારે જવા સિવાય બીજો એકેય ઉપાય નથી,

પવિત્ર અને ધર્માત્માને ધર્મનો રસ્તો સૂઝે અને અધર્મ પરાયણને ધર્મમય રસ્તો ન સૂઝતાં અધર્મનો રસ્તોજ સૂઝે છે.

અંબામાં અધર્મનાં તત્વોજ હતાં. તેની ચંચળવૃત્તિ અને ઈર્ષ્યક સ્વભાવ હતો. દૂધમાં સાકર ભળે છે અને છાશમાં મીઠું ભળે છે તેમ અધર્મમાં અધર્મનાં તત્વોજ ભળે છે. જળની ગતિ નીચે પ્રેરાયેલ હોય તેની ઉંચી ગતિ થાયજ નહિ તેમ અવિવેકી સ્વભાવ એકદમ વિવેકમય કેમ બને ! પરશુરામનાં વચન અંબાને યોગ્ય ન લાગ્યાં અને ભીષ્મને નમવાની ઇચ્છા ન થઇ. પણ મનમાં

ઉલટી ઈર્ષા અને ક્રોધ એટલાં વધ્યાં કે પરશુરામ ન જીતી શકયા. તો હવે એથી મોટો મહાબળવાન ભીષ્મને જીતનાર જે હશે તેને શરણે જઇને પણ ભીષ્મનો નાશ કરાવું તોજ હું અંબા ખરી !

આમ મનમાં વિચાર કરી અંબાએ પરશુરામને કહ્યું કે ભીષ્મને જીતવાને માટે આપે આપનાથી બનતું કર્યું પણ મને ખાત્રી થઇ કે સ્વર્ગ કે પૃથ્વીમાં કોઇ ભીષ્મને જીતનાર નથી. તો હવે મારાથી તો તે કયાંથી જીતી શકાય !

હવે હું તેને શરણે નહિ જાઉં. પણ છેવટે તેને જીતી શકે એવા કાળ સ્વરૂપને શરણે જઇશ અને ભીષ્મને મારવાનો યત્ન કરીશ. આપ પધારો. ક્ષમા કરજો.

આમ કહેવાથી પરશુરામ શિષ્ય સહિત સ્વસ્થાને પધાર્યા. અંબા જંગલમાં ક્રોધને લીધે ભીષ્મને જીતનારને શોધવા ફરવા લાગી. અને જેનું હૃદય ક્રૂર ઘાતકી હોય તે શું કરે ? તેવુંજ કરે ? કાળરૂપ રૂદ્ર સિવાય તેને કોઇ નહિ જીતી શકે, એમ માની તેણે ભીષ્મને મારવાની ખાતર તપ કરવા માંડયું.

परस्योत्सादनार्थं वात्तामसमुदाहृतं.

પવિત્ર કર્તવ્ય પણ અપવિત્ર પરિણામ માટેજ કરવામાં આવે તો તે પવિત્ર કર્તવ્ય અપવિત્રજ ગણાય. બીજાનું બૂરૂં કરવા માટે તમોગુણી તપ કરનાર માણસ તમોગુણી ઘોર કામ કરે છે, એમજ સમજવાનું છે.

ભોજન, વસ્ત્રો અને સુખ સાધનોનો ત્યાગ કરી તપ કરવા લાગેલ અંબાને જંગલવાસી ઋષિઓ અને તપસ્વિઓ પૂછવા લાગ્યા કે, શા માટે આ કર્તવ્ય કરે છે. સ્રીને માટે આ કર્તવ્ય નથી. આથી તને શું મોક્ષ અને પરમ ગતિ મળશે !

અંબાએ જવાબ આપ્યો. મને પરમગતિની જરાપણ ઇચ્છા નથી. માત્ર ભીષ્મને જીતવાનીજ ઇચ્છા છે. એને મારવાનું બળ મને મળે તે માટે તપ કરૂં છું.

ઋષિઓ તિરસ્કાર કરતા અંબાને કહેવા લાગ્યા કે, ભીષ્મે તારૂં કશું બૂરૂં કર્યું નથી. માત્ર તારા ક્રૂર, અવિવેકી અને અસ્વસ્થ સ્વભાવથીજ તારૂં ખરાબ થયું છે. છતાં ભીષ્મ પર આરોપ મૂકી તેનો નાશ કરવાને પ્રયત્ન કરી રહી છે. એ મનુષ્ય જાતિને અને તેમાં પવિત્ર ઉચ્ચ સ્વભાવવાનને યોગ્ય કર્તવ્ય નથી. બૂરૂં કરનારનું પણ ભલું કરવું એજ મનુષ્ય કર્તવ્ય છે.

તપ જેવું ઉંચું કર્તવ્ય કે જે કર્તવ્ય કરી હજારો ઋષિ મુનિઓ પ્રભુને પામે છે પરમતત્વ મેળવે છે. તેવાં પરમ કર્તવ્યનો કોઈની ઘાત કરવારૂપ આવો દુરૂપયોગ કરવો એ કુળવતીને યોગ્ય નથી. આ તું તપરૂપ પવિત્ર કામ કરતી નથી, પરંતુ એ પવિત્ર કામનો બીજાની ઘાત કરવારૂપ ચાડાળના કતવ્યમા ઉપયોગ કરે છે. તું આથી વધારે પાપી બને છે તારા કરતા પ્રાણીનો ઘાત કરનાર ચાડાલો હથિયારનો ઉપયોગ કરી ઘાત કરે છે તે સારો છે, પરંતુ તું તો તપ જેવા ઉચ્ચ કર્તવ્યને હથિયાર બનાવી તે તપને પણ અપવિત્ર બનાવે છે.

ચાંડાળો પ્રાણીઓને મારે છે, પણ મનુષ્યનો અને તેમાં પણ ધર્માત્માનો નાશ કરતા નથી. તું તો તે ચાંડાલ કરતા હજાર ગણી ક્રૂર ઘાતકી બની ધર્માત્મા ભીષ્મનો નાશ કરવા તૈયાર થઇ છું.

चांडालः स तु विज्ञेयश्चंडकर्म समाचरेत् ।

જાતિ ચાંડાળ તે ચાંડાળ ન જાણવો પણ જે ચંડ ( ઘાતકી ) કામ કે જે નિરપરાધીનો નાશ કરવા તૈયાર થાય તેને ખરો ચાંડાળ સમજવો.

અંબા તું તપ કરે છે અને ચાંડાળણી બને છે. માટે તારા કઠોર સ્વભાવ અને ઘાતકી સંકલ્પનો ત્યાગ કર. અને પરમ પુરૂષનું પદ મેળવવા માટે પવિત્ર તપ કર. અથવા પવિત્રાચરણો ધારણ કરી બીજાનો નાશ કરવાને બદલે રક્ષક બનવાનો યત્ન કર.

હૃદયમાં જેવું બીજ વસેલ હોય તેવુંજ વૃક્ષ પલ્લવિત થાય છે. હૃદયમા પવિત્રતાનુ બીજ હોય તોજ મહાત્માઓ, ઋષિઓ અને

મુનિઓના પવિત્ર વચનામૃતરૂપ જળસેચનથી તે વૃક્ષ પલ્લવિત થાય અને ઉત્તમ પવિત્ર ફળો પાકે.પરંતુ તમોગુણજન્ય ઘાતકી અપવિત્રતાનું જ બીજ હૃદયમાં હોય તો તેનું ઝેરી વૃક્ષ ખીલી નિકળેલ હોય, ત્યાં એ પવિત્ર જળસેવનથી પવિત્ર વૃક્ષ કદી ખીલી ન શકે ! અંબાને માટે તેમજ બન્યું. ઋષિઓનાં વચનો ન રૂચ્યાં અને જવાબ આપ્યો કે, આપની શિક્ષા મને રૂચતી નથી. આપને શરણે હું આવી નથી. હું મારી મરજી પ્રમાણે કરીશ. આ પ્રમાણે તરછોડી તે સર્વ મહાત્માઓને ત્યાગ કરી અંતરમાં તપેલી અંબા અન્ય સ્થળે જઈ પુનઃ સૂકા પાંદડાંનો અહાર કરી ટાઢ તડકો વેઠી તપ કરવા લાગી.

અપવિત્ર અને ક્રૂરને પવિત્ર સમાગમ કેમ રૂચે ! દુર્જન સજ્જનને પોતાનો શત્રુ માને છે.

यथा यथैव स्नेहेन भूयिष्टमुपचर्यते ।
धत्ते तथा तथा तापं महान्वैश्वानरः खलः ॥

અગ્નિમાં જેમ જેમ સ્નેહ ( ઘી ) ની વધારે આહૂતિઓ અપાય છે તેમ તેમ તે ઉલટો વધે છે. તેમ ખળ સ્વભાવવાનને જેમ જેમ સ્નેહયુક્ત વચનો કહેવામાં આવે તેમ તેમ તેની ક્રૂરતા ઉલટી વધે છે પણ ઘટતી નથી.

અંબા ઋષિઓ અને મુનિઓનાં સ્નેહમય શિક્ષણ રૂપ પવિત્ર વચનો સાંભળી ઉલટી વધારે ક્રૂર બની અને નિશ્ચય કર્યો કે તપથી કેમ જગત નહિ ડોલે ! હું જોઈ લઈશ. હું મારૂં રૂપ પ્રકાશી તપ કરા એ દુષ્ટ ભીષ્મનો નાશ કરવાનું સાધન પ્રાપ્ત કરૂં તોજ અંબા ખરી !

રૂદ્ર તપ કરી રૂદ્રતેજ મેળવ્યું. શંકર પ્રસન્ન થયા. અને બોલ્યા. શા માટે તપ કરે છે ? શું ઇચ્છા છે ? અંબાએ નમ્ર બની જણાવ્યું ભીષ્મનો સંહાર.

જગત સંહાર કરનારા કાળરૂપ શંકર બોલ્યા.

સંહાર કરવો એ મારૂં કર્તવ્ય છે માટે હું તે શક્તિ મારી તને આપીશ પણ તારે આ કામ કરવાનું નહતું. તું ઘાતકી બની ધર્માત્માનો નાશ કરવા તત્પર થઇ તેથી તારી સદ્‌ગતિ નથીજ; પણ તું આ જન્મમાં બીજાનું બુરૂં કરવા માટે તત્પર થઈ તેથી રખડી રઝળી કમોતે તારૂં મોત થવાનું છે. બીજાનું બુરૂં કરનારનું કદી ભલું નથી થતું. તું મારાં સૌમ્ય દર્શનને લાયક નથી. તેથી કાળ રૂપે વિકરાળ દર્શન આપ્યાં છે. ભીષ્મને મારવાની મારી સંહારક શકિત તને બીજા જન્મમાં મારી મરજીથીજ મળશે. અન્ય જન્મમાં પ્રથમ સ્ત્રી રૂપે અવતરી પછી પુરૂષપણું તને મળશે. શંકરના આ ભયંકર વચનો અને વિકરાળ રૂપ જોઈ થરથર કંપવા લાગી, ગભરાવા લાગી, એટલામાં તે રૂપ લય થયું. ક્રૂરને ક્રૂરજ દર્શન હોય, તે દૈવી ન્યાય છે.

અંબાએ છેવટ આત્મઘાત કરવાનોજ નિશ્ચય કર્યો. કશું સુખ ન દીઠું, માટે બીજો રસ્તો નથી. એમ ધારી જંગલમાં કાષ્ટ એકત્ર કરી ચેહ તૈયાર કરી પોતાના હાથથી અગ્નિ પ્રજ્વાલત કરી બળી મરી. અપવિત્રાત્માનો નાશ જે રીતે થવો જોઇએ તે રીતેજ થયો. તેને તપની પવિત્ર સિદ્ધિ ક્યાંથી મળે ! પવિત્ર કર્તવ્યનો પણ દુષ્ટ ઉપયોગ કરે તો તેથી કદી પણ શ્રેય થતું નથી.

## અંબાનો બીજો જન્મ.

પોતાનાં વચન મિથ્યા ન થાય માટે શંકરે તેને નાશ કરવાની શકિત બીજા જન્મમાં આપી.

પાંચાલ દેશના દ્રુપદ રાજાને પણ ભીષ્મને જીતનાર અને મારનાર પુત્ર મેળવવાની ઇચ્છા થઇ. જેથી તેણે પણ કાળરૂપ શંકર ( સંહારક દેવ ) ને પ્રસન્ન કરવા માટે તપ કરવા માંડયું. જેથી શંકરે પ્રગટ થઇ દ્રુપદને જણાવ્યું કે સર્વ કાંઇ મારી ઇચ્છાથીજ બને છે. ભીષ્મનો સંહાર કોઇ દેવોથી પણ બને તેમ નથી ત્યારે મનુષ્યથી તો ક્યાંથી બને ! તેના સ્થૂળ દેહના અંત આણવા રૂપ તેનું કલ્યાણ કરવાની મારે જરૂર છે. માટે મારી સંહારક

શક્તિવાળો ( કે જે શ    ભીષ્મ પરજ ચાલી શકે ) તને એક પુત્ર થશે. મનુષ્યરૂપે ભીષ્મની સામે લડનાર જીતે, એ ભીષ્મની પ્રતિષ્ઠાની ક્ષતિ થવા દેવી પણ ન જોઇએ; માટે સ્રીરૂપે પ્રથમ તારો પુત્ર થશે. અને પાછળથી તે પુત્રરૂપે રહેશે.

ભીષ્મ, તારો પુત્ર પ્રથમ સ્રી રૂપેજ જન્મેલ હોવાથી તેને સ્રી ગણીને ( સ્રી સાથે ન લડવું અને તેની સામું પણ ન જોવું ) એવા સિદ્ધાંતવાળા હોવાથી ) તેની સામે નહિ લડે એટલે તારો પુત્ર પાછળથી બાણ મારી તેને મારશે.

આ સિવાય સામે લડનાર મનુષ્યથી તેનું મૃત્યુ થઇ શકે તેમ છેજ નહિ. આટલું કહી શંકર (સંહારક દેવ) અંતરધ્યાન થયા.

દ્રુપદરાજાએ તપને અંગે બનેલી વાત ઘેર આવી પોતાની સ્રીને કહી. સ્રીને કાળે કરી ગર્ભ રહ્યો અને પુત્રી પ્રાપ્ત થઈ. જે પૂર્વ જન્મમાં અંબા હતી તેણે આ જન્મમાં દ્રુપદને ત્યાં પુત્રીરૂપે જન્મ લીધો. પુત્રી છતાં પુત્ર જન્મ થયો એમ જાહેર કર્યું અને તેના જાત સંસ્કાર કર્યા. પોતે અને પોતાની સ્રી સિવાય બીજું કોઇ પણ પુત્રી છે તેમ ન જાણે તેવી યોજના કરી શિખંડી એવું નામ પાડયું.

યુવાવસ્થા થઇ ત્યારે દશાર્ણ દેશના હિરણ્યવર્મા રાજાને એક પુત્રી હતી. તેની શિખંડી માટે માગણી કરી. તે તેણે કબૂલ કરી પુત્રીરૂપ શિખંડીના તે કન્યા સાથે મોટા ઉત્સાહપૂર્વક લગ્ન થયાં.

હિરણ્યવર્મારાજાની પુત્રી સાસરે∘ આવી. ગુપ્ત વાત ક્યાં સુધી ઢાંકી રહે !

રાજપુત્રીને ખબર પડી કે મારો પતિ પુરૂષ નથી પણ સ્રી છે. તેથી ખાનગી દૂત મોકલી પોતાના પિતાને ખબર આપી. રાજાને આ ખબર થતાં કલેશ થયો અને કોપ ચડયો. પોતાના મિત્રોને વાત કહી અને દ્રુપદ રાજાએ ઠગાઇ કરી પુત્રીની જીંદગી બગાડી. માટે વેર લેવા ખાતર સર્વ મિત્રો સાથે મોટું સૈન્ય તૈયાર કર્યું. લડવા જવા પહેલાં એક દૂત મોકલી દ્રુપદ રાજાને ખબર આપી કે તમોએ

તમારી પુત્રી શિખંડીને પુત્ર છે એમ ગણી વિશ્વાસઘાત કરી જે મારી પુત્રીની દુર્દશા કરી છે તેનો બદલો લેવા અને યોગ્ય દંડ દેવા અમો યુદ્ધ કરવા માટે આવીએ છીએ. અધર્મ કરનારનો વિજય કદી નથી હોતો.

દૂતથી આ સમાચાર સાંભળી દ્રુપદરાજા ગભરાયા. પોતાની ભૂલ હતી તેમાં કોને કહે! એકાંતમાં સ્ત્રીને કહ્યું કે દેવના દેવ શંકરના વચનથી તે પુત્રી પાછી પુત્ર થશે એમ માની તેને વિશ્વાસે પુત્ર ગણી તેના લગ્ન કર્યાં. જેમાં સર્વ દેશમાં મારી આબરૂ જવાનો અને જીંદગી ધૂળ થવાનો વખત આવ્યો. હવે શું કરવું એ સૂઝતું નથી. સ્ત્રીએ જવાબ આપ્યો કે દેવના વચનથી તમારી એ માન્યતા હોય તો મનુષ્યને પૂજવાથી કાંઇ વળવાનું નથી, પણ જે દેવે વચન આપેલ હોય તે દેવની ઉપાસના કરો. બ્રાહ્મણો એ ભૂદેવ છે. એની સેવા ભોજન વગેરેથી તેની તૃપ્તિ કરવી એજ મહાદેવની ઉપાસના ગણવી. રાજાએ તેમ કરવા માંડયું.

હિરણ્યવર્મા રાજા સર્વ તૈયારી કરી દ્રુપદ રાજા સાથે યુદ્ધ કરવા માટે નીકળી ચૂકયા.

શિખંડીએ વિચાર કર્યો કે, મારા સસરા આવશે, યુદ્ધ કરશે અને તેથી મારા પિતાના તમામ કુળનો સંહાર થશે પ્રજાની દુર્દશા થશે. મારા એકને માટે સર્વનો નાશ થાય તેને બદલે મારો નાશ થાય તો સારૂં; એમ વિચાર કરી પિતાને કહ્યા વિના દેહ પાડવા માટે જંગલમાં ગઇ.

જે જંગલમાં તે ગઇ તે જંગલમાં કોઇ મનુષ્ય જઈ નહોતું શકતું. અને જે જાય તેને સ્થુણાકર્ણ નામનો યક્ષ અને અન્ય યક્ષો મારી નાખતા હતા. મને યક્ષો મારશે એટલે પિતાની પીડા પતશે એમ ધારીનેજ શિખંડી તેજ જંગલમાં ગઇ.

ઇશ્વરી નિર્માણ અને મનુષ્યકલ્પના એ બે સરખા નથીજ થતાં. શિખંડીએ ધાર્યું હતું જુદું અને બન્યું અન્ય. મરવા માટે સ્થુણાકર્ણ યક્ષના ભવનમાંજ ખાસ તે શિખંડી ગઇ પણ દૈવયોગે

યક્ષ તે વખતે ઘરમાજ નહિ કેટલાક દિવસો ઉપવાસ કરીને કાઢયા. સ્થૂણાકર્ણ યક્ષ આવ્યો. તેણે પોતાના ઘરમાં આવેલ અપવાસને લીધે દુર્બલ થઇ ગયેલ શિખંડીને જોઇ શિખંડીએ જાણ્યું કે હવે મારૂં મૃત્યુ નજીક આવ્યું પરંતુ સ્થૂણાકર્ણે તેને મારવાની લેશ માત્ર ઇચ્છા ન કરી અને તેનું રૂદન સાભળી તેને અતિશય દયા આવી; જેથી સ્થૂણાકર્ણે જણાવ્યું કે, તું કાળના ઘરમા મનુષ્ય જાતિની સ્ત્રી આવી બેઠી છે એ મને બહુ આશ્ચર્ય લાગે છે. શરીર તારૂં દુર્બળ થઇ ગયુ છે માટે ઘણા દિવસથી આવી હોય એમ લાગે છે. બહુ દુઃખી હોય એમ સમજાય છે.

તારૂં દુઃખ મને કહે. તને મારવાની મારી મતિ નથી થતી પણ તારૂં કલ્યાણ કરવાને મારૂં મન પ્રેરાય છે.

ક્રૂરને દયા શાની, છતા યક્ષ આ શબ્દો બોલે છે તે યક્ષ નથી બોલતો પણ જેને શિખંડી સ્ત્રીને પુરૂષ બનાવવાની ઇચ્છા છે તે જગતકલ્યાણકારક શંકર પોતેજ યક્ષના અંતરમાં વસી બોલે છે. આખરે શિખડીએ બનેલ સર્વ વાત કહી દયાવાન બનેલ યક્ષે ઉત્તર આપ્યો કે, તારા સસરાની ખાત્રી થાય તેટલા પુરતું હું મારૂં પુરૂષ પણુ તને આપું. કે જેથી તારા પિતાનો અને સર્વનો બચાવ થાય. પરંતુ આત્રનું કામ પુરૂ થયા પછી પાછુ મારૂ પુરૂષપણું મને આપી દેવું અને તારૂં સ્ત્રીપણુ ત્યા સુધી હુ સ્વીકારીશ

त्वयि तुष्टे जगन्नाथे विपरीत विपर्ययः ॥

ઇશ્વરની દયા થાય તો ઘાતકી પણ દયાળુ બની જાય એ ન્યાયે યક્ષરાજે આવડી મોટી કૃપા કરવા દર્શાવ્યું. શિખંડીએ તે કબૂલ કર્યું. બન્નેએ પરસ્પર પ્રાણવિનિમય કર્યાં ( સ્થૂળ[1] સ્વરૂપ બદલાવ્યાં )

યક્ષ સ્ત્રી બન્યો અને શિખડી પુરૂષ બન્યો. શિખડીને ઉત્સાહ વધ્યો અને પુરૂષ બની ઘેર આવ્યો અને જંગલમાં બનેલ સર્વ હકીકત પિતાને જાહેર કરી પિતા અને માતા પ્રસન્ન થયા

---

૧ પરકાય પ્રવેશની વિદ્યા હાલ પણ છે. શંકરાચાર્યે સિદ્ધ કરી બાપ્યું છે અને પ્રાણવિનિમયની ક્રિયા પણ મણિલાલ નભુભાઇએ સિદ્ધ કરી છે.

અને યુદ્ધ કરવાને આવનાર હિરણ્યવર્મા રાજાને ખબર આપી કે, આપને કોઇએ મારો પુત્ર સ્રી છે એવી ખોટી ખબર આપી છે.

તે રાજાએ કેટલીક ખાનગી તપાસ કરાવી. જેમાં શિખંડી પુરૂષ છે એમ તેને ખાત્રી થઇ.જેથી યુદ્ધને બદલે પ્રેમપૂર્વક મળવા માટે તે દ્રુપદ રાજાને ત્યા આવ્યો. રાજા દ્રુપદે તેનો સારો સત્કાર કર્યો હિરણ્યવર્મા રાજાએ પોતે કઠોર શબ્દો કહેવાઇ ગયેલ તેની ક્ષમા માગી. દ્રુપદ રાજા તો પોતે સમજતા હતા કે રાજાની ભૂલ નહોતી ઇશ્વરે સર્વ કાર્ય સિદ્ધ કર્યું. આમ ગણી પરસ્પર સંપથી કેટલાક દિવસ રહ્યા બાદ સંતોષપૂર્વક હિરણ્યવર્મા રાજા પોતાને દેશ ગયાં.

યક્ષોના પતિ કુબેર સ્થૂણાકર્ણના ઘર પ્રત્યે આવ્યા છતાં સ્થૂણાકર્ણ આવકાર દેવા માટે સ્રીપણાની શરમને લીધે આવતો નથી, તેથી કુબેરને ખોટુ લાગે છે અને યક્ષોને મોકલી અંદરથી તેને બો લાવે છે યક્ષો ખબર આપે છે કે તેણે પરમાર્થ ખાતર એક શિખંડી નામની દ્રુપદ પુત્રીનું સ્રીપણુ રાજા અને સર્વનું કલ્યાણ કરવા માટે થોડા વખત માટે સ્વીકાર્યું છે. તેથી સ્રીરૂપે આપ પાસે આવતાં તેને શરમ લાગે છે. કુબેરે જણાવ્યું કે ભલેને સ્રી બનેલ હોય તોપણ મારી પાસે લાવો. યક્ષો અંદર ગયા અને તેને લાવ્યા. કુબરે કહ્યું કે હે યક્ષ! થોરો પરમાર્થ કરવો એને બદલે સંપૂર્ણ કરવો એ વિશેષ યોગ્ય ગણાય. માટે હું આજ્ઞા કરૂં છું કે હવે જેને તે તારૂં પુરૂષપણું આપ્યું છે તે જ્યા સુધી જીવતો રહે ત્યા સુધી એ તારૂં પુરૂષપણું જ રાખે અને તું ત્યા સુધી સ્રી થઇ રહે. કુબેરની આજ્ઞા કોણ ન સ્વીકારે!

ખરૂં જોતા એ કુબેરની આજ્ઞા ન હતી પણ શંકરનો આજ્ઞા હતી કુબેર તો માત્ર નિમિત્તરૂપજ હતા.

આવી આજ્ઞા કરી કુબેર ગયા, અને શિખંડીનું કલ્યાણ થયું. આપેલ વચન પ્રમાણે તપાસ પૂરી થઇ રહ્યા બાદ અને સસરાને સંતોષપૂર્ણ કરી સમાધાન કર્યા બાદ પુનઃ શિખંડી તે જંગલમાં સ્રી રૂપ બનેલ સ્થૂણાકર્ણને તેનું પુરૂષરૂપ આપવા આવ્યો, ત્યારે

સ્થૂણાકર્ણે કહ્યુ કે તું વચને પળ્યો છું જેથી હું પ્રસન્ન છું અને અમારા ઇષ્ટપતિ કુબેરદેવે તારીપર વધારે દયા કરી મને આજ્ઞા આપી છે કે, જેને પુરૂષપણું આપેલ છે તે જીવતો રહે ત્યાં સુધી તે પુરૂષપણું ભોગવે તેમ કરવુ જેથી તેમની આજ્ઞા સ્વીકારી હું તમને તે પુરૂષપણું જીદગી પર્યંત આપું છું અને ત્યાં સુધી હું સ્ત્રી પણું ભોગવીશ.

શિખંડી ખુશી થયો અને પ્રણામ કરી પોતાને ઘેર આવ્યો અને પિતાને હકીકત કહી તેથી પિતા ઘણા પ્રસન્ન થયા અને પછી ધનુવિદ્યા શીખવા માટે દ્રોણાચાર્ય પાસે તેને મોકલ્યો.

આમ અસ્ત્ર વિદ્યા શીખી તે શિખંડી ( કે જે પૂર્વ જન્મમાં અંબા નામની સ્ત્રી હતી ) ભીષ્મના મૃત્યુ માટે યોજાયો. ભીષ્મ પિતામહે તે સર્વ કબૂલ કર્યું પણ પોતાનું સત્યવ્રત છોડયું. નહિ. અખંડ નૈષ્ઠિક બ્રહ્મચારી મહાત્મા ભીષ્મે પોતાના ગુરૂ પરશુરામ સાથે યુદ્ધમાં વિજય મેળવ્યો તેથી સમસ્ત દેશમાં તેમની કીર્તિ વધી. સર્વે તેમને મહાન્ બળવાન અને ધર્માત્મા ગણી પૂજવા લાગ્યા. બ્રાહ્મણો અને ચારણો તેનું ગુણ ગાન કરતાં કહેવા લાગ્યા કે અખંડબ્રહ્મચર્ય વ્રતનું અને એક ટેકનુંજ એ પરિણામ છે. અસહ્ય પ્રચંડ બ્રહ્મતેજને જીતવુ. એ સાધારણ કર્તવ્ય નથી, પરંતુ એક સત્યરૂપ પરબ્રહ્મનું પૂર્ણ પ્રકાશમય તેજ જેનામાં હોય તેજ બ્રહ્મતેજ સાચુ ટકી શકે ! શ્રીમાન ભીષ્મના અંતરમા તે સત્ય તત્વનોજ પ્રકાશ ઝળકી રહ્યો હતો. [1] ઉર્દ્ધરેતા મહાત્મા પૈકીના તે એક નર હતા. એ વ્રત કોઈકજ રાખી શકે છે.

જંગલમાં વસનારા યોગિઓ ઋષિઓ કે જેઓ સ્ત્રીના સમાગમમાં ન હોય તેઓ તો અખંડ બ્રહ્મચર્ય રાખી શકે એ શક્ય છે. કારણ સ્ત્રીના દર્શનજ તેઓને ન થવાથી સંસારનો ખ્યાલજ તેઓને હોતો નથી, ત્યારે તેઓનું બ્રહ્મચર્ય ખંડિત કેમ થાય !

---

૧ શરીરના ખરા તત્વરૂપ વીર્યનો કદી પણ જેને સ્રાવ ન થયેલ હોય અર્થાત્ સ્ત્રીસંગ અગર કોઇ પ્રકાર દ્વારા સ્રાવ ન થયેલ હોય તે ઉર્દ્ધરેતા કહેવાય.

તેઓ અખંડ બ્રહ્મચારી રહે તેમાં આશ્ચર્ય નથી. પરંતુ કાયમ સ્ત્રીઓના સહવાસમાં રહેછે છતાં તેઓના રૂપમા મોહ ન પામતાં અને તેવો સમય આવે કે સ્ત્રીના સમાગમ કરવા માટે પ્રાર્થના કરવામાં આવે છતાં પોતાની સત્ય ટેક રાખે અને અખંડ બ્રહ્મચારી રહે તેમાં આશ્ચર્ય છે. તો ભીષ્મે તેવું કર્યું છે. અને વચનની ટેક પણ તેવીજ રાખી છે. તેઓ મહાત્મા પરશુરામરૂપી ઉગ્ર બ્રહ્મતેજ સહન કરી શકયા અને તેને જીતી શકયા. મતલબ કે જંગલવાસી બ્રહ્મચર્ય પાલનાર ઋષિઓ કરતાં સ્ત્રીના સમૂહમાં રહી ભીષ્મ એક ટેકે રહ્યા એ વિશેષ કર્યું છે

આમ કહી ચારે તરફ મહાત્માઓ તેના ગુણગાન કરવા લાગ્યા ભીષ્મનો પ્રતાપ અત્યંત વધ્યો. હવે બીજો એક અદ્ભુત ભીષ્મની કસોટીનો સમય આવ્યો, તે એવી રીતે કે;

પોતાના ભાઇ વિચિત્રવીર્યનાં બે સ્ત્રીઓ સાથે ભીષ્મે લગ્ન કર્યાં બાદ તે પોતાનો ભાઇ આનંદથી સ્ત્રીઓ સાથે સંસારસુખ ભોગવવા લાગ્યો. અતિવાસના એ પ્રાણઘાતક છે વિચિત્રવિર્યનું તેમ બન્યું, તેને ક્ષય રોગ લાગુ પડયો, અને મહાન વૈદ્યો પાસે ઉપચારો કરાવ્યા. અનેક દૈવી ઉપચારો કર્યાં છતાં દૈવી વિચિત્રા ગતિઃ આખર મૃત્યુ થયું. બન્ને સ્ત્રીઓ વિધવા થઇ. માતા સંતતિ વગરની થઇ. ભીષ્મ બંધુ વગરના અને પ્રજા રાજા વગરની થઇ. રાજ્યાસન ન સ્વીકાર્યો છતાં, રાજ્યની સર્વ વ્યવસ્થા ભીષ્મનેજ કરવાની ફરજ પડી. પ્રજા વર્ગ ભીષ્મ પાસે આવી ચરણમાં નમીને એમ કહેવા લાગ્યો કે ભલે રાજ્યગાદી ન સ્વીકારો પણ અમારૂં શ્રેયસ્કર તો અમો આપનેજ ગણીયે છીએ. આપ ઉપેક્ષા રાખો તો અમારૂં કોણ ? પ્રજા વર્ગના આ ઉદ્દગારો સાભળી તથા રાજા વગરની દીન થયેલ પ્રજાને જોઇ સર્વેની આંખમાંથી અશ્રુ સ્રવવાં લાગ્યાં ભીષ્મનું દયાર્દ્ર હૃદય ભરાઇ આવ્યું. શાંત થઇ પવિત્રાત્મા ભીષ્મ પ્રજાને આશ્વાસન આપી બોલ્યા કે તમારે કશી ચિંતા કરવાની નથી. જ્યા સુધી

હું સજીવન છું ત્યાં સુધી તમોને દુઃખ નહિ થવા દઉં. પુનઃ અશ્રુ આંચ્યા મીઠા શબ્દોથી શાંતિ જેને થઇ છે એવાં સર્વે પ્રજાવર્ગના મનુષ્યો આપ અમારા ગુરૂ, રાજા, પિતા જે કહો તે સર્વ છો, માટે આપ લાંબી જીંદગી ભોગવો એવો અંતરનો આશીર્વાદ આપી સર્વ પોતપોતાને સ્થાને ગયા.

પુત્રના મૃત્યુથી છાતીફાટ રૂદન કરતી માતા સત્યવતી અને બંધુ પત્ની અંબિકા અને અંબાલીકા પાસે આવી. ભીષ્મ આશ્વાસન આપવા લાગ્યા.

अवश्यं भाविभावानां प्रतिकारो न वर्तते ।

હે માતા અને પુત્રીઓ ! દૈવથી કોણ બળવાન છે ! કોણ તેની આડું આવી શકે તેમ છે, પ્રાણ હોય ત્યાં સુધી તેને બચાવવા માટે મનુષ્યે બનતી તજવીજ કરવી, છતાં નજ બચે ત્યારે મનુષ્યનું શું ગજું ! આમ અનેક મોહનાશક દ્રષ્ટાંતો આપી શાંતિ આપી. શાંત થયેલ સત્યવતી માતા ધીરજ રાખી પુત્ર ભીષ્મને કહેવા લાગ્યાં આપણા કુળનો ઉદ્ધારક પુત્ર હવે તુંજ છે. તારા સિવાય હવે બીજું કોણ ? માટે મારા પિતાએ તને મારા પુત્રને ગાદી સોંપવા ખાતર પ્રતિજ્ઞા લેવરાવી હતી અને તેં રાજ્યગાદી પર ન બેસવાની પ્રતિજ્ઞા જે લીધેલ તે સંપૂર્ણ પાળી અને મારા પુત્રને ગાદીએ બેસાડયો.

પરંતુ મારાં દુર્ભાગ્યને લીધે તે રાજ્ય ભોગવી ન શકયા અને મૃત્યુ પામ્યા હવે ગાદીપર બેસાડવાને માટે તેને જો સતાન થયું હોત તોપણ તેને વારસ ગણી ગાદીએ બેસાડી જેમ આ બન્ને ભાઇઓને ગાદીએ બેસાડી ઉછેરી મોટા કર્યા અને તેની વતી તે પ્રજાને પાલીને સંતોષ આપ્યો તેમ તેના પુત્રને મોટા કરવાનું તારે હતું પરંતુ તેમ નથી. અર્થાત્ બન્ને સ્રીમાં એકેયને સતાન ન થયું અને તે મારા બન્નો પુત્રો ગયા.

હે ભીષ્મ ! મારા પિતા પાસે પ્રતિજ્ઞા લીધી હતી તે તેં સંપૂર્ણ પાળી છે. પુત્રને રાજ્ય આપ્યું છે. માટે હવે તેની ગેરહાજરીમાં તું રાજગાદી પર બેસ. હવે તુ ગ્રહસ્થાશ્રમી થાય તો પ્રતિજ્ઞા તુટી

નહિ ગણાય. માટે હે ભીષ્મ તું મારો જ્યેષ્ઠ પુત્ર છું ખાલી ગાદી ન રાખવા ખાતર તને રાજ્યાભિષેક કરવા ધારૂં છું અને ધર્મને સમજી ને ગ્રહસ્થાશ્રમ સ્વિકારવા આજ્ઞા કરૂં છું, અગર તારે રાજ્યગાદી પર નજ બેસવું હોય તો અગર ગ્રહસ્થાશ્રમ પણ ન કરવો હોય તો યુવાવસ્થામાંજ વિધવા થયેલ અને પુત્રની લાલસાવાળી આ તારા બંધુની બે સ્રીઓને નિયોગથી સંતાન ઉત્પન્ન કરી આપ. સંતાન જેને થયેલ ન હોય તેવી સ્રી વિધવા થઇ હોય તો વંશવૃદ્ધિ કરવા માટે તેણે માત્ર સંતાનોત્પત્તિ થાય ત્યાં સુધીજ પોતાના પતિના ભાઇ સાથે પત્ની તરીકે રહેવું; એવો પ્રાચીન રિવાજ છે માટે હું તને કહું છું.

ભાઇ મેં કહ્યું તેમ કર્યા સિવાય ચક્રવર્તી રાજ્યની સ્થિતિ સચવાય તેમ નથી માટે મારી આજ્ઞા સ્વીકાર.

આ સઘળી હકીકત માતા પાસેથી સાંભળી ભીષ્મને વીરત્વ પ્રાપ્ત થયું. હૃદયમાં વસેલ સત્ય ટેક અને ધર્મનો મહાન ઉભરો પ્રગટ થયો. રૂવાંટાં ઉભાં થયાં. લાલ નેત્ર થયાં છતાં નમ્ર બની માતાને નમન કરી પૂર્ણ જુસ્સામાં બોલ્યા કે,

त्यजेच्च पृथिवी गंधं आपश्च रसमात्मनः ।
ज्योतिस्तथा त्यजेद्रूपं वायुः स्पर्शगुणं त्यजेत् ॥ १
प्रभां समुत्सृजेदर्कः सोमश्शीतांशुतां त्यजेत् ।
धर्मं च धर्मराड् जह्या न्त्वहं सत्यमु त्सृजे ॥ २

પૃથ્વી, જળ, તેજ, વાયુ, એ સર્વ પોતાનો સ્વભાવ યથાક્રમે ગંધ, રસ, રૂપ અને સ્પર્શ ગુણ છોડે, સૂર્ય પોતાનો પ્રતાપ છોડે, સોમ પોતાની શીતળતા છોડે અને ધર્મરાજા કદાપિ પોતાનો ધર્મ છોડે પરંતુ હું કદાપિ સત્ય નહિ છોડું. લીધેલ પ્રતિજ્ઞા નહિ તોડું. સત્ય ધર્મની ખાતર સહું છું અને હજી જે જે કષ્ટો મારી પર આવશે તે સહન કરીશ.

સત્યની ખાતર સ્મશાન વાસને
વૈકુંઠ વાસ ઉર આણું.
અમારે સત્યનો પ્રકાશ એજ નાણું.

તમારા ધર્મ પિતા પાસે પ્રતિજ્ઞા તમને પુત્ર ન થાય અગર થઇને મૃત્યુ પામે તો મારે તે પ્રતિજ્ઞા નથી કબૂલ એમ નથી કહેલ પરંતુ તમને પુત્ર થાઓ કે ન થાઓ, થઇને જીવો કે ન જીવો પણ મારે તો આ જન્મ રાજગાદી પર ન બેસવું અને ગ્રહસ્થાશ્રમ ન સ્વિકારવો એમજ પ્રતિજ્ઞા મેં લીધેલ છે.

તમારા પિતાનું વચન એ તો એક નિમિત્ત માત્ર હતું. મારા વચનની કે મારા મનની દ્રઢતા ન હોય તો ગરીબ તારો પિતા મને શું કરનાર હતો ? પણ

ન્યાયાત્પથઃ પ્રવિચલંતિ પદં ન ધીરાઃ ॥

ધીર અને ધર્મનિષ્ઠ સત્યોત્સુક પુરૂષ ગમે તેવા વિકટ સમયમા પોતાનું આંતરિક પ્રકાશમય બ્રહ્મચર્યરૂપ મહાન બળ નહિજ તજે. હવે આપની આજ્ઞાથી અગર આપ કહોછો તેમ રાજ્યની સુધારણાથી કે હરકોઇ પ્રકારે તમારે હિસાબે જગતનું ભલું થતું હોયતો તેની ખાતર પણ આ વખતે જો મારૂં વચન તોડી રાજગાદી પર બેસું અને ધર્મભ્રષ્ટ થઇ બ્રહ્મચર્ય તોડી સ્ત્રીસમાગમ કરૂં કે ગ્રહસ્થી થાઉં તો તેથી કદિ પણ હું કુળનો ઉદ્ધાર ન કરી શકું પરંતુ પરમપુનિત લોકમાં ગયેલ મારા પિતા કે જેના હિતને ખાતર મેં આ પ્રતિજ્ઞા લીધી છે તેને સત્યલોકમાંથી ભ્રષ્ટ કરવાના નિમિત્ત રૂપ હું થાઉં.

મારા પિતા એક નહિ પણ એ કામ કરૂં તો અનેક પેઢી સુધીના આખા કુળને નર્કમાં ડૂબાડનાર હું થાઉ. માટે એ કામ જે મને આપ કહોછો તે કુળને તારવાના સાધનને બદલે બુડાડવાના સાધન રૂપ છે. જુસ્સાદાર અને નીતિમય પવિત્ર ભીષ્મનું વચન સાંભળી સત્યવતી માતા સ્તબ્ધ થયાં કશો ઉચ્ચાર ન કરી શક્યાં.

ધર્મના જુસ્સાથી ભીષ્મનું રૂધિર ઉછળી રહ્યું હતું. તે આમ વચનો દ્વારા જુસ્સાને બહાર કાઢયા પછી હવે ભીષ્મ શાંત થયા. જ્યા સુધી ભીષ્મ આવેશમાં હતા ત્યાં સુધી તેમના સત્ય તેજનો

પ્રતાપ એટલો ઝળકી રહ્યો કે તેની સામું પણ સત્યવતી જોઇ શકયાં નહિ.

હવે શાંત થયા પછી નમ્ર બનેલ સત્યવતી નમ્રતાપૂર્વક દીન વચનથી કહેવા લાગ્યાં કે ભાઇ ભીષ્મ મારૂં સર્વસ્વ તું છે. તારા સિવાય બીજી કોણ મારી ગતિ છે ? મને કોણ રસ્તો બતાવનાર છે. કોણ ધૈર્ય આપનાર છે. કોણ આંસુ લોનાર છે ? કોણ અંતર ઠારનાર છે.

બોલતાં બોલતાં અતિશય હૃદય ભરાઈ ગયું. વાચા બંધ થઇ. બોલી શકાયું નહિ. ભાઇ તું ધર્મનો રસ્તો બતાવ. આ છેલ્લા શબ્દો બોલ્યાં અને ગદ્‌ગદ્ કંઠ થયો. છેવટ છાતીફાટ રોવાયું.

ભીષ્મને પણ દયા આવી અને તેમનું હૃદય પણ બહુજ ભરાયું પણ પોતેજ ધીરજ રાખી વિચાર્યું કે આ સંકટના વખતમાં હિંમત હારીશ તો બિચારી સ્રી જાતિ મારી માતાને હિંમત કોણ આપશે. આમ વિચારી આંખના આંસુ નિવારી સ્વસ્થ બની દ્રવિત હૃદયવાળા દયાળુ ભીષ્મ બોલ્યા.

માતા ! ગભરાઓ મા અને

શ્રુત્વા તં પ્રતિપદ્યસ્વ પ્રાજ્ઞૈઃ સહ પુરોહિતૈઃ ॥
આપદ્ધર્માર્થકુશલૈ લૌકતંત્રેમવેક્ષ્ય ચ ॥

આપત્તિના વખતમાં ધર્મ સાચવતાં શું કરવાથી સર્વનું શ્રેય થાય એ બાબતમાં વિદ્વાન અને બુદ્ધિવાન બ્રાહ્મણો પાસે નિર્ણય સાંભળી અને લૌકિક રીતે પણ ખરાબ ન લાગે તેવી રીતે તે બ્રાહ્મણો જે કહે તે માર્ગ લેવો, તે આપણું કર્તવ્ય છે.

વિદ્વાન અને ધર્મકુશળ બ્રાહ્મણની સલાહ પ્રમાણે કરવું, આમ જે ભીષ્મે કહ્યું, તે સાંભળી સત્યવતીને ઉત્સાહ વધ્યો. કાંઇક યાદ આવ્યું અને બોલ્યાં. ભાઈ ! મારી કન્યાવસ્થામાં પરાશર ઋષિની કૃપાથી મને એક પુત્ર વ્યાસજી નામે થએલ છે.

હાલ તેના જેવો ધર્માત્મા અને વિદ્વાન કોઇ નથી અને બુદ્ધ કુશળ પણ છે. તેણે મને વચન આપેલ છે કે જ્યારે સંકટ વખતે

મારૂં સ્મરણ કરશો કે તત જ હાજર થઈ તમારી ( જે કહેશો તે ) સેવા બજાવીશ તે તારી સંમતિ તો હોય તેને બોલવું. ભીષ્મ બહુ ખુશી થયા અને વ્યસજીને માતાએ બોલાવ્યા, દેદિપ્યમાન કાંતિવાળા વ્યાસજી વેદનું અધ્યયન કરતા કરતા માતા પાસે આવ્યા ચરણમાં નમન કર્યું શી આજ્ઞા છે એમ પૂછયું.

ઘણે વખતે પુત્રને જોયાથી પ્રેમાશ્રુ આવ્યાં આશીર્વાદ આપ્યો. વ્યાસજીને પાસે બેસાડયા અને પછી સત્યવતી માતાએ બનેલ સર્વ હકીકત કહી હૃદય ખાલી કર્યું. છેવટ જણાવ્યું કે કૌરવના વંશનો ઉચ્છેદ થાય છે, તો કોઇ રીતે વંશવૃદ્ધિ થવાનો ઉપાય કહો. તમને તે માટે બોલાવ્યા છે. આપ મારા પુત્ર છો પરંતુ પ્રત્યક્ષ વિષ્ણુ છો. ધર્મને જાણો છે સંકટના વખતમાં શું કરવું. તે સમજો છો. માટે આપ જે ન્યાયનો રસ્તો બતાવશો તે યોગ્યજ હશે. માટે કહો કે જેથી અમારો સંતાપ દૂર થાય.

આ વખતે પ્રજા રાજા વગરની છે તો તેનું હિત એટલે સર્વ જગતનું હિત થાય એવો રસ્તો સૂઝાડવો, એ તમારા હાથમાંછે.

વિધવા થયેલ બન્ને સ્ત્રીઓ હજી જુવાન છે, અને તેમની પણ પુત્રની ઇચ્છા હોય એ સ્વાભાવિક છે. માટે સર્વ પ્રકારનો વિચાર કરી યથાયોગ્ય કરો આપ કદી એમ કહો કે ભીષ્મ રાજ ગાદીપર બેસે અને વંશવૃદ્ધિ માટે ગૃહસ્થાશ્રમ કરે હું તે યોગ્ય ગણું છુ અને મેં ભીષ્મને તેમ કરવા કહ્યુ પરંતુ તે અખંડ બ્રહ્મચર્ય વ્રત પાળવાની લીધેલ પ્રતિજ્ઞા અને રાજગાદી પર ન બેસવાની લીધેલ પ્રતિજ્ઞા પણ છોડતો નથી માટે હવે એકજ રસ્તો છે કે આપમાં દૈવી બળ છે. તો તે દ્વારા બન્ને સ્ત્રીઓને સંતાન આપો.

વ્યાસજીએ જણાવ્યું હું તેઓને સંતાન આપવા માટે ધર્મ અને અધર્મનો વિચાર તથા લોક વ્યવહાર તરફ પણ નજર કરૂં છુ. અને રાજગાદી ખાલી છે, તેનો પણ વિચાર કરૂં છું. અને છેવટ માતાનું વાકય પાળવુ એજ ધર્મ ગણી એમ કહું છું કે આપણી આજ્ઞા પાળીશ પણ મારૂં અસહ્ય તેજ સહન કરશે તોજ તે સ્ત્રીઓ

સંતાનને લાયક થશે. માટે સર્વ નિશ્ચય કરી સમય સાધી જ્યારે બોલાવશો ત્યારે હાજર થઇ કલ્યાણ કરીશ.

* * * * *

અંબીકાને પુત્ર આવ્યો પણ વ્યાસજીનું તેજ સહન ન થતાં આંખો તે વીચી ગયેલ હોવાથી તેને આધળો પુત્ર થયો. અને તેનું ધૃતરાષ્ટ્ર નામ પડયું.

અબાલિકા તેજથી ગભરાઈ ફીકી પડી ગઇ, તેથી તેનો પુત્ર ફિકકા રંગનો થયો, જેથી તેનુ પાંડુ એવુ નામ પડયું.

સત્યવતીને આથી સંતોષ ન થયો જેથી હજી એક પુત્ર થાય તો સારૂ એવી ઇચ્છાથી પુન વ્યાસજી પાસે યાચના કરી. અંબીકા આ વખતે વ્યાસજીના અસહ્ય તેજથી અંઆઇ જઇ ન શકી. જેથી પોતાની દાસીને મોકલી. તેણે તેજ સહન કર્યું. અને વ્યાસજી પાસે જઇ તેનો બહુ સત્કાર કર્યો. વ્યાસજી પ્રસન્ન થયા અને બહુ ભગવત્પરાયણ પવિત્રાત્મા નીતિકુશળ પુત્ર થશે તેમ જણાવ્યુ.

વ્યાસજીની કૃપાથી તેને જે પુત્ર થયો, તેનું વિદુર નામ પાડયું. તેણે જીદગી પર્યંત પવિત્રાચરણ સ્વીકાર્યો અને જગતને ધર્મનીતિનો બોધ થાય તેવી રીતે ધૃતરાષ્ટ્રને જ્ઞાન આપ્યું જે વિદુર નીતિ નામથી પ્રસિદ્ધ છે. રાજ્યગાદી સાચવવી અને લોકોને સંતોષ આપવો તથા નાના બાળકોને ઉછેરી મોટાં કરી પ્રવિત્ર શિક્ષણ આપી સુધારવા એ કર્તવ્યની પુન ભીષ્મને ફરજ પડી અને તે કર્તવ્યને ધર્મ ગણી ભીષ્મે સ્વીકાર્યું. રાજ્યગાદી ખાલી ન રહે માટે જેમ રામની ગાદી પર ૧૪ વર્ષ સુધી રામની ચરણપાદુકાને ગાદીએ બેસાડી મંત્રીઓએ નંદીગ્રામના પહાડ પર તપોવ્રત ધારણ કરી સ્થિર રહેલ ભરતની આજ્ઞા પ્રમાણે રાજયતંત્ર ચલાવ્યો હતો તેમ

વિચિત્રવિર્યનું રાજચિન્હ સ્થાપન કરી ભીષ્મે રાજ્ય ચલાવ્યું અને સર્વ પ્રજાને સંપૂર્ણ સંતોષ આપ્યો.

બાળકોની ઉમર મોટી થઇ ત્યારે ધૃતરાષ્ટ્ર મોટા છતાં અંધ હોવાથી તેને રાજ્યાભિષેક ન કરતાં સત્યવતી માતાની આજ્ઞાથી પાંડુને રાજ્યાભિષેક કર્યો

અંધ છતાં ભીષ્મનાં પ્રતાપથી તેની માગણીને માન આપી ગાંધાર ( કંદહાર ) ના રાજા સુબળાશ્વે પોતાની પુત્રી ગાંધારીનાં ધૃતરાષ્ટ્ર સાથે લગ્ન કર્યાં. જે સ્ત્રી પરમપવિત્ર અને પોતાના ધર્મને સમજનાર હતી, તેથી પતિ અંધ છે એમ જાણી પોતાની આંખે કાયમ પાટો બાંધી પોતે પણ અંધ બની. શ્રીકૃષ્ણના દાદા શૂરસેન યાદવને પૃથા નામની પુત્રી હતી, તે તેમના સંબંધી અને સ્નેહી કુંતીભોજ રાજાને અપ્રજ હોવાથી " પહેલું મારૂં સંતાન તમને આપીશ" એમ જે વચન આપેલ તેથી આપેલ અને તેણે તેને ઉછેરી ને મોટી કરી, જેથી તેનું કુંતા એવું નામ પડેલ. તેણે બાલ્યાવસ્થામાં પવિત્ર ભાવથી બ્રાહ્મણોની સેવા કરેલ તેમાં દુર્વાસા જેવા ક્રોધી ઋષિને પણ પોતાની ચાલાકી અને બુદ્ધિકૌશલ્યથી સંતુષ્ટ કરેલ. જેથી તેમણે પ્રસન્ન થઇ એક મંત્ર આપેલ અને જણાવેલ કે એથી પાંચ વખત જે દેવને બોલાવવા હશે તેને તું બોલાવી શકીશ

પરીક્ષા ખાતર સૂર્યને તેણે બાળકપણામાં બોલાવેલ. જેથી તેણે કર્ણ પુત્ર આપેલ જેનો મર્યાદાભંગ સમજી તેણે ગંગા નદીમાં ત્યાગ કરેલ. જે રાધા નામની સ્ત્રીના હાથમાં આવવાથી ઉછેરીને મોટી કરેલ. કુંતા યુવાન થઇ ત્યારે કુંતીભોજ રાજાએ સ્વયંવર કરેલ. તેમાં પાંડુ રાજાને પ્રસન્ન કરીને તેને વર્યો

પાંડુને બીજી સ્ત્રી પણ હોય તો ઠીક એમ ભીષ્મના મનમાં થતાં મદ્રદેશના શલ્યરાજાની બેન માદ્રીની પાંડુ માટે માગણી કરી અને પોતાના કુળના રીવાજ પ્રમાણે મૂલ્ય લઇ શલ્યે આપવા ખુશી બતાવી. ભીષ્મે તેમ કરી તે રૂપવંતી બીજી કન્યાનાં પાંડુ સાથે લગ્ન કરાવ્યાં. બન્ને સાથે લગ્ન કર્યા પછી પાંડુ દિગ્વિજય કરવા ગયો અને

સર્વ રાજાઓને જીતી કર લઇ સંતોષપૂર્વક આવ્યો. પાંડુનો આવો પ્રતાપ અને વીરત્વ જોઇ ભીષ્મને હર્ષાશ્રુ આવ્યા અને સંતોષ થયો. કે હવે મારે માથેથી ભાર ઓછો થયો.

વિદુરજી દાસી પુત્ર છતાં ભીષ્મ તેને પોતાના બાળકો સરખા ગણી તેની પર સમાનભાવ રાખતા હતા મોટી ઉમર થયા પછી તેઓની બુદ્ધિકુશળતા અને વિદ્યાકુશળતા જોઇ અને સંપુર્ણ જ્ઞાન અને વિવેક જોઇ વિશેષમા ધર્મ અને નીતિના વિષયમાં તેમની સલાહ પણ ભીષ્મ લેવા લાગ્યા. દેવક રાજાની પારસ્વી નામની પવિત્ર કન્યા સાથે ભીષ્મે તેમનાં લગ્ન પણ કરાવી આપ્યા, આમ એ ત્રણે બાંધવોને સમાન ગણી ત્રણેયને ગ્રહસ્થાશ્રમમા યોજી ભીષ્મ સંતુષ્ટ થયા. આજ સુધી સર્વ રાજ્યવ્યવહાર અને ગૃહવ્યવહાર ભીષ્મને શિર હતો, તે હવે આ ત્રણે બાધવો પરસ્પર સલાહ લઇ સંપથી કામ કરવા લાગ્યા. જેથી ભીષ્મને નિવૃત્તિ મળી.

---

# ભીષ્મ

## પિતામહ થયા.

તપ કરીને દેવના દેવને સંતુષ્ટ કર્યા. તેથી અને વ્યાસજીની કૃપાથી ધૃતરાષ્ટ્રની સ્ત્રી ગાંધારીને ૧૦૦) સો પુત્રો થયા.તેમાં દુર્યોધન સર્વથી મોટો હતો. તેના જન્મ વખતે ઘણાં અનિષ્ટ ચિન્હો જણાયેલ જેથી ધૃતરાષ્ટ્રને તેનો ત્યાગ કરવા જણાવ્યું. છતાં તે રૂચ્યું નહિ.

ગાંધારીને એક પુત્રી થઈ જેનું નામ દુઃશલા હતું. જે જયદ્રથને આપેલ તે સિવાય વૈશ્ય જાતિની સ્ત્રીથી યુયુત્સુક નામનો પુત્ર થયેલ. ધૃતરાષ્ટ્રને કુલ ૧૦૧ પુત્રો થયા.

પાંડુ રાજાને બે સ્ત્રીઓ હતી તે બન્ને સ્ત્રીઓ સાથે પોતે હસ્તિનાપુર જે પોતાનું રાજ્યધાનીનું શહેર હતું ત્યાંથી દૂર હિમાલયની તળેટીમાં એકાંતવાસ કરવાનું મનમાં થયું. જેથી ત્યાં પાંડુ રાજા સહકુટુંબ વસવા લાગ્ય. બન્ને સ્ત્રીઓમાં કોઇને સંતાન ન થયેલ. મહાભારતમાં તેને માટે મૃગરૂપ ધરી રહેલ બ્રાહ્મણને મારતા બ્રાહ્મણની સ્ત્રીએ પાંડુ રાજાને નિરપરાધી બ્રાહ્મણને મારવા બદલ શાપ આપ્યો કે તું સ્રી પાસે નહિ જઇ શકે એવો ઉલ્લેખ છે.

કોઇનું અંતર વિના કારણે દુભાવવું એ શાપજ છે. ઉપરના કારણથી કે પાંડુરોગથી ગમે તે કારણથી તે અપ્રજ હતા. પોતે અપ્રજ છે એનું પોતાને બહુ મનમાં દુઃખ થવા લાગ્યું .એ દુઃખ પોતાની બુદ્ધિકુશળ મોટી સ્રી કુતાજીને જણાવ્યું. અને કોઇ રીતે પ્રજા થાય તો સારૂં એમ આગ્રહપૂર્વક કહ્યું ત્યારે કુંતાજીએ પોતાને દુર્વાસાએ આપેલ મંત્રની વાત કહી. તેથી પાંડુ રાજા ખુશી થયા. અને જણાવ્યું કે ત્યારે મારી આજ્ઞા પ્રમાણે ધર્મ રાજાને તું બોલાવ કે જેથી ધર્મની આજ્ઞા પ્રમાણે આપણો પવિત્ર ધર્મયુક્ત મનોરથ સિદ્ધ થશે.

કુંતાએ તેમ કર્યું. ધર્મરાજા પધાર્યો. બન્ને સ્ત્રી તથા પાંડુ રાજાએ તેનું પૂજન કરી પ્રસન્ન કર્યા અને મારા અંશથી મહાન ધર્મપરાયણ પુત્ર થશે એવું વરદાન આપી વિદાય થયા.

કુંતાને તેમની કૃપાથી મહાન ધર્માત્મા પુત્ર પ્રાપ્ત થયો. જેનું યુધિષ્ઠર ( ધર્મરાજા ) નામ પાડયું. આકાશ નિર્મળ થયું. સર્વે દેવો ધર્મના જન્મથી વિજયગાન કરવા લાગ્યા.

પાંડુરાજાની વિશેષ ઇચ્છાથી મહાન બળસ્વરૂપ વાયુદેવને કુંતાએ બોલાવ્યા. અને તેણે પણ સંતુષ્ટ થઇ પુત્ર આપ્યો. જેનું ભીમસેન નામ પાડયું.

પુનઃ પાંડુની ઇચ્છાથી કુંતાએ ઇન્દ્રને બોલાવ્યા અને તેમનો ઘણો સારો સત્કાર કર્યો; તેથી તેઓએ પ્રસન્ન થઇ કોઇથી પણ નહિ જીતાય એવા મહાન ધનુર્ધર પ્રચંડ સર્વ જગતને ધ્રુજાવે એવો એક પુત્ર થશે એમ વરદાન આપ્યું.

તેમની કૃપાથી કુંતાને પુત્ર થયો. પૂર્ણચંદ્ર સમાન મહાન તેજસ્વી આ પુત્રનો જન્મ થયો ત્યારે તો સર્વે દેવો બહુ પ્રસન્ન થયા. જયજયકાર ગવાયો. પુષ્પની વૃષ્ટિ થઇ, અને આ પુત્ર આખા જગતમાં વિજયી થશે એમ દેવોએ કહ્યું. પાંડુરાજા દેવોના આ શબ્દોથી બહુ પ્રસન્ન થયા અને તેનું અર્જુન એવું નામ પાડયું. ( વિજય, ફાલ્ગુન, સવ્યસાચી, ગુડાકેશ; એવાં બીજા પણ કારણને અંગે નામ અર્જુનનાં છે ) આમ ત્રણ પુત્રની માતા કુંતાજી થયાં.

એકાંતમાં નાની સ્રી માદ્રી પાંડુરાજાને વિનતિપૂર્વક કહેવાં લાગ્યાં કે દેવની કૃપાથી કુંતાજીને ત્રણ પુત્રો થયા, અને હું અપ્રજ છું જેમ તેમની પર દેવે કૃપા કરી તેમ મારીપર પણ દેવ કૃપા કરશે તોજ આપણી અમૃતદ્રષ્ટિને અંગે હું પુત્રવતી થઇશ. અર્થાત આપની અમૃતદષ્ટિ હશે તો તેને અંગે કુંતાજી પાસેથી દેવને બોલાવવાનો અને પ્રસન્ન કરવાનો મંત્ર હું મેળવી શકીશ. હજી એક વખત દેવને બોલાવવા માટેનું તેની પાસેના મંત્રમાં બળ છે માટે તે મંત્ર કુંતાજી પાંસેથી આપ અપાવો એ મારી વિનતિ છે.

પાંડુરાજા સમજ્યા દયા લાવી કુંતાજીને વિવેકથી કહેવા લાગ્યા. કુંતાજી દયાળુ બન્યા અને માદ્રીને તે મંત્ર આપ્યો. માદ્રીએ વિચાર કર્યો કે એકજ વખત દેવનું આવાહન થાય અને તેથી એકજ પુત્ર મળે તે તો ઠીક નહિ. એકને બદલે બે પુત્ર થાય તો ઠીક. યુક્તિ એ છે કે એક સાથે બે દેવો આવતા હોય તેનેજ બોલાવું, જેથી એકમાં બે પુત્ર પ્રાપ્તિરૂપ કાર્યસિધ્ધ થાય. એમ મનમાં વિચાર કરી અશ્વનિકુમારને બોલાવ્યા. જેથી બન્ને આવ્યા. સત્કાર કર્યો અને માદ્રીની નમ્રતાથી પ્રસન્ન થઇ બે પુત્રોનું બન્નેએ વરદાન આપ્યું, અને ગયા, જેથી માદ્રીને બે પુત્રો થયા તેનું સહદેવ અને નકુળ એવું નામ પાડયું આમ પાંડુરાજાને બન્ને સ્ત્રીઓથી કુલ પાંચ પુત્રો થયા અને તે પાચ પાડવો ગણાયા. જગલમાં પાંડુરાજા તેને મોટા કરવા લાગ્યા વસંતઋતુ હતી. સર્વત્ર પુષ્પો ખીલી રહેલ હતા. તેમાં પાંડુરાજા માદ્રી સાથે વૃક્ષોની ઘટાવાળા જંગલમાં વિહાર કરતા હતા.

માદ્રીનો સંગ થતાં અકસ્માત્ પાંડુનું મૃત્યુ થયું.

બ્રાહ્મણની સ્રીના શાપથી ગણો કે હૃદ્રોગ ( હાર્ટડિઝીઝ ) ગણો પણ અકસ્માત્ હૃદય બંધ થયું અને મૃત્યુ પામ્યા. કુંતાજી આવ્યાં સર્વે નાનાં બાળકો હતાં.

ભીષ્મને ખબર કહેવરાવી કે તર્તજ ભીષ્મ ધૃતરાષ્ટ્ર વિદુરજી સર્વે આવ્યા. માદ્રીએ જણાવ્યું કે મારા સંગના પરિણામે આ દશા મારા પતિની થઇ. માટે મારે સહગમનજ કરવું છે. કુંતાજીને પોતાના બાળકોની ભલામણ કરી તથા ભીષ્મને પ્રણામ કરી તેને પણ ભલામણ કરી.

માદ્રીના દીન શબ્દોથી સર્વેના અંતર ભરાયા. ગંભીર શોક છવાયો. પાડુ સાથે છેવટ બળી મુઇ.

ભીષ્મ કુંતાજી અને પાંચે બાળકોને લઇ હસ્તિનાપુર આવ્યા. અને બાળકોને પોતે સાચવીને મોટા કરવા

વળી પાછા બાળકોને સાચવવાનું અને ઉછેરવાનું કામ ભીષ્મને કરવાનો વખત આવ્યો. આથી ત્રણ પેઢી સુધી બાળકોને ધર્મપરાયણ બનાવવા, રાજપપદને લાયક બનાવવા અને પવિત્ર નીતિમય બનાવવા, એ કામ ભીષ્મજ કરતા હોવાથી ભીષ્મને તે સહેજ થઇ પડયું. બાલ્યાવસ્થામાંથી ઉચ્ચજ્ઞાન, ધર્મનીતિનાં બોધમય અખ્યાનો કહી બાળકોને ( પાંડવોને ) રાજી કરતા અને ધર્મની ઉંડી છાપ પાડતા. જેથી જેના હૃદયમાં ઇશ્વરીદત્ત ધર્મબીજ હોય તેવાં બાળકો ભીષ્મને છોડીને દુર ખસતાજ નહોતા.

પાછે પાંડવોને ઉછેરવાનો વખત આવ્યો અને તેના પરિચયમા ભીષ્મ આવ્યા. એટલે હવે ભીષ્મના નામમાં વૃદ્ધિ થઇ અને માતા કુંતાજીના કહેવાથી યુધિષ્ઠિર વગેરે પાચે પાંડવો તેમને “ भीष्म पितामह ” નામથી બોલાવવા લાગ્યા અર્થાત્ હવે ભીષ્મને દાદા એ શબ્દની પદવી મળી. નાના બાળકો દાદા વિના જરાપણ ન રહે. જરા ફુરસદ મળે કે પાછે બાળકો દોડી આવે અને દાદાને વળગી પડે અને અમને કાંઇક શિખામણની વાત કહો એમ કહે.

આવો બાળકોનો પ્યાર જોઇ ભીષ્મ ખુશી થાય અને બેસીને મીઠી મીઠી શિખામણની વાતો કહે જેથી બાળકો રાજી થાય

જો કે આ વખતે કોરવોના ૧૦૦ પુત્રો પણ નાના નાનાજ હતા છતાં તેઓ દાદા પર જે પ્રેમ રાખતા તેના કરતા પાંડવો દાદા પર વિશેષ પ્રેમ રાખવા લાગ્યા. ધર્મનું વળણ કુદરતેજ છે. ભીષ્મ ધર્માત્મા હતા અને પાંડવોમા ધર્મનુંજ બીજ હતું. માટે પરસ્પર એકરૂપનું ખેંચાણ થાય એ સહજ હતું.

દુર્યોધનાદિકને દાદાની ધર્મમય પવિત્ર વાતો કેમ ગમે ? નજ ગમે. કારણ દુર્યોધનાદિમા જન્મથીજ અધર્મનું તત્વ હતું.

ક્ષેત્રમા જે જાતનુ બીજ વાવેલ હોય તેને પાણી સિંચવાથી તેનું વૃક્ષ થાય છે અને તે વધીને ફળ વગેરે થાય છે. સસ્કૃતમા જળનું જીવન એવું નામ છે તે ખરૂં છે.

જળ પોતાના ગુણોથી સ્થાવર અને જંગમ તમામ પ્રાણીને જીવન આપે છે. જીવાડે છે માટે તેનું એ નામ રાખ્યું છે.

જીવનપ્રદ જળ ઝેરના વૃક્ષને પણ જીવન આપે છે અને અમૃતમય વૃક્ષને પણ જીવન આપે છે પણ એજ જળ ઝેરના વૃક્ષમાં મળતાં ઝેરમય બને અને અમૃતના વૃક્ષ સાથે મળતાં તેના પરમાણું અમૃતમયજ બને છે. તેમ પવિત્રાત્મા ભીષ્મ દાદાની શિક્ષા (જ્ઞાન), રૂપ જળ જેના અંતરમાં પવિત્ર ધર્મબીજ છે તેમાંથી થયેલ વૃક્ષમાં ભળતાં તે જ્ઞાનરૂપ, જળ અમૃતમયજ બને છે અર્થાત્ એ જ્ઞાનનો તેઓ સદુપયોગજ કરે છે અને જેના અંતરમાં કુદરતી ઝેરી અધર્મ-મય બીજનું વૃક્ષ થાય તેને તેજ જ્ઞાનરૂપ જળ ઉલટું અધર્મમય બને છે. અર્થાત્ તેવાઓ દાદાની શિખામણનો ગેરઉપયોગજ કરે છે.

ધર્મનીતિના શિક્ષણ માટે સ્કુલો અને બોધ આપનારા વિદ્વાનોની સભાઓ થાય છે અને બોધ અપાય છે પરંતુ અધર્મ અનીતિને માટે સ્કુલ વગેરે કશું હોતું નથી છતાં મનુષ્યોમાં તેજ વૃદ્ધિ પામે છે. એ તત્વો કેવી રીતે આવતાં હશે !

જળને નીચે લાવવા માટે કશો પ્રયાસ કરવો પડતો નથી. એ કુદરતી વહન છેજ પણ તેને ઉંચે લાવવાનું હોયતો પ્રયાસ સાધ્ય છે. તેમ ઉચ્ચકોટિમાં માનવજીવનને લઈ જવું એ તેનામાં ધર્મબીજ હોય છતાં ભીષ્મદાદા જેવાના સદ્બોધરૂપ પ્રયાસ સાધ્ય છે છતાં એતો સિદ્ધ કે જેવું બીજ હોય તેવુંજ વૃક્ષ થાય. ઝેરી બીજનું ઝેરી વૃક્ષ થાય અને તે વૃક્ષને સીંચેલ જળ ઝેરમયજ બને. દુર્યોધન વગેરેને દાદાએ આપેલ શિખામણનો તેમણે ગેરઉપયોગજ કરવા માંડયો. બાલ્યાવસ્થામાંજ પાંડવો તરફ ઇર્ષ્યાભાવથી વર્તવા લાગ્યા. ભીમસેનનું અસહ્ય બળ જોઇ દુર્યોધનને મનમાં થયું કે એ મારાથી બળવાન છે માટે યુકિતથી તેને મારી નાખું તો ઠીક.

ભીમને મારવા માટે દાદાની શિખામણને અંગે દુર્યોધન વિવેક દેખાડવા લાગ્યો. અર્થાત્ વિવેકથી તમામ પાંડવોને તાબે કરી પછી ભીમસેનને યુકિતથી મારૂં આમ વિવેકરૂપ જ્ઞાન આંતરીક ઈર્ષ્યાથી

ઝેરમય બન્યું અને તે વિવેકદ્વારા તેણે નાશનું સાધન સંપાદન કર્યું. એ જ્ઞાનનો ઝેરી ઉપયોગ સાકરથી વીંટાયેલ ઝેરી ફળને બાળક પાંડવો સમજ્યા નહિ અને દુર્યોધનમાં સત્ય વિવેક છે એમ માની ભરમાયા.

સર્વે નાના બાળકો દાદાની આજ્ઞાથી ગંગા કિનારે જળક્રીડા અને આનંદ ભોજન ( ઉજાણી ) કરવા ગયા. સાથે રક્ષકો તરીકે રસોઇઆ અને ચાકરોને લઇ ગયેલ. જેમ પાંડવો દુર્યોધનના વિવેકથી ભરમાયેલ તેમ ભીષ્મદાદા પણ દુર્યોધન વગેરેના વિવેકથી તે સદગુણી બનશે એમ માની ભરમાયા હતા. ૧૦૫ મારાજ પુત્રો છે અને કેવા સંપથી રમે છે ! આજ ભલે તેમની ઇચ્છા છે તો આનંદ કરવા ગંગાકિનારે જવા દ્યો, એમ માની તેમને સર્વ સંપથી વિવેકપૂર્વક આનંદ કરે છે એમ માની દાદાએ ખુશીથી રજા આપેલ.

કપટમય દુર્યોધને ઇર્ષ્યાથી ભીમને મારવા માટે બનાવેલ લાડુમાં ઝેર ભેળવેલ હતું. જે ધર્મરાજા વગેરે પાંડવોને, અને દાદાને કોઇને ખબર નહતી. સર્વે કૌરવો સાથે બેસી આનંદથી જમવા લાગ્યા. સાકરના લાડુમાં ઝેર ભેળવ્યું હોય તે નિર્દોષ પાંડવો કેમ જાણી શકે ! એ લાડુમાં સાકર એ વિવેક અને મારી નાખવાની અંતરમાં ઇર્ષ્યા તેજ ઝેર.

અર્થાત્ દુર્યોધનનો જે સ્વભાવ છે તેજ લાડુરૂપ મૂર્તિમાન જાણે હોય નહિ !

વિવેકપૂર્વક હસતાં હસતાં દુર્યોધને ઝેરનો લાડુ હાથમાં લઇ હળાહળ ઝેરથી ભરેલ તે લાડુ મારા વ્હાલા ભીમભાઇ આ લાડુ કેવો મઝાનો છે ! દેખાવ કેવો સુંદર ! મારા સ્નેહીભાઇ તમનેજ ખાવા લાયક છે એમ મીઠા શબ્દો કહી ભીમને હર્ષ પમાડી તેના મુખમાં મૂકયો.

આનું નામ વિવેકરૂપ જ્ઞાન જળ ઝેરી બન્યું.

બિચારાં નાના બાળકોને ઝાઝો ખ્યાલ કયાંથી રહે ! જમી રહ્યા પછી ત્યાંથી ઉઠી બીજે સ્થળે જઇ રમવા લાગ્યા. ભીમસેન

અન્ય સ્થળે જતાં ઝેર ચડયું અને તેથી ઉંઘ "ઘેન" માં સૂતા. ગાઢ નિદ્રા આવ્યા પછી દુર્યોધને સર્વે બાળકોથી છુટો પડી ભીમ પાસે આવી તેને ઝાડમાંના વેલાઓથી બાધી ગંગાજીના પ્રવાહમાં ફેંકી દીધો અને તર્તજ દોડી આવી સર્વે બાળકો સાથે મળી ગયો. સર્વે પાંડવો ભીમ કયા એમ પૂછવા લાગ્યા. તેને છેતરવા માટે દુર્યોધને જણાવ્યું કે તે આગળથી ઘેર ગયો હશે. પાંડવોએ સાચું માન્યું અને ઘર તરફ સર્વે સાજે રવાના થયા.

ભીમની શી દશા થઈ તે તરફ હવે નજર કરીએ

अरक्षितं तिष्ठति दैवरक्षितं ।
सुरक्षितं दैवहत विनश्यति ॥
जीवत्यनाथोपि वने विसर्जितः ॥
कृतप्रयत्नोपि गहे विनश्यति ॥

જેનું કોઇ રક્ષક ન હોય તે પણ દૈવરક્ષા કરે તો બચે છે અને હજારો રક્ષણ કરે છતા દૈવ " ઇશ્વરી " સહાયતા ન હોય તો નાશ પામે છે. જંગલમાં કે જળમાં[૧] નિરાધાર કરી મૂકેલ અગર ડુબાડેલ મનુષ્યને પણ દૈવની કૃપા હોય તો તે જીવે છે અને સારા સ્થળમા હજારો પ્રયત્ન કરી જીવાડવાને તત્પર સર્વે હોય છતાં દૈવ ન બચાવે તો તે જીવી શકતો નથી.

ભીમસેનનું તેમ બન્યુ.

शत्रुर्मित्रं विष पथ्यमधर्मो धर्मता गतः ॥
त्वयि तुष्टे जगन्नाथ विपरीतविपर्ययः ॥

ઓ પરમદયાળુ પરમાત્મા ઇશ્વર ! તમારી કૃપા હોય અને તમે તુષ્ટ હો તો શત્રુ મિત્ર બને છે, ઝેર અમૃત બને છે, અને અધર્મ ધર્મ બને છે, અર્થાત્ અઘટિત ઘટના ઘટિત બને છે. વેળાના બંધનથી બંધાયેલ ભીમ ગંગાજીને તળીયે પહોંચ્યા. અને સર્પો દબાયા, ચગદાયા, જેથી ક્રોધાવિષ્ટ સર્પો ભીમને કરડવા લાગ્યા. સાધારણ રીતે સર્પના કરડવાથી મનુષ્યને ઝેર ચડે છે અને મૃત્યુ

---

૧ સંસ્કૃતમા વનશબ્દના જળ અને જંગલ એવા બે અર્થ થાય છે

પામે છે ત્યારે જેણે ઝેર ખાધેલ હોય તેના અંગમાં ઝેર ચડેલજ હોય છે. તો તેવાને સર્પો કરડવાને બદલે તેના અંગમાં ઝેર હોય તે તેને પોતાને પ્રિય લાગવાથી તે ઝેરને શરીરમાંથી ચૂસવા મંડે છે. ભીમસેનને ઝેર આપ્યું. હતું તે તેના શરીરમાં વ્યાપ્યું હતું. સર્પોએ તે ચૂસવા માંડયું. સમગ્ર ઝેર ચૂસાઇ ગયું. અને ભીમસેન સાવધ થયો અને વેળાનાં બંધનો તોડી બહાર નીકળી પોતાને ઘેર પહોંચ્યો. ભીમની શોધખોળ ચાલી રહી હતી પણ દુષ્ટતાની વાત દુર્યોધન સિવાય કોઇ જાણતું નહતું. અને તે યે કોઈને જણાવેલ નહિ. તેતો માનતો હતો કે હવે ભીમ આવનાર નથી. પણ દૈવને તેમ કરવું નહોતું. જેથી અકસ્માત્ લાભ ભીમને ગળ્યો અને ભીમ ઘેર આવ્યો. ભીષ્મ પિતામહ અને મોટાભાઇ ધર્મરાજા માતા કુંતાજી વગેરે સર્વને ખરી બનેલ હકીકત કહી બતાવી. દુર્યોધનની બાલ્યાવસ્થાની દુષ્ટતાએ પેહેલા પગલાનું દિગ્દર્શન કર્યું અને ભીષ્મદાદા સમજ્યા કે જેનું હૃદય ક્રૂરતાથી ભરેલ હોય છે તે વિવેકાદિ પવિત્ર ગુણને પણ અપવિત્ર બનાવે છે. સાકરમય લાડુને ઝેરમય બનાવે છે—માટે તેવી મીષ્ટતાથી પણ ચેતતું રહેવું; આમ સમજીને ત્યારથી દાદા પાંડવોને સાચવવા માટે સાવચેત થયા.

ભીષ્મપિતામહે વિચાર કર્યો કે બાળકોને અભ્યાસ કરાવવા માટે કોઇ સારા વિદ્વાન ધાર્મિકવિદ્યા અને ધનુર્વિદ્યામાં કુશળ બ્રાહ્મણની યોજના થાયતો ઠીક. આમ વિચારી પ્રથમ પોતાના પિતા શાંતનુએ એક કૃપ નામના બ્રાહ્મણને ઉછેરીને મોટો કરેલ તેને સર્વે બાળકોને અભ્યાસ કરાવવા માટે આચાર્યની પદવી આપી યોજ્યા. જેથી તેનું કૃપાચાર્ય નામ પાડયું. તેની પાસે બાળકો અભ્યાસ કરવા લાગ્યા. પણ ભીષ્મદાદાએ હજી વિદ્યાભ્યાસમાં વધારે પ્રવીણ હોય તેવા કોઇ દિવ્ય અસ્ત્ર જાણનાર આચાર્ય મળે તો સારૂં, એમ વિચાર. કર્યો. નાના બાળકરૂપ પાંડવો એક દિવસે દાદા પાસે દોડી આવ્યા વીંટાઇ વળ્યા ને કહેવા માંડ્યું દાદા આજે અમને બહુ આનંદ થયો. શું થયું બેટા ? ધર્મરાજને દાદાએ પૂછયું.

જંગલમાં એક વૃદ્ધ આપતા જેવાજ ભલા પુરૂષના દર્શન કર્યાં. અમો જંગલમાં રમવા ગયેલ ત્યાં એક ઝાડ નીચે બેઠા હતા. બહુ ભલા હતા. ભીમની મોઈ (લાકડાનો કટકો) કુવામાં પડયો હતો. તે તેણે કાઢી આપ્યો અને શિખામણની વાતો કરી. મને તે બહુ ગમ્યા ધર્મ રાજાએ હસતાં હસતાં દાદાને ભેટી પડી કહ્યું.

કેવી રીતે મોઇ કાઢી ? દાદાએ પૂછયું.

દર્ભની સળીઓ મંત્રવિદ્યાથી. સાધીને ધર્મરાજાએ જવાબ આપ્યો. ભીષ્મપિતામહ બહુ ખુશી થયા અને મનમાં વિચારવા લાગ્યા. એ કોઇ દૈવી અસ્ત્રવિદ્યા જાણનાર હોવો જોઇએ. આમ વિચારી ધર્મરાજ (યુધિષ્ઠિર) ને જણાવ્યું કે તે કયાં છે તે તું આપણા મંત્રિને બતાવજે. એમ કહી વાહનો લઇ તેને બોલાવવા જવા મંત્રિને આજ્ઞા કરી મંત્રી યુધિષ્ઠિરને લઈ જંગલમાં ગયા અને તે મહાત્મા વૃદ્ધ બ્રાહ્મણને લઇ શહેરમાં આવ્યા.

વૃદ્ધ બ્રાહ્મણને જોઇ અને અખંડ શુદ્ધ બ્રહ્મતેજ જોઇ ભીષ્મ પિતામહ બહુ ખુશી થયા, ઉભા થયા અને પ્રણામ કર્યા.

મહાત્માનું કયા ગુરૂને યશઃ શરીર અર્પ્યું છે ? કયા ગોત્રને ઉજ્વલ કર્યું છે ? શું નામ દેદિપ્યમાન કર્યું છે ? અત્યંત હીન સ્થિતિ આપની શા કારણથી ? વગેરે આપનું જીવનવૃત્ત કહી મને આભારી કરશો. આ પ્રમાણે ભીષ્મપિતામહના પ્રશ્નના ઉત્તરમાં તે મહાત્માએ જણાવ્યું.

અનેક સત્કર્મ તપ અને સ્વાધ્યાયવ્રતથી જેની કીર્તિ સકલ જગતમાં પ્રસરી રહી છે તે ભરદ્વાજઋષિ મારા પિતા થાય. અસ્ત્ર શસ્ત્ર આપવા માટે અગ્નિવેશ નામના અગ્નિપુત્ર મારા ગુરૂ છે અને અનેક પ્રકારના દિવ્યાસ્ત્રો શિખવનાર તરીકે અને સંપૂર્ણ બ્રહ્મવિદ્યા, યોગવિદ્યા અને ધનુર્વિદ્યા વગેરે તમામ વિદ્યા શિખવનાર તરીકે મારા મહાન ગુરૂ પરશુરામ છે; દ્રોણ મારૂં નામ છે.

દરિદ્રતાથી પીડાઇને અત્યંત ગભરાઇ હું પરશુરામજી પાસે ગયો અને સર્વે બ્રાહ્મણોને દાન આપી દારિદ્રય ટાળો છો તેમ આપ

મારીપર કૃપા કરો. એમ દીનમુખે વિનતિ કરી ત્યારે પરશુરામ ગુરૂએ જવાબ આપ્યો કે દ્રવ્ય તો સર્વે બ્રાહ્મણોને આપી દીધું છે. હવે માત્ર મારૂં શરીર અને અસ્ત્રવિદ્યાનું જ્ઞાન અર્થાત્ વિદ્યારૂપ દ્રવ્ય મારી પાસે છે. તો તેમાંથી તમારી મરજીમાં આવે તે માગી લ્યો. મેં વિચાર કર્યો કે,'

सर्वद्रव्येषु विद्यैव द्रव्यमाहुरनुत्तमम्
अहार्यत्वादनर्घ्यत्वादक्षयत्वाच्च सर्वदा ॥

મ્હારા આવવા પહેલાં અન્ય બ્રાહ્મણોને બીજું દ્રવ્ય આપી દીધું અને ગુરૂવર્ય વિદ્યારૂપ આતરીક દ્રવ્ય યુક્તજ બાકી રહ્યા. એ ઠીક થયું, જો તેમ ન હોત તો સર્વ બ્રાહ્મણોને જે દ્રવ્ય મળ્યું તે મને મળત. કે જેને ક્ષીણ થતાં વાર ન લાગે એ દ્રવ્યને ચોર વગેરે-નો ભય હોય છે.

વિદ્યારૂપ દ્રવ્યથી ધન કુદરતે ખેંચાઇને આવે છે.

विद्वान् सर्वत्र पूज्यते ।

વિદ્યાવાનની સર્વત્ર પૂજા થાય છે. તેવું માન ધનવાનને મળતું નથી. ધનથી વિદ્યા ખેંચાતી નથી પણ વિદ્યાથી ધન વગેરે તમામ સમૃદ્ધિ અને યશ ખેંચાય છે; માટે विद्याधनं सर्वधनप्रधानम्

બીજા બ્રાહ્મણો કરતાં મારાં ભાગ્યનો ઉદય હું વિશેષ સમજું છું, કે જેથી ગુરૂ પાસે ઉત્તમ વિદ્યાધન ગ્રહણ કરવાનો સમય મળ્યો.

આમ વિચાર કરી સર્વે બ્રહ્માસ વગેરે દિવ્ય ધનુર્વિદ્યા શસ્ત્રો અને ષટ શાસ્ત્ર વગેરેનો અભ્યાસ કરવાની માગણી કરી.

ગુરૂ પ્રસન્ન થયા અને અત્યંત પ્રેમથી સર્વ વિદ્યા મને શીખવી. જેથી બ્રહ્મ દ્રષ્ટિથી નિર્ધન (દ્રવ્ય વગરનો) પણ વિદ્યા રૂપ મહાન ધનનો ખજાનો ગુરૂ પાસેથી લઇ તેમને નમન કરી ત્યાંથી આવ્યો અને વિચાર્યું કે હવે દરિદ્રતા મટાડવા માટે મિત્ર પાસે જાઉં.

પ્રષદ્ રાજાના પુત્ર દ્રુપદ રાજા બાળક હતા ત્યારે મારા પિતા પાસે આવતા. તે વખતે તેમની સાથે મિત્રતા થતાં તેમણે મને જણાવ્યું કે હું રાજા થઇશ ત્યારે તમને મંત્રી બનાવીશ અને

તમારો સારો સત્કાર કરીશ તે વચન યાદ રાખી તે રાજા થયા એટલે તેની પાસે દરિદ્રતા મટાડવા માટે ગયો.

यथाकटक विद्धांगो जंतुर्नेच्छति तद्व्यथां ।

જેને કાંટો વાગેલ હોય તે તે વેદનાની ઇચ્છા ન કરે. પણ જેને અનુભવ ન હોય એવો અભિમાની મદોન્મત અને સ્વાર્થી મનુષ્ય પોતાને રાજ્યમદ આવે છે ત્યારે જુદોજ બને છે.

મારી દરિદ્ર સ્થિતિ જોઇ મિત્રભાવ તો બાજુપર રહ્યો પરંતુ ગમે તે સત્પાત્ર બ્રાહ્મણ આવે એનો સત્કાર કરવો એ શાસ્ત્ર નિયમને પણ બાજુ પર મૂકી આવો પધારો એમ કહી આસન આપવાને બદલે અને નમ્રતા વાપરવાને બદલે દ્રુપદ બોલ્યો કે આવો ભિક્ષુક મારો મિત્ર બની કોણ આવ્યો છે દૂર કરો. કાઢી મૂકો.

ययोरेव सम वित्त ययोरेव समं कुल ।
तयोर्विवाहो मैत्री च नोत्तमाधमयोः क्वचित् ॥

ધન અને કુળમાં સમાન હોય તેની સાથેજ વિવાહ અને મૈત્રી સંબંધ હોય છે. ભિક્ષુકનો રાજા કોઇ દિવસ મિત્ર હોયજ નહિ માટે ચાલ્યો જા. આવા કઠોર શબ્દો કહી મારો તિરસ્કાર કર્યો. મારૂ હૃદય ભરાઇ આવ્યું. મને તર્તજ થયું કે ક્યાં કૃષ્ણ અને ક્યા મૂર્ખ દ્રુપદ ! સુદામા મારા કરતાં ઓછા દરિદ્રી નહિ હતા. ત્રણ લોકના પતિ અથવા પ્રત્યક્ષ લક્ષ્મી જેની સેવા કરે તેવા કૃષ્ણ ક્યાં અને અતિ દરિદ્રી દીન મિલીન કુચૈલ સુકત સુદામા ક્યાં !

જ્યારે નિરભિમાની ત્રિલોકેશ શ્રીકૃષ્ણે અત્યંત નમ્ર બની પોતાના મિત્ર સુદામાના ચરણ ધોયા અને અંગ સેવા કરી. મારા વહાલા મિત્ર કહી પ્રેમાશ્રુ પસારી અત્યંત પ્રેમપૂર્વક ભેટ્યા પોતાની શૈય્યામાં સુવાડયા. ટૂંકામાં સંપૂર્ણ સેવા કરી અને છેવટ અતુલ લક્ષ્મી અર્પણ કરી. અને દ્રુપદ રાજાએ લક્ષ્મીતો આપવી એક બાજુપર રહી પરંતુ સન્માન પણ ન આપતાં ઉલટો મારો તિરસ્કાર કર્યો. જેથી શ્રીકૃષ્ણની મહત્તા મને બહુ યાદ આવી અને તેથીજ મારૂં હૃદય પ્રભુ શ્રીકૃષ્ણને યાદ કરતાં ભરાઇ આવ્યું. ક્યાં રાજ્યનો

ગર્વ ધારણ કરનાર બ્રહ્મદ્રોહી દ્રુપદ અને કયાં ત્રણ લોકનું રાજ્ય પોતાનું છે છતાં જરાપણ અભિમાન નથી એવા સુદામાની સેવા કરનાર પરમ પુરૂષોત્તમ સ્વરૂપ શ્રીકૃષ્ણ ।

અપમાન થવાથી બહુ ખિન્ન થતાં શ્રીકૃષ્ણ સુદામાને સ્મરણ કરી તે ખેદને શાંત કરી. તે પ્રભુનું ચિંતવન કરતો આપના પ્રદેશમાંના ઝાડ નીચે હું બેઠો હતો જ્યાં દ્રુપદરાજા મિત્ર ન થયો ત્યારે સુદામાના જે મિત્ર બનેલ શ્રીકૃષ્ણનું ચિંતવન કરતાં તે મારા મિત્ર બન્યા હોય તેમ મને લાગે છે ।

## આશાવરી.

નિર્ધનકો ધન રામ હમારે, નિ૦

ખાત ન ખૂટત ચોર ન લૂટત, આવત નિશદિન કામ. હમારે.

દિન દિન હોત સવાઇ દેરી, અંત દેત સુખધામ. હમારે.

સૂરદાસ પ્રભુ સુખમેં આવત, પારસકો નહિ કામ. હમારે.

द्वासुवर्णा सयुजा सखायौ समानं वृक्षे परिशश्वजाते

उपनिषद वेद.

જીવ અને ઈશ્વર એ બન્ને મિત્રજ છે. એ ભાવનામાં ભૂલ કરે છે તેજ દરીદ્રી રહે છે. મેં દ્રુપદને બદલે પ્રથમથી પૂર્ણ ચંદ્ર પ્રભુ શ્રીકૃષ્ણને સખા સુદામા માફક કર્યાં હત અને આંતરીક શુદ્ધભાવના કૃષ્ણ પ્રભુ સખામય કરી હતતો સર્વ જગત્ મારૂં સખ્યત્વ સ્વીકારત. તેજ દ્રુપદ પોતે સખા બની ચરણે નમત. પરમ સખાને છોડી અલ્પ સખાની શરણે ગયો. એ મારીજ ભૂલ છે. એ મારી ભૂલ દ્રુપદેજ સુધારી છે. તેણે અપમાન કર્યું તો પરમસખા શ્રીકૃષ્ણ યાદ આવ્યા. તેનું સ્મરણ કર્યું અને મનોભાવનાથી તેને સખા બનાવ્યા. આપે મને પરમ સાદર સત્કાર કર્યો. એ કૃષ્ણચંદ્રના સ્મરણનું પરિણામ છે. તેને સખા કરતાં આપ ચક્રવર્તી રાજ્ય સ્થાપક મારા અનાયાસે મિત્ર થયા અને તેનું સ્મરણ ન કરેલ તેથી પ્રયાસ કર્યાં છતાં મિત્ર પણ શત્રુ બન્યા.

માટે शत्रुर्मित्रं विषं पथ्यं, अधर्मो धर्मता गतः

त्वयि तुष्टे जगन्नाथ विपरीतविपर्ययः ॥

જગન્નિયંતા કૃષ્ણ સંતુષ્ટ થતાં શત્રુ મિત્ર અને વિષ અમૃતરૂપ બને અને અધર્મ ધર્મરૂપ બને અને

मित्रं शत्रुस्सुधा पथ्यं, सद्धर्मो धर्मता गत.
त्वयि रूष्टे जगन्नाथे विपरीतविपर्ययः

જગન્નિયંતા શ્રીકૃષ્ણની કૃપા ન હોયતો મિત્ર શત્રુ બને, અમૃત વિષ બને અને ધર્મ હોય તે અધર્મ બને, માટે દરેક કર્ત્તવ્યમાં ઈશ્વરની કૃપા જોઇએજ.

દ્રોણઋષિની વ્યાખ્યા સર્વે બાળકો સમક્ષ ભીષ્મપિતામહે સાંભળી. અને કહ્યું તમારી વિદ્યા બુદ્ધિ અને જાતિની કિંમત કરવામાં દ્રુપદ રાજાને અભિમાનનું આવરણ નડયું. સખાનું આપેલ વચન તો એક બાજુપર રહ્યું. પણ જાતિ અને વ્યક્તિનો તેને ખ્યાલ ન રહ્યો, તે તેની મહાન અજ્ઞાનતા સિદ્ધ થાય છે.

અસ્તુ. सर्वे भद्राणि पश्यंतु.

સર્વ મનુષ્યોને કલ્યાણકારક વસ્તુનું નિરીક્ષણ કરવાની આંખ પ્રાપ્ત થાઓ એ ઇશ્વર પ્રાર્થના છે.

તમામ મંત્રીઓ મોટા મોટા રાજાઓ અને અન્ય સંભાવિત મનુષ્યોને આમંત્રણ કરી મોટી સભા ભરી. ભિષ્મપિતામહે દ્રોણ ઋષિને મહાન આચાર્યપદ અર્પણ કર્યું. અને અનેક સમૃદ્ધિ અર્પણ કરી ધનવાન બનાવ્યા. અને જણાવ્યું કે હવે આપ આજથી દ્રોણાચાર્ય નામથી વિખ્યાત થયા. અને 'તમામ બાળકોના ગુરૂ બન્યા છો. માટે સારી રીતે તમામ બાળકોને શસ્ત્રાસ્ત્રનો વિદ્યાભ્યાસ કરાવજો.

દ્રોણાચાર્ય ઘણા સંતુષ્ટ થયા. વિચાર્યું કે શ્રી પ્રભુની કૃપા થઇ તો દ્રુપદને બદલે મોટા રાજાએ અત્યંત સન્માન કર્યું અને માન તથા દ્રવ્ય બન્ને મળ્યાં.

## સોરઠ.

જગકે રૂઠે પુની કયા હુવા, જાકો રામજી રખવાળ હે
પૃથ્વી સકળ ઉલટ ફિરે અસ્માન કવિ વહ ગિરપઠે
તોભિ ભકતજનકો કયા હુવા જાકો રામજી રખવાળ હે.

+. + + + +

પાંચે પાંડવો અને કૌરવોને સંપૂર્ણ વિદ્યાભ્યાસ ગુરૂવર્ય દ્રોણાચાર્યે કરાવ્યો. અમુક વર્ષો ગયા બાદ વિદ્યાભ્યાસ પૂર્ણ થતાં ગુરૂએ સર્વે પાસે ગુરૂ દક્ષિણામાં દ્રુપદ સાથે યુદ્ધ કરી વગર મારે બાંધીને દ્રુપદને પોતાની પાસે લાવવા માટે જણાવ્યું; યુદ્ધમાં દ્રષ્ટા તરીકે સાથે આવવા પોતે જણાવ્યું.

ભીષ્મની આજ્ઞા લઇ તમામ બાળકોને સાથે લઇ દ્રોણ દ્રુપદના શેહેર તરફ ગયા. અને ખબર આપી કે તું સમાન દ્રવ્યવાનની મિત્રતા સ્વીકારે છે માટે તારી મિત્રતા કરવા ખાતર તારી સમાન દ્રવ્યવાન થવા માટે મારા શિષ્યો યુદ્ધ કરવા અને તને જીતવા આવે છે. મરજી મુજબ તૈયારી કરી યુદ્ધ કરવા આવવું.

દ્રુપદ રાજા વચન સાંભળી મોટું સૈન્ય લઇ યુદ્ધ કરવા આવ્યા અને કર્ણ દુર્યોધન દુઃશાસન વગેરે તમામ કૌરવો પોતાની બહાદુરી બતાવવા પ્રથમ યુદ્ધ કરવા લાગેલ તે સર્વેને હરાવી દ્રુપદે કાઢી મુકયા. ત્યારે પાચે પાંડવો પૈકી અર્જુને ગુરૂચરણમાં નમન કરી આજ્ઞા માગી કે આપની કૃપા અને આજ્ઞા હોયતો હું જાઉં. ગુરૂએ નમ્ર બનેલ અર્જુનને માથે હાથ મૂકી આશીર્વાદ આપ્યો કે તું નમ્ર બન્યો અને ગુરૂને નમીને જાય છે માટે તારો વિજયજ થશે કૌરવો મને નમ્યા વગર ગયેલ માટે પરાજય થયો.

ગુરૂની આજ્ઞા લઇ અર્જુન અગ્નિ જેમ ઘાસને બાળતા ચાલે તેમ અનેક શસ્ત્રોથી હજારો યોદ્ધાઓનો પરાજય કરી એકદમ દ્રુપદના રથ પાસે જઇ તેને બાંધી પકડી ગુરૂ પાસે લાવી ચરણમાં નમ્યો.

દીનમુખ જેનું બનેલ છે. એવા દ્રુપદને દ્રોણાચાર્યે જણાવ્યું.

## ભૈરવી.

અરે સહુ નાચે દશા કેરી દાવે.
ચઢતી પડતીના વારાફરતા રંગો દુનિયાં બધીને નચાવે રે.

## સાખી.

મૂર્ખ કરે અભિમાન પણ અજબ દશાનું કામ.
ન્યાય ધર્મ તજનારનું આવે આ પરિણામ

તે વખતે હું દરીદ્રી અને ભિક્ષુક હતો. અને આ વખતે તું મારે તાબે થવાથી તારૂં રાજ્ય મારૂં બનવાથી તું દરિદ્રી ભિક્ષુક બન્યો છે, છતા મારે તારા જેવું થવું નથી.

તું મિત્ર નહિ બને તો પણ તને બનાવવો છે. અને તે મિત્રતાના બદલામાં જ્યારે તેં મારો તિરસ્કાર કર્યો હતો ત્યારે હું તે તરફ નજર ન કરતા તારી પાસેથી જીતી લીધેલ મારૂં અર્ધું રાજ્ય આપું છુ. અને છુટો કરી જીવિતદાન આપું છું. અત્યારે તારૂં જીવન અને રાજ્ય બન્ને મારા હાથમા છે; ને તને જીવિત તથા અર્ધું રાજ્ય અર્પી મિત્રતા દઢ કરૂંછું.

દ્રુપદે ચરણમા પડી ક્ષમા માગી અને પોતાના ગામમા આવ્યો. દ્રોણાચાર્યે અર્જુનને ધન્યવાદ આપ્યો અને ગંગાના ઉત્તર પ્રદેશનું રાજ્ય પોતે રાખી અહિ છત્રા નગરીમા પોતાની રાજધાની બનાવી દ્રુપદ રાજાને અન્યાયી અને અવિવેકી મટાડી ન્યાયવાન બનાવવો એજ દ્રોણાચાર્યનો મુખ્ય હેતુ હતો. પરંતુ એવી રીતે તિરસ્કાર કર્યો છતાં દ્રુપદ તરફ તેમની વૈર્યભાવના ન હતી. તેનો એકજ પુરાવો બસ છે; તે એ કે દ્રોણચાર્ય જાણતા હતા કે દ્રુપદ રાજાના મનમાંથી વૈરભાવ ગયો નથી તેથી તેનું જે શ્રેય કરીશ તેમાં મને ક્ષતિ છે અને તેના પુત્રોને વિદ્યા શીખવીશ ટે તેજ વિદ્યાથી તે પુત્રો મારો નાશ કરશે એમ પણ સંપૂર્ણ જાણતા હતા છતા પોતાની મહત્તા છોડી નહતી અને દ્રુપદ પુત્રોને વિદ્યા શીખવી શત્રુનું પણ સંપૂર્ણ ભલું તેનું કરેલ એ ટેકની બાહશુત્વ.

અર્થાત્ દ્રુપદના મનમાં વૈરભાવથી દ્રોણાચાર્ય મારા શત્રુ છે એમ ભાવના હતી પણ દ્રોણના મનમાં દ્રુપદ શત્રુ છે એ ભાવનાજ ન હતી. જો તે ભાવના હોયતો તેના પુત્રોને ઉત્તમ શિક્ષણ આપવા માટે મન પ્રેરાયજ નહિ. તેના પુત્રો પોતાને મારશે એમ અનુમાન સિદ્ધ કરેલ છતાં

नव्यं हंता न हन्यते ।

કોઈ હણનાર અગર હણાનાર છેજ નહિ. એ દૈવી વાકય પર તેને દૃઢ શ્રદ્ધા હતી. જેથી વૈરભાવ તેમના મનમાંથી ખસી ગયેલ હતો.

મહાત્મા ભીષ્મપિતામહે તેમના આવા મહાનુભાવ સ્વભાવ અને ઉત્તમ વર્તનને અંગેજ આચાર્ય પદને યોગ્ય ગણ્યા હતા..

आचिनोति हि शास्त्रार्थं सम्यगाचरते स्वयम्
आचारे स्थापयेदन्यात् तमाचार्यं विदुर्बुधाः

શાસ્ત્રનાં તત્વોને એકત્ર કરે અને સંપૂર્ણ સમજે અને તે પ્રમાણેજ શાસ્ત્રની મર્યાદાને લક્ષમાં લઇ તેનું ઉત્તમ આચરણ પોતે કરે છે અને તેવું વર્તન કરવાને શીક્ષણ આપી તેજ પ્રમાણે સર્વને અનુસરાવે એવી જેનામાં પ્રબળ શકિત હોય તેજ આચાર્યપદને લાયક બને છે.

ભીષ્મપિતામહે તેવાં સંપૂર્ણ લક્ષણો દ્રોણાચાર્યમાં જોયાં. સર્વેને સારૂં શિક્ષણ આપ્યું તેનો અનુભવ કર્યો. જેથી આચાર્ય પદથી તેમને વિભૂષિત કરી ભિક્ષુક મટાડી ધનવાન બનાવ્યા. અને તેમણે અર્જુન જેવા કુશળ શિષ્યને લીધે રાજ્ય પણ મેળવ્યું.

## વિભ્રમ.

[1] प्रत्यासन्नविपत्तिमूढमनसां मायो मति क्षियते ॥

વિદ્યાભ્યાસ સર્વે પાંડવો અને કૌરવોએ પૂરો કર્યો, વિદ્યાકુશળ થયા. અવસ્થા મોટી થઇ વયઃસંધિ વખતે બહુ તપાસવાનું

૧ ઘણું કરીને આવી પડેલ વિપત્તિથી જ્યારે મન–મુગ્ધ ( ગભરાટમાં પડે છે ) બને છે ત્યારે પોતાની સ્વાભાવિક બુદ્ધિ હણાઇ જાય છે.

છે. જેવી સંમતિ તેવું બની જવાય છે. ઉત્તમ ગુરૂના ઉત્તમ શિક્ષણ છતાં સંગદોષ અને કુદરતી દૈવી આકર્ષણ એ જુદીજ વસ્તુ છે. અંતરમાં કુદરતી ઝેરી બીજ હોય તેના અંતરમાં અમૃત વૃક્ષ ગમે તે શીક્ષણ આપો છતાં ક્યાંથી પસરે ! અને અમૃતમયબીજ જેનામાં હોય તેનામાં વિષવૃક્ષ ક્યાં પસરે.

પાંડવોના અંતરમા દૈવેજ અમૃતબીજ રોપેલ જેથી તેઓ અમૃતમય પવિત્રાત્મા બની વિદૂર અને ભિષ્મની સંગતિ કરવાવાળા બન્યા એ કુદરતી છે. જે અંતરમાં હોય તેવી સંગતિ કરવા માટે સર્વે પ્રેરાય છે.

समानशीळ व्यसनेषु मैत्री.

દુર્યોધનાદિક કૌરવો વિષમય બીજયુકત હતા જેથી તેઓને તેવા વિષમય સ્વભાવવાળા શકુનિ અને જયદ્રથ જેવા અધમ સ્વભાવવાળાની સંગતિ કરવા માટે પ્રેરાયા. અને દુશાસન અને કર્ણને સાથે ભેળવી ચંડાળચોકડી બની દુષ્ટતાનો આરંભ કરવા લાગ્યા.

દુર્યોધનને પાંડવોને રાજ્ય આપવું પડે તે ન ગમ્યું તેથી ચંડાળચોકડીએ મળી વિચાર કરી પાંડવોને ગુપ્ત રીતે બાળી નાખવા માટે લાખનો બનાવટી મહેલ વારણાવૃત નગરમાં બનાવી તેમાં રહેવા માટે પાંડવોને મોકલ્યા.

વિદૂરદ્વારા આ કપટની પાંડવોને ખબર પડી. પણ ત્યા ગયા. અને ભીમસેને પોતાને હાથેજ ગુપ્ત રીતે તે સળગાવ્યો અને તેવા દુષ્ટ કર્મમાં મદદ કરનાર પુરોચન નામના મંત્રી અને એક ભીલડીના પાંચ છોકરાં સાથે મહેલ બળીને નાશ થયો.

પાંડવો વિદુરે કરી રાખેલ ગુપ્ત ભોંયરામાંથી બહાર નીકળી માતા કુંતાજી સાથે રસ્તે પડયા કૌરવોએ જાણ્યું કે તેઓ બળી મુવા પણ હવે પુનઃ દુર્યોધનનું પ્રાધાન્યપણું વધ્યું. ઇશ્વર કૃપાથી બચેલા પાંડવોને પાછું આવુ કપટ કરે માટે તેની સાથે રહેવું ઠીક ન લાગવાથી હસ્તીનાપુર ન ગયા અને બ્રાહ્મણને વેષે વિદેશ ફરવા લાગ્યા. રસ્તામા ખોરાક વગેરે માટે ભીમસેને મદદ કરી હિડંબ

વગેરે રાક્ષસોને મારી પાંડવોને ભીમે બચાવ્યા જેથી તે બ્રાહ્મણને વેષે ફરતાં એક ચત્રાનગરીમાં માતા કુંતા સાથે પાંડવો ગયા. અને એક અંત્યંત પવિત્ર બ્રાહ્મણને ત્યાં ઉતર્યો.

રાત્રીનો વખત હતો. પાંચે ભાઇઓ ગામમાં જૂદી જૂદી જગ્યાએ ભોજન માટે ભિક્ષા લેવા ગયા. માતા કુંતાજી એકલા ઉતારામાં હતાં. તેણે જે બ્રાહ્મણના ઘરમાં ઉતરેલ છે તે બ્રાહ્મણના ઘરમાં રાતે વાતચીત અને રૂદન થતું માતા કુંતાએ સાંભળ્યું.

બ્રાહ્મણે પોતાની સ્ત્રીને જણાવ્યું કે તુ જાણે છે કે આવતી કાલે બકરા રાક્ષસ પાસે બાર મણ ચોખા અને બે પાડા લઇને જવાનો આપણા ઘરનો વારો છે. અને એથી આ ઘરમાથી જે કોઇ તે લઇને જાય તેનું મૃત્યુ આવતી કાલે નિર્માણ થયેલ છે કારણ તે રાક્ષસ એટલું ભોજન કરી છેવટ આવેલ મનુષ્યનો આહાર કરે છે. જો કોઇ નહિ જઇએ તો જેનો વારો હોય તેને ઘેર કોપાયમાન થઇ તે રાક્ષસ આવી સર્વને મારી નાખે છે. તો આપણા આખા કુટંબનું મૃત્યુ થાય તેને બદલે એકનું મૃત્યુ થાય તે સારૂં. અને તે માટે હુંજ જાઉં એ મને ઠીક લાગે છે.

સંસારનો સાર મેં જોઇ લીધો છે. મારે બદલે હે સ્રિ કદી તું જાય તોપણ સ્ત્રી વિનાનો પુરૂષ કેવળ નકામો છે, गृहिणी गृहमुच्यते ॥ આ એજ ગૃહ છે. પુત્રને મોકલું તો કુળ ક્ષય થાય. અને પુત્રી એ પારકી થાપણ છે. તેને નાશ કરવી એ ઘોર નર્કમાં વાસ કરવા સમાન છે, પુત્રીદ્વારા દૌહિત્ર પ્રાપ્તિ થતાં પરમ પુન્યનો ઉદય થાય છે. ટુંકામાં પુત્રી અન્યને અર્પવારૂપ મહાન પરમાર્થનું સાધન છે. અને પુત્ર એ સ્વાર્થનું સાધન છે. તો સ્વાર્થ, પરમાર્થ, રૂપ પુત્ર પુત્રીનો નાશ કરાવવો અને સ્રીનો નાશ કરાવી ગૃહોચ્છેદ કરવો તેના કરતા તું સર્વને સાચવજે અને હું રાક્ષસ પાસે જાઉં એ ઉચિત છે.

સ્રીએ જવાબ આપ્યો; પતિ એ સ્રીનું પરમમંગળમય ભૂષણ છે. પતિ એ સ્રીનું જીવન છે, પતિવિનાની સ્રી ગૃહસંસારને કશા

ઉપયોગની નથીજ. મારા મૃત્યુથી આપ અન્ય સ્રી પ્રાપ્ત કરી શકશો. બાળકોને સાચવી શકશો. માટે મારે ત્યાં જવું ઉચિત છે. પતિની ખાતર પ્રાણુ અર્પનાર સ્રી પરમલોકમાં પહોંચે છે. ઉભય કુળનો ઉદ્ધાર કરે છે મંગળમય બને છે. સુવાસિની સ્રીનું મૃત્યુ એ તેનું સૌભાગ્ય સ્વરૂપ છે. માટે આપને બદલે મારે તે રાક્ષસ પાસે જવું યોગ્ય છે.

પુત્રે એ સાંભળી જણાવ્યું. આપ માતા પિતા સજીવન હશો, તો બીજો પુત્ર પ્રભુ આપશે, માતા પિતાને બદલે પ્રાણુ અર્પનાર પુત્ર તેજસ્વરૂપ બને છે. પિતૃઋણુમાંથી છૂટે છે, હું આશીર્વાદ આપું છું કે આપ મારા મૃત્યુ પછી વંધ્યા નહિ રહો અને આપની સેવા બજાવવાની મને મહાન તક મળી છે તે તકનો લાભ મને લેવા દ્યો. હું જઇશ શરીર છોડી સત્યલોકમાં આગળ જવાથી આપની સેવા બજાવીશ

પુત્રીએ એ વચનો સાંભળી કહેવા માંડયું કે કન્યા એ પુન્યરૂપ તો બને ત્યારે ખરી, પણુ શરૂઆતમાં કષ્ટ રૂપજ બને છે. પતિના શોધની ચિંતા પતિ મળ્યા પછી તેની તરફથી સુખ કે દુઃખ બાબતની ચિંતા કદી સાસુ સસરો સારાં ન હોયતો પુત્રીના માતા પિતાને વગોવે જેથી તે પણુ કષ્ટ.

या मातुर्जनयति दीन सुखतां प्राप्ताश्वसचौयने ।
चिंतार्धिं किल वर्धयंति विपुलं यान्यः पहेषां गृहे ॥
कावेनापि वित्रार्जिता अपसताः पित्रोर्भृशं दुःखदाः ।
पुत्रीणा नयनावु जन्म समये मात्राततो दीयते ॥

યુવાન થયા છતાં પતિ ન મળતો હોય તો માતાપિતાના સુખ હીન બને છે. અને કલેશ વધે છે. લગ્ન કર્યા પછી પરઘેર વળાવવા વખતે હૃદયવેધક કલેશ થાય છે અને મારી પુત્રીને દુઃખ હશે કે કેમ એ ચિંતા અને રાત્રીદિન ફડકો રહે છે.

કદી કોઇ કારણુસર પતિ તિરસ્કાર કરી તજીદે અગર વંધ્યા રહે તો પણુ તે પુત્રીનું દુઃખ માતાપિતાએજ શોષવું અને સાસરા

તરફના કઠોર શબ્દો સહન કરવા આવાં કારણથીજ પુત્રીના જન્મ વખતે માતા પ્રથમ આંખમાંથી આંસુ પાડે છે    માટે

कुलं कन्याहीनं न हिनयति मानं मलिनतां

પુત્રીહીન કુળને કોઈ વગોવતું નથી અને પુત્રીવાળાનું કુળ પવિત્ર હોય છતાં નિરાકારણ તેનાં સાસરા તરફથી વગોવાય છે.

માટે મારાથી તમને ઘણું કષ્ટ છે. મારે માટે હજી પતિ મળેલ નથી તેની ચિંતા તમને છે જેથી મારા મૃત્યુથી તમામ કલેશથી તમો છુટશો મારા મૃત્યુથી કુળઉચ્છેદ નહિં થાય અને માતા પિતા તથા ભાઈને બચાવવા ખાતર હું પ્રાણ આપીશ તેથી મારી સદગતિ થશે મને મરવાથી ખેદ નથી થતો. પણ આનંદ થાય છે. મારા ભાગ્યનો ઉદય માનું છું કે મને આવો પ્રસંગ મળ્યો.

મીઠા શબ્દોવાળું પુત્રીનું બોલવું સાંભળી માતા પિતાના હૃદયમાં અત્યંત ઉંડી અસર થઈ અને સર્વે ખુબ રડવા લાગ્યાં.

કુંતામાતાએ આ સર્વ વાત સાંભળી અને તેની છાતી વિંધાઇ ગઇ, હૈયું ઉછળ્યું. આંખમાંથી આંસુની ધારા ચાલી. અતિ આતુર બન્યા અને ઝડવત તે બ્રાહ્મણના ઘરમાં જઇ બોલ્યાં.

તમો કોઇ રડો મા. મારૂં હૈયું સ્થિર રહેતું નથી. બહુ ભરાઇ આવે છે. તમારે કોઇએ તે રાક્ષસ પાસે ન જવું. હું મારા એક પુત્રને તેની પાસે મોકલીશ. જાઓ તમને અભયદાન આપુંછું.

બ્રાહ્મણ એકદમ ચકિત થયો ! અરે પુત્ર અર્પણ ! આ શું કહો છો ! માતા વિચારો ! આવું સાહસ જગતમાં કોઇ કરનાર નથી. પોતાના વહાલા પુત્રને પરમાર્થ ખાતર મરવાને કોણ મોકલે ? તમો પ્રવાસીને મારે આવા પુત્ર ખોવારૂપ ભયંકર કષ્ટમાં ઉતારી દેવાં એ યોગ્ય નથી.

કુંતાજી કહે તમો કશી ચિંતા ન કરો નમારૂં દુઃખ મને તેથી પણ વિશેષ લાગ્યું. જેથી આ સાહસ કર્યું અને તેમ કરતાં નારાયણ મારૂં કલ્યાણ કરશે. મારા પુત્રમાં તે રાક્ષસને મારવાનું બળ આપશે માટે ચિંતા ન કરો.

ક્ષણવારમાં બાજી ફેરવાઈ ગઈ. બ્રાહ્મણના ઘરમાં માત્ર એક સત્ય અભયદાનથી શેકને બદલે આનંદમંગળ પસરી રહ્યો.

શી ઇશ્વરી ઘટના !

પાંચે પાંડવો રાત્રે એકત્ર થયા, ત્યારે માતા કુંતાજીએ જણાવ્યું કે બેટાઓ આજે એક મહાન પુન્ય મેં કર્યું છે. ધર્મ રાજાએ પુછયું શું માતાજી !

બ્રાહ્મણ કુટુંબને અભયદાન આપ્યું. કયી રીતે !

ધર્મના પુછવાથી સર્વ હકીકત કહી અને તે રાક્ષસ પાસે વીસ મણ ચોખા વગેરે લઇ ભીમને મોકલવા મેં ધાર્યું છે. હિંડબ રાક્ષસને માર્યાથી મને ખાત્રી છે કે તે રાક્ષસને પણ તે જીતશે ?

ભીમ આ સાંભળી ખિન્ન ન થયો પણ કૂદવા લાગ્યો. અર્જુને પુછયું ભાઈ શા કારણથી બહુ ખુશી થયા ભીમે કહ્યું આજે મને વીસ મણ ભાતનો ખોરાક મળશે ?

ભીમસેન સવારમા બે પાડાને છૂટા કરી ગાડીઓમાં ભાત ભરી ધીરે ધીરે તે ખોરાક ખાતો રાક્ષસ પાસે પહોંચ્યો. મોડો આવવાથી રાક્ષસ ખુબ ખીજાયો તો હતો, અને તેમાં પોતાનો ખોરાક ખાઇ જવાથી અતિશય ખીજાયો, ભીમની સામે ત્રાડ પાડી. ભીમ સામું જોતો નથી. નીચું જોઈ ખાવાનું કામ કરે છે, પુરૂં ખાઇ રહ્યા બાદ તળાવમાંથી પાણી ખુબ પી તૃપ્ત થઇ પછી રાક્ષસ પાસે ગયો. કહે હવે શું તારે કહેવું છે.

રાક્ષસે વગર બોલાયે જોરથી ભીમને પકડયો અને ટુકટા કરી મારી નાખવા ધાર્યું. ભીમે તેના પંજામાંથી છટી ભયંકર ગર્જના કરી મહાન યુદ્ધ ઘણી વાર સુધી કર્યું, અને છેવટે તે રાક્ષસને ઠાર મારી નાખ્યો. તેનું મડદું ઘસડી એકચક્ર ગામની બહાર નાખ્યું. અને ગુપ્ત રીતે બ્રાહ્મણને ઘેર આવી સર્વ હકીકત કહી. પછી બ્રાહ્મણ અને રાક્ષસનું મડદું જોનારા તમામ ગામના લોકો ઘણા ખુશી થયા.

આ પરાક્રમ કરી લોકોનાં સંકટ ટાળી પાંચે પાંડવો ત્યાંથી બ્રાહ્મણની રજા લઇ ચાલી નીકળ્યાં. બ્રાહ્મણે આશીર્વાદ આપ્યો કે આ કર્તવ્યથી તમારૂં અત્યંત શ્રેય થશે.

રસ્તામાં બ્રાહ્મણો કેટલાક મળ્યા તેના કહેવાથી અને વ્યાસજીના કહેવાથી દ્રુપદ રાજાના નગરમાં પાંડવો ગયા. કુંભારને ત્યાં ઉતર્યા.

દ્રૌપદીનો સ્વયંવર થતો હતો તેમાં મત્સ્યવેધ કોઈ કરી શકતું ન હતું. તેમાં તે સભામાં કૃષ્ણ પધાર્યા હતા તેની પરોક્ષ આજ્ઞાથી અર્જુને મત્સ્યવેધ કર્યો અને દ્રૌપદી પ્રાપ્ત કરી.

ઘેર આવી ભીમે કુંતાજી પાસે વધાઇ ખાધી કે, અમો કાંઈ લઇ આવ્યા. કુંતાજીએ ચીજ કાંઇ લાવ્યા હશે એમ માની જણાવ્યું કે પાંચે ભાઇ જે લાવ્યા હો તે વહેંચી લ્યો, ધર્મરાજાએ કહ્યું માતાજી સ્રી છે, કુંતાજી કહે મારા મુખથી બોલેલ વચન ફરે નહિ.

દૈવ ઇચ્છા, પછી સૌના દ્રૌપદી સ્રી થયાં. બ્રાહ્મણને રૂપે પાંડવો હતા છતાં વ્યાસજીના કહેવાથી પાંડવો છે એમ દ્રુપદને ખબર પડી અને દ્રૌપદીના પુર્વ જન્મની વાત કરી, તેથી તે પાંચેમે માટે નિર્માણ થયેલ છે એમ જાણી છેવટે દ્રૌપદીનો પાંચે પાંડવો સાથે વિવાહ કર્યો.

ભીષ્મપિતામહને ખબર પડી કે પાંચે પાંડવો સજીવન છે. અને દ્રૌપદી તેને વરી છે,' તેથી ધૃતરાષ્ટ્રને સમજાવ્યું કે તેને દુઃખ દેવાથી અને નહિં બોલાવવાથી દુનિયામાં ખરાબ કહેવાશે એટલુંજ નહીં પણ દ્રુપદ તેના સગા થયા, શ્રી કૃષ્ણ તેના પક્ષમાં છે, વગેરે કારણોથી જો તે સામા થશે તો પણ જીતવા મુશ્કેલ છે.

માટે તેને બોલાવીને તેના મનનું સમાધાન કરી તેને અર્ધ રાજ્ય આપવું એ યોગ્ય છે દુષ્ટ દુર્યોધનના ખરાબ સ્વભાવથી તેઓને અંહી રાખવા એ વ્યાજબી નથી માટે ઇન્દ્રપ્રસ્થ તેને સોંપીએ. અને ત્યાજ રહેવાનું જુદું કરીએ એ ઠીક છે અને હાલ માન સહિત બોલાવવા માટે વિદુરજીને મોકલીએ.

ધૃતરાષ્ટ્રને તે ઠીક લાગ્યુ. મુરબ્બીની આજ્ઞા સ્વીકારી અને વિદુરજીને મોકલ્યા. અને તે પાંચે પાંડવોને માનપુરઃસર તેડીને ત્યાં લાવ્યા. પાંડવો દ્રૌપદી અને કુંતાજી દાદાને ચરણે નમ્યાં અને ગુરૂ તથા અન્ય મુરબ્બીઓને નમન કર્યું અને ભીષ્મદાદાની આજ્ઞાથી ઇંદ્રપ્રસ્થ વસવા માટે પાંચે પાંડવો ગયા. અને આનંદથી ત્યાં વસ્યા.

ઇંદ્રપ્રસ્થમાં રહી ધર્મરાજાને રાજ્યાભિષેક કરી રાજ્ય કરવા લાગ્યા. સર્વે ભાઇઓએ જુદાં જુદા રાજ્યનાં કાર્યો સંભાળી લીધાં અને સારી રીતે સંતોષપુર્વક સર્વે પાંડવો વસવા લાગ્યા

એક દીવસે નારદે આવી પાંડવોને સમજાવ્યું કે દ્રૌપદી સર્વેની સ્ત્રી છે તો તે માટે અમુક યોજના કરો અને નિયમ બાંધો કે જેથી ભાઇઓમાં કુસંપ ન થાય. નારદની તે વાત કબુલ કરી અને એક એક વર્ષના વારા કર્યા તેમાં એક ભાઈ પાસે દ્રૌપદી હોય તેમાં બીજો ભાઈ આવે અને દ્રષ્ટિ કરે તો તે જોનાર બાર વર્ષ વનવાસ ભોગવે એ ઠરાવ કર્યો.

એક સમય એવું બન્યુ કે કોઇ બ્રાહ્મણની ગાયો ચોર લઇ જતા હતા તેથી અર્જુન પાસે આવી પોકાર કરી રોવા લાગ્યો. અર્જુનને દયા આવી, હથિયાર લઇ ચોર સામે જવા ધાર્યું પણ હથિયારો ધર્મરાજા દ્રૌપદી પાસે જે ઘરમાં સૂતા હતા તે ઘરમાંજ હતા ધર્મ સંકટ આવ્યું પણ વનવાસ જવા કબુલ કરી બ્રાહ્મણનું શુભ કરવા ધારી અર્જુને ઘરમા જઇ હથિયાર લઇ ચોરને મારી બ્રાહ્મણનું કલ્યાણ કર્યું.

છેવટ સર્વને કલેશ થયો છતાં વચન પાળવા ખાતર અર્જુને વનવાસ કર્યો તે અરસામા ઉલુપી નાગકન્યાનું શ્રેય કર્યું અને મણિપૂરના ચિત્રાંગદ રાજાને ત્યાં ગયા ત્યાં તેની પુત્રી ચિત્રાંગદાએ અર્જુનનેજ વરવાનો નિશ્ચય કર્યો. એક પુત્ર થાય ત્યાં સુધી રહેવાની કબૂલાત કરી અને તે પુત્ર તે રાજાનેજ દૌહિત્ર તરીકે આપવાની કબૂલત કરી તે સ્થળે ત્રણ વર્ષ રહ્યા, જેમા બભ્રુવાહન નામનો પુત્ર થયો. પછી પોતાની સ્ત્રીને બાર વર્ષ પુરા થયા બાદ રાજસૂયયજ્ઞમાં

બોલાવવાની કબૂલત આપી તીર્થાટન માટે અર્જુન ગયા. પશ્ચિમ કિનારે પ્રભાસ ગયા. ત્યાંથી કૃષ્ણદર્શન માટે દ્વારકાં ગયા અને તેમની બેન સુભદ્રા સાથે લગ્ન કરાવવાની કૃષ્ણ પાસે માગણી કરી. શ્રીકૃષ્ણે [1]હરણ કરવાની સલાહ આપી અર્જુને થોડોક વખત દ્વારકામાં રહી લાગ જોઇ સુભદ્રાનું હરણ કર્યું છેવટ ઉશ્કેરાયલા યાદવોનું કૃષ્ણે સમાધાન કર્યું અને અર્જુનને બોલાવીને વિધિથી સુભદ્રાનાં લગ્ન કર્યાં.

બાર વર્ષ પૂરાં થયા બાદ સુભદ્રા સાથે અર્જુન ઇંદ્રપ્રસ્થ ગયા આનંદ થયો. શ્રીકૃષ્ણ પોતાની બેન માટે કરીયાવાર વગેરે ભેટો લઈ ઇન્દ્રપ્રસ્થ પધાર્યા. ઘણો વખત રહ્યા. અને કેટલોક જંગલનો ભાગ (જેનું નામ ખાંડવ વન હતું) બહુ ઝાડીવાળો અને વસ્તી ન રહી શકે તેવો ઉજડ હતો તે બાળવાથી રસાળભૂમી વધે અને ઉપજ સારી થાય એવી ધારણાથી કૃષ્ણની સહાયથી અર્જુને તે વન બાળ્યું અને વિશાળ જગ્યા કરી વસ્તીને લાવી રસાળ જમીનને ખેડાવી, ઉપજમાં વધારો કર્યો.

ત્યારબાદ ધર્મરાજાને રાજસૂયયજ્ઞ કરવાની ઇચ્છા થઈ, એટલે કૃષ્ણની સંમ્મતિ લીધી. તેણે રાજાઓને જીતવાના રસ્તા બતાવ્યા, તે પ્રમાણે કર્યું એટલે સર્વે રાજા સ્હેલાઇથી જીતાઇ ગયા. જરાસંધ જીતાયો એટલે અર્જુન કૃષ્ણ અને ભીમ તેને ત્યાં ગયા અને ન્યાય પૂર્વક દ્વંદ્વયુદ્ધ માગ્યું અને જરાસંધે ભીમ સાથે લડવા કબૂલ કર્યું તે જરાસંધ રાજા ઘાતકી હતો, વિના અપરાધે હજારો રાજાના પ્રાણ લેવા ધારેલ જેથી સર્વેને બચાવવા ખાતર

---

૧ અન્ય સ્થળે સન્યાસી રૂપ અર્જુને લીધું અને તે રૂપમાં સુભદ્રાનું હરણ કર્યું એમ જણાવેલ છે પણ તેમા પણ કૃષ્ણની હરણ કરવાનીજ સંમ્મતિ તો ખરી અને તે સંમ્મતિ આપવાનું કારણ એ કે બળદેવજી વગેરેને મોટા રાજા જાણી દુર્યોધનને આપવાની ઇચ્છા પણ તેનું આયુષ્ય નથી તે તેઓ નોહોતા જાણતા પણ શ્રીકૃષ્ણ જાણતા હતા તેથી દુર્યોધનને આપવી યોગ્ય નહિ એમ ધારી આ યુક્તી કરી.

શ્રીકૃષ્ણે દ્વંદ્વયુદ્ધમા અઠ્ઠાવીશ દિવસ સુધ્ધ કરાવી ભીમ માર્ફત તેનું મૃત્યુ કરાવ્યું.

પછી તેના પુત્ર સહદેવને જરાસંઘનુ રાજ્ય આપ્યું સહદેવ કૃષ્ણનો ભકત હતો અર્જુન ભીમ સાથે કૃષ્ણ વિજય કરી ઇન્દ્રપ્રસ્થ આવ્યા. સંતુષ્ટ થયેલ ધર્મરાજાએ પોતાના દાદા ભીષ્મપિતામહ વગેરે સર્વેને પ્રેમપૂર્વક આમંત્રણ કર્યું ને તેઓ સવે આવ્યા. હજારો અન્ય રાજાઓ આવ્યા અને પુષ્કળ ભેટ લાવ્યા.

મયદાનવે એક સભા બનાવી હતી, તે જોઇ સર્વ રાજાઓ અને દેવો ચકિત થયા ભીષ્મદાદા બહુ સંતુષ્ટ થયા.

એ સભામા એ ચમત્કાર ખાસ હતો કે ગમે તેવો દુષ્ટાત્મા હોય પણ તે સભામાં આવતા મતિ ફરી જાય અને પવિત્રાત્મા બની જાય. ભીષ્મદાદાને વહેમ હતો આવા ભવ્ય યજ્ઞમા દુર્યોધને નીચતા કરી ભીમને વિષપાન કરાવશે અગર પાડવોને બાળી મૂકવા જેવુ કામ કરશે તો મહા ઘાતકી કામ થશે. અને યજ્ઞમાં વિઘ્ન થશે : પરંતુ તેજ દુર્યોધન ત્યા આવતા બદલાઇ ગયો. વૈરભાવ છોડી પોતાનું કર્તવ્ય જાણી નીતિમય કામ કરવા લાગ્યો. શકુની કર્ણ દુશ્શાસન વગેરે સર્વે સદ્દગુણી બન્યા જેથી ભીષ્મપિતામહના મનમા શાતિ થઇ

યજ્ઞમા હજારો લાખો બ્રાહ્મણો આવેલ સર્વેને ધર્મરાજા સંતુષ્ટ કરે છે સભાની બહાર મોટો લાખો મનુષ્યો બેસી શકે તેવો ભવ્ય મડપ બનાવેલ, સર્વેને તે સ્થળે ધર્મરાજાએ આમંત્રણ કર્યું. રાજાઓ, ઋષિઓ અને તમામ પ્રજાવર્ગ તેમા ગોઠવાઇ ગયા. ભીષ્મદાદા કર્ણ દુર્યોધન વિગેરે પણ આવ્યા "અને આદરપૂર્વક સર્વેને બેસાડ્યા શ્રીકૃષ્ણ એક સુવર્ણાસન પર બિરાજ્યા

ધર્મરાજાએ સભામા ઉભા થઇ સર્વે રાજાઓ વગેરેને વિનંતિ કરીકે આજે સવે નુ મારે પૂજન કરવાનુ છે માટે પ્રથમ કોનું પૂજન કરવું, આપ સર્વ સભાસદો સતુષ્ટ થઇને કહો તેનુ પ્રથમ પૂજન કરૂ.

સર્વે સભ્યોએ કથોપકથનદ્વારા સાંભળ્યા બાદ સભા વચ્ચે સુવર્ણાસનપરથી, વૃદ્ધ બુદ્ધિકુશળ ધર્મપરાયણ. અને જેના વચનને સર્વે વજનદાર ગણે તેવા ભીષ્મપિતામહ ઉભા થયા. અને પોતાની સમ્મતિ આપી રજુવાત કરી કે પ્રથમ પૂજન શ્રીકૃષ્ણ પ્રભુનું થવું જોઇએ. કારણ એક પૃથ્વીમાં નહિ પણ પૃથ્વી, સ્વર્ગ અને પાતાળ એ ત્રણે લોકમાં એજ પૂજવાલાયક પરબ્રહ્મ સ્વરૂપ છે.

સર્વે રાજા, પ્રજા અને વ્યાસજી મહારાજ પરશુરામ વસિષ્ટ વગેરે જે જે મહર્ષિઓ ત્યાં આવ્યા હતા. તે સર્વેએ પોતાની સમ્મતિ આપી અને સંતુષ્ટ થયા. પછી ધર્મરાજાએ પ્રેમાશ્રુ વહન કરતા આનંદથી ઉભરાઇ જઇ અર્ઘ્યપાદ્ય આદિ સોડષોપચારથી બ્રાહ્મણો દ્વારા વેદમંત્રોના ઉચ્ચાર પૂર્વક મોટી ધામધુમથી શ્રીકૃષ્ણ પ્રભુની સર્વે દેખતાં પૂજા કરી પુષ્પાંજલિ અર્પણ કરી દેવોએ પણ પુષ્પ વૃષ્ટિ કરી ત્રણલોક પ્રસન્ન થયા.

જગતની દ્રષ્ટિએ વૈરભાવ જણાવનાર શિશુપાલ નામના શ્રીકૃષ્ણના ફોઇના પુત્રને તે રૂચ્યું નહિ તેણે પૂજન થયા બાદ સભા વચ્ચે કૃષ્ણ પાસે આવી કહેવા માંડયું. ભીષ્મ મુર્ખ છે. એની સમ્મતિથી તમે રાજાઓ ઋષિઓ વગેરે સર્વે મુર્ખ બન્યા. કયી શક્તિથી કયી રીતે કૃષ્ણને પૂજો છો તેના ઘરમાં તે મોટો નથી જેથી તે વૃદ્ધ નથી. તેમ બ્રાહ્મણ નથી તેમ રાજા નથી. કંઇ નથીજ છતાં જે કર્યું તે યોગ્ય નથી.

ભીમ કૃષ્ણની નિંદાથી બહુ ક્રોધાયમાન થયો અને ગદા મારવા જાય છે ત્યાં ભીષ્મે રોકયો અને કહ્યું કે ભાઇ કૃષ્ણ અને શિશુપાલની વચ્ચે તારે આવવાનું નથી. બાહ્યદ્રષ્ટિએ કૃષ્ણે તેનાં ફૈને વચન આપ્યું છે કે શિશુપાલની સો ગાળ સહન કરીશ જેથી તે સહન કરે છે. અને અંતરદ્રષ્ટિથી તે શિશુપાલ ગાળ દેતો નથી અને કૃષ્ણનો શત્રુ નથી પણ ભક્ત છે, તેના સ્વરૂપની અવધિ પૂરી થઇ છે માટે થોડીવારમાં પ્રભુમા તલ્લીન થશે, તું જોયા કરજે.

એવામાં સો ગાળ પૂરી થતાં શ્રીકૃષ્ણે સર્વે રાજાઓને જણાવ્યું કે મેં શિશુપાલના ઘણા અપરાધો સહન કર્યા છે મારો દેશ બાળેલ કેટલાં લોકોને લૂટી ગયેલ અને આ વખતે સર્વે સાંભળે તેવી રીતે મેં તેના શબ્દો સહન કર્યા છે, હવે મારો દોષ નથી એમ કહી સુદર્શનચક્ર મૂકતાં શિશુપાલનું મસ્તક ઉડી ગયું તેના શરીરનું તેજ પરબ્રહ્મ શ્રીકૃષ્ણના ચરણમાં લીન થયું

સભામાં શાંતિ થઇ સર્વેનું પૂજન થયા બાદ સર્વે સંતુષ્ટ થઇ પોતાને ઘેર ગયા, યજ્ઞ પૂરો થયો, પછી સભા જોવા દુર્યોધન જતો હતો ત્યા ઓચીતુ તેને બાર વાગ્યું અને નાની તલાવડીને કાચ હશે એમ જાણી ચાલવા ગયો ત્યાં જળમાં પડી ગયો તેથી તેના મનને ખેદ થયો. દ્રૌપદી વગેરે હસ્યાં, પછી તે ધર્મરાજાએ તેને શાંત કરવાના ઉપાયો કર્યા પણ તેને ગમ્યું નહિ અને દુર્યોધન પોતાને ઘેર હસ્તિનાપૂર ચાલતો થયો. ત્યાં ગયા બાદ પાંડવોને હજારો રાજાએ જે સમૃદ્ધિ ભેટ આપેલ તેની ઇર્ષ્યા અને અપમાનથી વૈરનું બીજ રોપાયું દુર્યોધને તેથી વેર લેવાના રસ્તા શોધ્યા પાંડવોને કયી રીતે પાયમાલ કરું.

બહુ ગભરાયો ત્યારે શકુનીએ જુગાર રમવાનો અને તેમાં પાંડવોને હરાવવાનું પોતે માથે લઇ રસ્તો બતાવ્યો જે દુર્યોધનને ગમ્યો. બીજી કોઇ રીતે તે જીતાય તેમ ન લાગ્યું અને સહેલો રસ્તો સૂઝયો, જેથી ધૃતરાષ્ટ્રને આડુંઅવળું સમજાવી થોડા વખતમાં નવી સભા ( મહેલ ) તૈયાર કરાવી અને નવા ઘરના વાસ્તુ કરવાને બહાને ધૃતરાષ્ટ્ર માર્ફત પાંચે પાંડવોને ને દ્રૌપદીને ઇન્દ્રપ્રસ્થથી તેડાવ્યાં.

આ સભામાં એવાં તત્વો ગોઠવાયેલ હતાં કે તે પાંડવની સભાથી ઉલટાંજ હતાં ત્યાં દુષ્ટની બુદ્ધિ સારી થાય તેવાં તત્વો હતાં આંહી તો સદ્‌ગુણી પવિત્રાત્માની બુદ્ધિ પણ ભ્રમિત થાય અને ન્યાય અન્યાયનો ખ્યાલ ન રહે.

દુર્યોધન, શકુની, દુઃશાસન અને કર્ણ એ ચાર ચંડાળે એ બાજી રચી, ધર્મરાજા આવ્યા એટલે સભા વચ્ચેજ [illegible]

ચોપાટ રાખી હતી ત્યાં સભા દેખાડતાં દેખાડતાં ધર્મરાજાને બેસાડી દીધા અને જુગાર રમવાનો આગ્રહ કર્યો ધર્મરાજાને ના પાડવું ઠીક ન લાગ્યું અને તેણે રમવા માંડયું.

શકુનીની લુચાઇથી રાજપાટ સમૃદ્ધિ વગેરે તમામ હાર્યો અને દુર્યોધન જીત્યો આ વખતે સભામાં ભીષ્મપિતામહ, ધૃતરાષ્ટ, દ્રોણાચાર્ય કૃપાચાર્ય વગેરે તમામ મહાત્માઓ બેઠા છે પણ કોઇ અધર્મ જોઇ શકતા નથી સર્વને ધર્મનો વિભ્રમ થયો એ સભાના પરમાણુઓનો ચમત્કાર—

હાર્યો જુગારી બમણું રમે. વિભ્રાંત ધર્મરાજાએ પોતાનાં શરીર છેવટ મૂકયાં અને તે પણ હાર્યા અને રાજા મટી દુર્યોધનના દાસ બન્યા. દુશ્શાસને અને શકુનીએ પૂછયુ હવે કાંઇ બાકી હોય તો કહો, કર્ણે કહ્યું કે દ્રૌપદી બાકી છે શકુનીએ કહ્યું જો હવે હારો તો દ્રૌપદી દુર્યોધનની દાસી બને અને જીતો તો તમામ રાજ્ય મળે અને તમો દાસભાવથી છૂટા થાઓ.

ધર્મરાજાને તે ઇષ્ટ લાગ્યું અને પાસા નાખ્યા અને દ્રૌપદીને પણ હાર્યા. અભિમાની દુર્યોધન ગર્વિષ્ટ બન્યો, ઉછળ્યો, ખુશી થયો. અને ગાજ્યો. પાંડવો મારા દાસ થયા છે. માટે રાજાના કપડાં ઉતારી નાખો, ધર્મરાજા વગેરે પાંચે પાંડવો નીચું જોઇ રહયા અને કપડાં ઉતારી આપ્યાં.

મુર્ખ દુર્યોધને બીજી ગર્જના કરી કે હવે દ્રૌપદીને સભામાં લાવો, પોતાના પ્રતિકામી સારથિને આજ્ઞા કરી અને તેણે અંતઃપુરમાં બેઠેલી દ્રૌપદીને જુગારમાં હારવાની સર્વ હકીકત કહી. દ્રૌપદીએ કહ્યું કે સ્ત્રી જાતિએ પુરૂષોની સભામાં આવવું તે ઠીક નહિ, તેમ હું રજસ્વળા છું માટે સભામાં બેઠેલા ધર્માત્મા ભીષ્મપિતામહ દ્રોણાચાર્ય વગેરેને કહે કે સ્ત્રીને જુગારમાં મૂકાય નહિં અને જુગારમાં મૂકીને ધર્મરાજા હારી ગયા તેમાં તમારો શું મત છે હું હરાઇજ નથી જેથી સભામાં કેમ આવું ?

પ્રતિકામીએ સભામાં તે વાત કરી. દુર્યોધને જવાબ આપ્યો કે તુ જા અને દ્રૌપદીને કહે કે, સભામાં આવી જે પૂછવું હોય તે પૂછજે પ્રતિકામી પુન ગયો અને અધર્મી પ્રવૃત્તિનું સ્વરૂપ જણાવ્યું, દ્રૌપદીએ પુન કહ્યું કે ભીષ્મપિતામહ અને ધર્મરાજા સમ્મતિ આપશે તો આવીશ પ્રતિકામી પાછો આવ્યો અને બન્નેને ( ભીષ્મ પિતામહને અને ધર્મરાજાને ) જણાવ્યું. તેણે કશો ઉત્તર ન આપ્યો. દુર્યોધન ક્રોધિત થઇ કહેવા લાગ્યો કે સભામા જલદી તેને લાવ. પછી ખુલાસો થશે. પ્રતિકામી ડરવા લાગ્યો ગભરાયો.

ધર્મરાજાએ ગુપ્તદૂત મોકલી કહેવડાવ્યુ કે મર્યાદા સચવાય તેવુ એક વસ્ત્ર પહેરીને સભામાં આવો. અને ધૃતરાષ્ટ્રને ને ભીષ્મ દાદાને નમો એટલે તમારૂ શ્રેય થશે દુર્યોધને પ્રતિકામીને ડરતો જોઇ દુશ્શાસનને આજ્ઞા આપી કે જા તુ જોરથી દ્રૌપદીને પકડી લાવ દુશ્શાસન ઉઠયો, લાલ નેત્રવાન તેનું સ્વરૂપ જોઇ દ્રૌપદી બહુ ગભરાઇ અને વૃદ્ધ ગાંધારી વગેરે કૌરવોની સ્ત્રીઓ બેઠા હતા ત્યા દોડી જઇ, મને કોઇ બચાવો એમ કહેવા લાગી ક્રુર ઘાતકી દુશ્શાસને જોરથી તેનો ચોટલો પકડી પછાડી ઘસડીને આક્રંદ કરતી ટળવળતી અને અનાથ બનેલ દ્રૌપદીને પ્રહાર કરતો કઠોર ગાળો દેતો સભામા લાવ્યો.

માર વાગવાથી અને પછડાવાથી શરીર શિથિલ થયેલ, રજસ્વળાને લીધે મલીન વસ્ત્રોવાળી અત્યંત દીન અને છાતીફાટ રડતી દ્રૌપદીને જોઇને કોને દયા ન આવે ! કઠોર મનુષ્યનું હૃદય પણ વિ ધાઈ જાય.

સભામાં આવી રોતા રોતાં કહેવા લાગી હુ તમારા કુળની સ્ત્રી છું. મારી લાજ લૂટાય છે. એ તમારીજ લાજ લૂટાય છે, સભામા બેઠેલા ભીષ્મદાદા દ્રોણ વગેરે આપ સર્વની દયા કયાં ગઈ! તમો સર્વે સ્ત્રી વાળા છો. તમારી સ્ત્રીની આ દશા થાય, તો તમને અ તરમાં શું થાય ! એક ગરીબમા ગરીબ મનુષ્યની સ્ત્રી તરફ કોઇ આંગળી ચીંધે તો પણ તેનું લોહી ઉછળી નીકળે ત્યારે મારી

આમ તમો સર્વ દેખતાં લાજ લૂટાય છે છતાં તમારા મનમાં કાંઈ થતું નથી ! આ કઠોરતા કયી જાતની ? દાદા ! કાંઇ કહો. ગુરૂ પરશુરામને જીતનારા તમો છો. એ તમારૂં બળ કયાં ગયું. અધર્મ થતો હોય ત્યાં એકદમ ત્રાસ થાય. રૂવાંટાં ઉભાં થાય અને અધર્મીઓને આપ જોઇ ન શકો એવું આપનું સ્વરૂપ છે. એવો સ્વભાવ છે એ તમારૂં ધર્મનું ઝનુન કયાં ગયું. પ્રત્યક્ષ સ્રીની લાજ લૂટાવા રૂપ થતા અધર્મને ભીષ્મદાદા તમો કેમ જોઇ શકોછો ? અધર્મ જોનારની સત્તા ક્ષીણ થાય છે. સત્યાનાશ પામે છે. જીંદગી ધૂળ થાય છે. આ શું તમો નથી સમજતા ? દાદા ? દયા કરો, કૌરવ સાગરમાં ડૂબતી પુત્રીને બચાવો. ધર્મને જાણનાર બેદરકાર થશે ત્યારે પછી કોની પાસે ન્યાય માગવો ?

દ્રૌપદીનાં આવા વચનો સાંભળી સભામા બેસનારા સર્વેનાં હૃદય ભરાઇ આવ્યાં. પણ કોઇ પ્રત્યુત્તર આપી શકતું નથી કે, પાપી દુઃશાસનનાં જુલમમાંથી ઉભા થઇ છોડાવી શકતું નથી-વાતાવરણજ કેવું બદલાઇ ગયું. મહાત્માઓ પણ સંભ્રમિત થાય ભીષ્મ પિતામહ જેવા પણ ભૂલ ખાય એ સાધારણ વાત નથી.

ભીષ્મપિતામહે કહ્યું કે મારી મતિ આ વખતે કામ કરતી નથી. એક રીતે પાંચેની સલાહ વિના ધર્મ રાજા તને જુગારમાં મૂકી શકે નહિ. બીજી રીતે દાસ થયેલ પાંડવો તને હારી શકે નહિ. ત્રીજી રીતે પતિ હાર્યો માટે સ્રી હરાઇ ન ગણાય. છતાં મને ખ્યાલમાં કશું નથી આવતું. આ બાબતમાં ધર્મરાજા જે કહે તે વધારે યોગ્ય છે.

ધર્મનાં સંપૂર્ણ તત્વોને જાણનાર પરશુરામ અને અન્ય મહાત્માઓનો સમાગમ કરી ઉચું પવિત્ર જ્ઞાન સંપાદન કરનાર સર્વ શાસ્રસંપન્ન અને વ્યવહારકુશળ ભીષ્મપિતામહ જેવા પણ આમ આ વખતે સંભ્રમિત થયા. અને દયાળુ છતાં દ્રૌપદી પર દયા કરવાને માટે કશું કરી શકયા નહિ. કરવા ધારે તો દુર્યોધન ધૃતરાષ્ટ્ર અગર અન્ય સર્વે તેની સત્તા આગળ શું હિસાબમાં હતા.

દૈવી વિચિત્રા ગતિઃ

સત્યવાદી વચનથી બંધાયેન ધર્મરાજા સભા વચ્ચે કશું બોલી શકયા નહિ. પાંચે પાંડવો નીચું જોઇ રહ્યા છે. દ્રૌપદી અત્યંત આક્રંદ કરે છે. સત્તાધાર સર્વે સત્તાહીન થયા છે, દુર્યોધન ભરી સભામાં દુશ્શાસનને વસ્ત્રો કાઢવા હુકમ આપે છે. થરથર કંપારી છૂટે એવો કઠોર હુકમ સાંભળ્યા છતાં તમામ શુન્ય થઈ ગયા.

વિદુરે કહ્યુ કે દ્રૌપદીપર થતા અત્યાચારને જે જે જોશે તે તમામનો નાશ છે. જરા વિચારે. વિકર્ણે ( દુર્યોધનના ભાઇએ ) કહ્યું કે દ્રૌપદી સાથે વિનાપરાધ આ જુલમ થાય છે તે વ્યાજબી નથી. કાંઇક દયાળુ બનો આમ નિર્દય ના બનો.

તડફડતી દીન બનતી દ્રૌપદી કે જેનાં વસ્ત્રો દુઃશાસન ખેંચવા તૈયર થયો છે તેની દીનતા જોઇ ભીમથી સહન ન થયું. ભરી સભામાં ત્રાડ પાડી ભયંકર ગર્જના કરી.

### ચોંક ભૈરવી.

આવો જુલમ અપાર, કેમ સહોછો આવાર,
નવ કરો ખુવાર, પાંડવ તનને. ટેક.
રજા આપોને આપ, જોઇ પાપીઓનાં પાપ;
શીવ છૂંદુ અમાપ, દુષ્ટ પાપીનાં હું.
છેક હાડ કરૂં ચૂર, રોમે રોમ ચડે શૂર,
મારૂં ખોવાય નૂર પણ લાચાર છું.

વીરત્વ વ્યાપ્યું, બેઠા થઇ ગયા, ગદા એકદમ ઉગામી, શરીરમાં ધ્રુજારી છુટી, આખું શરીર લાલ થયું અને ધર્મરાજાને સંબોધી બોલ્યા કે, જલ્દી બોલો ઉગામેલ ગદા વૃથા હેઠી નહી પડે. માટે પ્રથમ કોનુ મસ્તક ફોડું ? દુઃશાસનનું કે દુર્યોધનનું ?

સત્ય, પવિત્ર, બંધનથી બંધાયેલ નિર્મળ ધર્મરાજાએ જણાવ્યું કે ભાઇ ગદા હેઠી નહિજ પડે ? ના ? ભીમે કહ્યું.

ત્યારે દુર્યોધન અને દુઃશાસનને બદલે મારૂં કપાળ ફોડ ! અપરાધી હું છું. તે નથી કે જે હું જુગાર રમવા બેઠો અને આ

પરિણામ આવ્યું. ભીમે દીર્ઘનિશ્વાસ નાખ્યો અને ગદા હેઠી પાડી. જ્યાં સુધી ગદા ઉગામી હતી, ત્યા સુધી આખી સભા ખળભળી ઉઠી. સર્વે ધ્રુજવા લાગ્યા. અને દુર્યોધન અને દુઃશાસને તો જાણ્યું કે કાળ આવ્યો. આમ ધારી થરથર કંપવા માંડયા. જ્યારે ગદા નીચે પડી ત્યારે સર્વેનાં મન શાંત થયા અને જાણ્યું કે ધર્મના વચનરૂપ સત્યના પાશથી બંધાયેલ પાડવો હવે આપણને કશું કરી શકવાના નથી. આમ ધારી પાછી દ્રોપદી તરફ ક્રૂરતા વાપરવાની શરૂઆત કરી અને વેસ્રો ખેચવા લાગ્યો દુર્યોધને ઇશારાથી સાથળ ઉઘાડો કરી દ્રૌપદીને બતાવ્યો.

આ વખતે પાછું ભીમનું લોહી ઉછળ્યુ. ધગધગતા અંગારા સમાન બન્યો અને પ્રતિજ્ઞા લીધી દુષ્ટ! દુષ્ટ! ઘાતકી નીચ દુર્યોધન તારી સાથળ પર દ્રૌપદીને બદલે મારી ગદા બેસશે અને તારા પ્રાણ લેશે હું આ પ્રતિજ્ઞા ન પાળું તો મારા પૂર્વજો સાથે નર્કમાં વાસ કરૂં.

સભામાં હાહાકાર થયો, સર્વે દુર્યોધનની નિંદા કરવા લાગ્યા. છતા આવી નીચતા હલકાઇ અને નિર્દયતાને સમર્થ છતાં ભીષ્મદાદા અને દ્રોણ જેવા વિદ્વાન પણ જોયા કરે છે. કોઇ દ્રૌપદીને પાપીના હાથમાથી છોડાવતું નથી છેવટ છાતીફાટ રોતાં રોતાં દ્રૌપદીએ શ્રીકૃષ્ણને યાદ કર્યા

## પીલુ ૧

શ્યામ વિના કોણ કરે રે સહાઈ, દુષ્ટ દુઃશાસન મહા દુઃખદાઇ—
કેસ પકડ લાયો. ભૂમિ પછારત. ઘસિટ ઘસિટ મોકો સભા બીચ લાઇ,
કડવે બેન બોલત કટુ વાદી, શ્રવણુસે' વો સુણે નહિં જાઇ. શ્યામ વિ
રાજા ધર્મ ભીમ અરૂ અર્જુન. સહદેવ નકુળ પાંચો ભાઇ;
એક એક મહારથી કહાવે, સો સત્યવાદી અબ ગયે હે બધાઇ, શ્યા—
ભીષ્મપિતામહ અરૂ કર્ણ બૈઠે દ્રોણ અને દુર્યોધન રાઈ,
દુષ્ટ દુઃશાસન ચીર ઉતારન કોઇ ઉનકો અબ વારત નાહિં. શ્યા—
શકત પ્રલ્હાદકો ભીડ પડી જબ, સ્થંભ બીચ પ્રગટ કે દીન સહાઇ,

ગજકે કારણ ગોવીંદ ધાયે, બેર લગી તબ ગરૂડ વિહાઇ-શ્યા-
અંબરીશ કો મહા દુઃખ નિવારણ શત્રુ સુદર્શન દીન પઠાઈ;
કરૂણાસાગર ભકતવત્સળ પ્રભુ, મેરી વખત કયોં ડેર લગાઇ. શ્યા-

---

નાથ તુમ જાનત હો કયોં નોધારી પત રાખો પાંચાલી પુકારે. નાથ.
રાજા દુર્યોધને દૂત પઠાયો કંપત રાજકુમારી,
કેસ પકડકર લાયે સભામે; જૈસે દુર્બલકી નારી— નાથ.
ચલે ભૂપ કૂપ પર આયે અંબર લેત ઉતારી;
ખેંચત ચીર જે દેખત વીરા, તબ સખીને શ્યામ સંભારી-નાથ.
ભીષ્મ દ્રોણ કર્ણ સબ બૈઠે, કૌરવ અંધ કયારી;
સબકી મતિ અબ હર લીની સામરે કો નહિ બાત બિચારી- નાથ.
રાજા ધર્મ ભીમ અરૂ અર્જુન, સહદેવ નકુલ ભારી;
મહારથી વો બૈઠે હૈ સો અબ બૈઠે હે હરમન હારી. નાથ
વનિતા કે વચન વજા હો કે લાગે ગરૂડ ચડે ગિરધારી
ધાયે નાથ અનાથકી વારે, સૂરદાસ બલિહારી— નાથ.

જે મંદિર ( ઘરમા ) પવિત્ર પરમાણુઓ હોય તે ઘરમાં દૈવી તત્વો વાસ કરે છે. તે ઘરમાં વસનારાઓના અંતરમાં પણ તે દેવતાઇ તત્વો પેસે છે જેથી અપવિત્રની પણ બુદ્ધિ ફેરવાઇને પવિત્ર થાય છે. પણ જે ઘરનું વાતાવરણ ( પરમાણુંઓ ) અપવિત્ર હોય તે ઘરમાં રાક્ષસનોજ વાસ હોય છે. તેથી તે સ્થળમાં બેસનારાના અંતરમાં પણ રાક્ષસો વાસ કરે છે, જેથી તે પવિત્રા ત્માની પણ બુદ્ધિ ફેરવી નાખે છે તે ન્યાયે ભીષ્મ દ્રોણ અને ધર્મ રાજા જેવાની બુદ્ધિ પણ તે ઘરના વાતાવરણમાં સુક્ષ્મ રીતે ફરતા ઘાતકી જંતુ જેવા રાક્ષસોએ ફેરવી નાખી, જેથી તેઓને નીતિ અનિતિનુ ભાન ન રહ્યું અને ધર્મરાજા જેવા જુગાર જેવું ખરાબ કર્તવ્ય કરવા પ્રેરાયા અને અધર્મ દશા આવી—ભીષ્મ દ્રોણ જેવા પરસ્ત્રીનાં લુગડાં ખેંચવારૂપ અધર્મને સમજ્યા નહિ છેવટ દ્રૌપદી સમજ્યા કે દીપક તારા કે ચંદ્રના તેજથી મહાન અંધારાનો

નાશ થાયજ નહિ તેના નાશ કરવા માટે સુર્યના પ્રકાશનીજ જરૂર છે માટે એ નારાયણરૂપ પરમ પ્રકાશનેજ વિનંતિ કરૂં તોજ મારા ભયંકર કષ્ટરૂપ અધકારનો તે નાશ કરશેજ એમ ધારી ઉપર પ્રમાણે પ્રાર્થના કરી સ્રી અને પુરૂષ એવો ભેદ શરીરને છે જીવને નથી, દ્રૌપદીએ ધાર્યું, કે હું જીવ એ શરીરથી જુદો છું જેથી શરીરને ને મારે કશો સંબંધ નથી પણ બ્રહ્મ સાથે ( તેજ સ્વરૂપ પરમ જ્યોતિર્મય દેવ સાથેજ ) મારો સંબંધ છે,

तदेको त्रसिष्टो हरिः केवलो ह.

દેહ અને તેના વિકારોથી અલગ હું કેવળ ચૈતન્યરૂપ છું. દેહને ને મારે શું ? દેહતુ ગમે તે થાઓ વસ્રો ખેંચો કે વસ્રો ચડાવો.

મને લગની લાગી એક તારીરે હરિ
અંતર જોઉં બાહિર જોઉ તારી સુરતિ મારા મનમા ભરી. મને–
જળમાં સ્થળમા ગગનમા જોતા, બ્રહ્માંડમાં તારી સુર્તિ ભરી. મને–
સ્વપ્નમહિ પણ તુજને નીરખું, ન્યારો નથી તું મુજથો જરી. મને–

દ્રૌપદી પ્રભુમય બની દેહનું ભાન ભૂલી, તેથી પ્રભુને તેનો દેહ સંભાળવાની ફરજ પડી જેથી

ધાયે નાથ અનાથનો વારે સૂરદાસ બલિહારી—
પ્રભુએ સ્થૂળ દ્રૌપદીના દેહની મર્યાદા સાચવી—

શ્રી મહાભારતમા જણાવે છે કે ઇશ્વર વસ્ત્ર રૂપે પ્રગટયા. “ દ્રૌપદીના વસ્રરૂપ બન્યા ” અસ્તુ તેમ હો આપણે સાર લેવાનો એ કે સત્યનો વિજય છે, આપણે પ્રભુના થઇએ તો પ્રભુ આપણો કેમ ન થાય ?

ભીષ્મ અને દ્રોણુ બે વૃદ્ધ અને વિદ્વાન ધર્મ અને અધર્મને સમજનાર સ્વતંત્ર હતા. ત્રીજા ધર્મ તેવાજ વિદ્વાન હતા પણ સત્યથી બધાયેલ હતા. જેથી તેનાથી બોલાય તેમ નહતું. તેમ ભીષ્મ પણ ભ્રમિત થયા. જેનું કારણ જણાંવ્યુ છે ઓચિંતો કોલાહળ થયો, ધૃતરાષ્ટ ( અંધ ) ના અગ્નિ રહેવાના સ્થળમા શ્વાન અને

શીયાળ તથા ધુવડના પુકારો થવા લાગ્યા—સઘળાં ગભરાયાં. ગાંધારી દોડતાં આવ્યાં અને ધૃતરાષ્ટ્રને જણાવવા લાગ્યાં હાય નખોદ વળવાની તૈયારી. ભયંકર અપશુકનો થાય છે. કૌરવ કુળનો નાશ થવા બેઠો છે. તમને કોઇને દયા નથી આવતી જરા વિચારો સતી. ને કોપાવો છો નિરપરાધીનું કાળજું ધગધગાવો છો ? આવાં ઘાતકી કામનું શું સારૂં પરીણામ આવશે ? જરાક તો વિચારો. દુર્યોધન આપણું ભુંડું કરવાને તૈયાર થયો છે. નહિ તો આવા અવળા વિચારો કેમ સૂઝે ? આ ત્રાસદાયક અને દયાજનક અને ભયંકર ગભરાટમય ગાંધારીના શબ્દોથી—ધૃતરાષ્ટ્રનું હૈયું ભેદાયું. દુઃશાસન કે જે વસ્ત્ર ઉતારતાં થાકી બેશુદ્ધ જેવો થઇ ગયો હતો તેને વસ્ત્ર ઉત્તારવાનું બંધ કરવાનો હુકમ કર્યો.

असमर्थो भवेत्साधुः

થાકી જવાથો અને અનર્થ કરવાથી શકતી ઇશ્વરે ક્ષીણ કરેલી હોવાથી તે બંધ કરવાની તૈયારીમાં હતો ત્યાં સહેજે હુકમ કર્યો જેથી તે બંધ થયો આંખમાં આંસુ લાવી ગભરાઇને ધૃતરાષ્ટ્રે દ્રૌપદીને પોતાની પાસે બોલાવી વિવેકથી કહ્યુ બેટા ! ક્ષમા કર હું વૃદ્ધ તને નમું છું અને સંતોષ મેળવવા જે માગે તે આપું.

દ્રૌપદીએ કહ્યું. મારા પતિ દાસભાવથી છુટા થાય—

ધૃતરાષ્ટ્રે કબુલ કર્યું અને બીજું વરદાન માગવા જણાવ્યુ.

દ્રૌપદીએ જીતેલ અમારૂં રાજ્ય પાછું મળે તેમ વિનતિ કરી ધૃતરાષ્ટ્રે તે કબૂલ કર્યું અને વસ્ત્રો પાછાં આપવાનો હુકમ કર્યો ધર્મરાજા બંધનથી છુટા થઈ રાજાનાં વસ્ત્રો પહેરી કાકાને નમન કરી પાછા ઇન્દ્રપ્રસ્થ જવા નીકળ્યા

ગાંધારી અને ધૃતરાષ્ટ્રના મનમાં અત્યાર સુધી આવી ભયંકર સ્થિતિ છતાં પ્રથમ દયા ન. હતી અને પાછળથીજ દયા થઇ, એ દયા પ્રગટ કરનાર કોણ ?

દ્રૌપદીએ જે પ્રકાશમય પરમ પુરૂષ ( કૃષ્ણ )ની સ્તુતિ કરી તેજ સદાનંદમય પ્રભુએ આનંદ વધાર્યો અને કલેશ દુર કર્યો-તેના અંતરમાં વસ્વા અને દયા પ્રગટ કરી-દ્રૌપદીની સ્તુતિથી ક્ષણવાર પરમ પ્રકાશમય પ્રભુ પધાર્યાથી અંધકાર દુર થયો, ધૃતરાષ્ટ્ર વગેરેના મનને નિર્મળ કરી, દ્રૌપદીનું કાર્ય સફળ કર્યું.

પરંતુ વિજળીની માફક ક્ષણીક ચમત્કાર દૂર થતાં પુનઃ અંધકાર ફેલાયો રાક્ષસોનું જોર વધ્યું દુર્યોધને આડુંઅવળું ધૃતરાષ્ટ્રને સમજાવ્યું અને કહ્યું કે છંછેડાયેલ કાળો નાગ છુટો થતાં ઝેરને વેર મુકતો નથી તેમ હવે છુટા થયેલ પાંડવો વેર નહિ મૂકે માટે હવે તો તેને બાધવા કે મારવા કે દુઃખ દેવું એ શિવાય રસ્તો નથી, માટે પાછું જુગાર રમાડી રાજ્ય લઇ વનમાં મોકલવા એ એકજ રસ્તો

ધૃતરાષ્ટ્રે ( અંધ બુદ્ધીએ ) તે વચનોથી દોરવાઇ કબુલ કર્યું, પાછા બોલાવ્યા જુગાર રમાડયા અને રાજ્ય હરી લઇ બાર વર્ષનો વનવાસ આપ્યો પાચે પાંડવો રાજ્ય છોડી પ્રતિજ્ઞા પાળવા વનના વસ્ત્રો પહેરી દ્રૌપદી સાથે વનમા ગયા —

આ બધું ભીષ્મપિતામહે બેઠાં બેઠા જોયા કર્યું પણ સભ્રમ બુદ્ધિથી અન્યાય દુર કરવા અને ધર્મની રક્ષા કરવાને સમર્થ હતા છતા કશુ કરી શકયા નહિ, માટે.

प्रत्यासन्न विपात्ति मूढ मनसां प्रायो मतिः क्षीयते

અન્યાય થતો હોય તેને સમર્થ છતાં જોયા કરે અને નિવારણ કરી શકે નહિં તો જોનારને તેનું ફળ ભોગવવુજ પડે છે. ભીષ્મને તેનુ મહાન ભંયકર પરિણામ ભોગવવું પડશેજ.

---

# ભીષ્મપ્રતિજ્ઞા બીજી.

અથવા

## ભક્તિની દૃઢતા.

---

કપટજાળથી જુગાર રમાડી શકુની, કર્ણ અને દુઃશાસનના દુષ્ટ વિચારોથી ઘેરાયેલ દુષ્ટ દુર્યોધને પાંડવોને રાજ્ય છીનવી લઇ બાર વર્ષ વનમાં મોકલ્યા. ધૌમ્ય નામના ઋષિને ગુરૂ બનાવી જંગલમાં પણ બ્રાહ્મણોની અને પવિત્રાત્માની સેવા કરવાની રીત ધર્મરાજાએ ચાલુ રાખી જંગલમાં અનેક સંકટો વેઠયાં.

ધૌમ્ય ઋષિ, લોમશ ઋષિ, માર્કંડેય ઋષિ અને વ્યાસજી વગેરે મહાત્માઓએ જંગલમાં પધારી નળરાજા ને રામચંદ્ર જેવા પ્રાચીન દુઃખી થયેલ રાજાઓ અને અનેક સતીઓનાં દૃષ્ટાંતો આપી ધર્મરાજાને દુઃખમાં ધીરજ આપી. અનેક તીર્થોવાળાં સ્થળોમાં ફર્યા. અર્જુન સ્વર્ગમાં જઇ ઇન્દ્રના અર્ધાસન પર બેઠા વગેરે કર્તવ્યો કરી બાર વર્ષ પૂરાં કર્યા. તેરમું વર્ષ ગુપ્ત રહેવાનો ઠરાવ હતો, જેથી વિરાટ દેશના રાજાને ત્યાં જૂદેજૂદે રૂપે દાસ બની પાંચે ભાઈઓ અને દ્રૌપદી રહ્યાં.

ધર્મરાજા કંક બ્રાહ્મણને રૂપે રહ્યા, ભીમ બલ્લવ નામધારી રસોઇઆ રૂપે રહ્યો, અર્જુન બૃહન્નલા નામધારી ષંઢ બની રહ્યો, નકુળ ગ્રંથિક અશ્વપાલ બની રહ્યો, સહદેવ તંતીપાલ ગોવાળ બની રહ્યો અને દ્રૌપદી સેરંધ્રી નામની દાસી બની વિરાટ રાજાની સ્ત્રી સુદેષ્ણાની દાસી રૂપે રહી. દ્રૌપદીએ કીચક નામના સુદેષ્ણાના ભાઇથી બહુ દુઃખ વેઠયું. જેનો ભીમે ગંધર્વરૂપ ધરી નાશ કર્યો વગેરે

પાંડવોની શોધમાં નીકળેલ કૌરવોએ પાંડવો ધર્મિષ્ઠ છે માટે ગાયની રક્ષા કરશે, તો ગોહરણ કરવાથી પાંડવો ઓળખાશે. આમ

વિચાર કરી વિરાટ રાજાની ગાયોનું હરણુ કર્યું. જે વખતે એકલા અર્જુને વિરાટના ઉત્તર નામના કુમાર સાથે લડાઇમાં જઇ પોતાનું પરાક્રમ બતાવ્યું અને ગાયોને છોડાવી. કૌરવો નિરાશ થઇ પાછા ગયા.

તેર વર્ષ પૂરાં થયાં અને ગુપ્ત રહેલા પાંડવો ત્યાં પ્રગટ થયા. વિરાટ રાજાએ પોતાની કન્યા અર્જુનના પુત્ર અભિમન્યુ સાથે પરણાવી. તે નિમિત્તે પાંડવોએ પોતાના મિત્ર રાજાઓને એકત્ર કર્યા. દ્વારકાંથી શ્રીકૃષ્ણુ પ્રભુ પણુ પોતાના ભાણેજનાં લગ્ન હોવાથી મોસાળું લઇ પધારેલ સર્વેની રૂબરૂ ધર્મરાજાએ વનવાસના સંકટની વાત કરી. હવે દુર્યોધન પાસે અર્ધરાજ્ય માગવાના પોતાના હક્કને ધર્મરાજાએ જાહેર કર્યો. કદાપિ તે ન આપે તો શું કરવું ?

શ્રીકૃષ્ણુ અને સર્વે રાજાઓએ લડાઇ કરવી અને તેમાં અમો મદદ આપશું તેમ જણાવ્યું. પણુ પ્રથમ વિનયથી કામ લેવાનો નિશ્ચય થયો. જેથી દ્રુપદ રાજાના પુરોહિતને દુર્યોધનની પાસે પ્રથમ મોકલ્યો અને શ્રીકૃષ્ણુ દ્વારકાં તરફ વિદાય થયા. અમો વિચાર કરી જવાબ આપશું, એમ દુર્યોધન અને ધતરાષ્ટ્ર રાજાએ દ્રુપદ રાજાના પુરોહીતને જણાવ્યું. પાછળથી સંજયભાટને તેઓએ મોકલ્યો. જેણે તકરારમાં ન ઉતરતાં રાજ્યની દરકાર છોડી જંગલમાં રહી ઇશ્વર ભજન કરવા સૂચવ્યું. અર્થાત્ દુર્યોધન રાજ્ય આપવા ના પાડે છે અને સમજતો નથી માટે તમે સમજો અને રાજ્યની વાત છોડી દ્યો. ભીમ અને અર્જુન વગેરે ભાઇઓને આ વાક્યથી બહુ ક્રોધ ચડયો, માઠું લાગ્યું અને લડાઇ કરી રાજ્ય લઇશું એમ સૂચના કરી. જેથી સંજય પાછો ગયો.

લડાઇ થશેજ એમ બન્નેપક્ષ વાળા સમજી ગયા. જેથી બન્ને પક્ષવાળા સૈન્ય એકત્ર કરવા અને પોતાના સ્નેહી અને સંબંધી રાજાઓની મદદ માગવા લાગ્યા.

દુર્યોધન રાજા જાતે કૃષ્ણુ પોતાના સંબંધી થતા હોવાથી મદદ માગવા માટે દ્વારકાં ગયો. ગુપ્ત રીતે પોતાના શત્રુથી છાની

રીતે મદદ મેળવવાનો ઉદ્યોગ કરવાથી દુર્યોધને પોતાના આવ-વાની શ્રીકૃષ્ણને આગળથી ખબર ન આપતાં મોટો રાજા છતાં ગુપ્ત રીતે શ્રીકૃષ્ણ પાસે આવ્યો. પ્રભુ આ વખતે સૂતેલા હતા. મોટા રાજા અને સાંબના સસરા, એટલે અંદર જતાં કોણ અટકાવે.

દુર્યોધન અંદર ગયો અને શ્રીકૃષ્ણ સૂતા હતા તે પલંગ પર માથા પાસે બેઠો. જેની બીક હોય અને જેનાથી છાનું રાખવાનું હોય છે, તે તો સામું આવીને ઉભું રહે છે. એ ન્યાયે ઓચિંતા અર્જુન પણ તેજ વખતે શ્રીકૃષ્ણ પાસે મદદ મેળવવા માટે ધર્મ રાજાની આજ્ઞાથી ત્યાં આવ્યા. બન્ને એકત્ર થઇ ગયા. પણ બન્નેએ પોતાની વાત મનમાં રાખી માત્ર આસન ફેર કર્યો. દુર્યોધન જ્યારે મા-થાની બાજુએ બેઠેલો હતો ત્યારે અર્જુન શ્રીકૃષ્ણના ચરણ તરફ બેઠા અને ચરણ દાબવા લાગ્યો. અર્જુનનો હાથ અડતાંજ શ્રીકૃષ્ણ જાગ્યા.

રાક્ષસીરૂપ જોતાં પ્રભુ આંખ મીચે છે અને દૈવી સ્વરૂપ જોતાં ઇશ્વર આંખ ખોલે છે. દુર્યોધન રાક્ષસરૂપ હતો માટે તે સંયોગથી પ્રભુની આંખ વીંચાયેલ હતી અને અર્જુન દૈવીસ્વરૂપ હોવાથી તેના સંયોગથી ઇશ્વર સચેત થયા (ખુલ્લી આંખ કરી) સૂનાર માણસની પ્રથમ નજર પગ તરફજ જાય છે, તે ન્યાયે પ્રભુની પ્રથમ નજર ચરણ પાસે બેઠેલા અર્જુનપર પડી. (પરબ્રહ્મની નજર દૈવીસ્વરૂપ તરફજ પહેલી પડે) અહો ! અર્જુન પધારો. તમો આવ્યા. ઘણું સારૂં થયું. માથા તરફ બેઠેળ દુર્યોધને જણાવ્યું કે હું પહેલો આવ્યો છું. પાછું મુખ કરી જોયું તો દુર્યોધનને દેખી ઉભા થયા. માન આપ્યું. અહો ! આ શું. કાંઇ ખબર નહિ ને ઓચિંતા તમે રાજા પોતે ! તમે જાતે આવ્યા. અને ખબર આપી નહિ. ખેર ! પહેલા તમો આવ્યા હો તો તમો પ્રથમ કહો જે આજ્ઞા હોય તે. લડાઇમાં મદદ કરવાને આવો. ખુલ્લી રીતે દુર્યોધનને અર્જુન દેખતાં જણાવવાની ફરજ પડતાં આમ કહ્યું.

શ્રીકૃષ્ણ બોલ્યા. કબૂલ, પણ તમો મારા સંબંધી છો અને પાંડવો પણ મારા સંબંધી છે. વિશેષમાં તમો મોટાભાઇ (બળદેવજી)

ના શિષ્ય છો, જેથી પાંડવોના પક્ષમાં જાઉં તો તેને પણ માઠું લાગે અને તમારા પક્ષમાં આવું તો મારાં બીજાં કુટુંબી માતાપિતા વગેરેને ખરાબ લાગે છે. આવા અનેક કારણોથી મેં એક નિશ્ચય કરી પ્રતિજ્ઞા લીધી છે કે કૌરવો અને પાંડવોની લડાઇ થાય તેમાં વખતે જવું પડે તો જવું ખરૂં, પણ હથીઆર હાથમાં ન લેવા, કે જેથી કોઇને ખરાબ ન લાગે; માટે કહો તો જોવા તરીકે તમારી સાથે આવું પણ કાંઇ ઉપયોગનો હું નથી અને મારા સિવાય જો માણસો જોઇતાં હોય તો દશ લાખ ગોપ જાતના લડવૈયા આપું. (અર્થાત્ હથીયાર વગરના) મને એકને લઇ જાઓ અગર દશ લાખ ગોપને લડવા માટે લઇ જાઓ એમાંથી તમારૂં મન રાજી થાય તે કરો.

દુર્યોધને જવાબ આપ્યો કે તમે હથીયાર હાથમાં નજ લ્યો ત્યારે શું કામના ? ત્યાં કાંઇ બેસાડી રાખવાનું નથી. કદી તમો હથીયાર લ્યો તો પણ એકલા શું કરવાના હતા ? તેને બદલે દશ લાખ ગોપ આપો એ ઠીક છે કે જે લડાઇમાં લડવાને કામ લાગી ઉપયોગી થશે. વગર હથીયારવાળા આપ છો અને વળી મોટા માણસ કે જેથી ઉલટા સેવા માટે પાંચ માણસને ખોટી કરો, માટે આપની જરૂર નથી. આ વખતે તો હથીયાર લઇ કામ કરનારાજ જોઇએ છીએ, માટે તેને લઇ જઇશ.

શ્રીકૃષ્ણે તે કબૂલ કર્યું અને ગોપ આપ્યા તે લઇ દુર્યોધન ગયો. હવે શ્રીકૃષ્ણ અર્જુન કે જે નમ્ર થઇ ઉભેલ છે. જે પ્રભુના સ્વરૂપને જાણે છે તેને કહેવા લાગ્યા કે અર્જુન, દુર્યોધનને દશલાખ ગોપ આપ્યા પણ તને છપ્પન કોટિ યાદવો માત્ર આપું. પણ એકજ વાત અને તે એ કે, હું ન આવુ. અર્થાત્ તું કહે તો વગર હથીયારવાળો નકામા જેવો હું એકલો આવુ અને કહે તો લડાઇને ઉપયોગી સર્વે યાદવોને મોકલું; એમાંથી મરજી મુજબ કહે દૈવી જીવજ દૈવી સ્વરૂપને ઓળખે છે. રાક્ષસી અને માયાવી જીવ ઇશ્વરી તત્વને કયાંથી ઓળખે ! દુર્યોધન રાક્ષસી જીવ હતો તેથી શ્રીકૃષ્ણના દૈવી સ્વરૂપને કયાંથી જાણે ! તે તો આપણા સંબંધી એક બળવાન પુરૂષ છે

એટલુંજ જાણતો હતો, તેથી સાધારણ મનુષ્ય સમાન તેની ગણના કરી શ્રીકૃષ્ણે ગોપ લોકો આપ્યા. તેથી મારૂં માન સાચવ્યું જાણીને તે કૃષ્ણને છોડીને ચાલતો થયો પણ અર્જુન દૈવી જીવ હતો શ્રીકૃષ્ણના દિવ્ય તેજોમય સ્વરૂપને ઓળખતો હતો તેથી છપ્પન કોટિ યાદવને આપવારૂપ કૃષ્ણની માયામા દુર્યોધન માફક ન ફસાયો અને બોલ્યો કે,

## ત્રોટક.

તુજ બીન મોરી કોન ખબર લે ગોવર્ધન ગીરધારીરે.
મોર મુગટ પીતાબર શોભે કુંડળકી છબી ન્યારીરે. તુજ.
કરમે ચક્ર સુદર્શન પકર્યો જય જય કુંજબિહારીરે. તુજ.
બાઇ મીરા કહે પ્રભુ ગીરધર નાગર ચરણકમળ બલીહારીરે તુજ

પ્રભુ ! હું તમને ઓળખુ છું.

यस्य भ्रूभंगमात्रेण त्रैलोक्य भस्मसात् भवेत् ।

જેની માત્ર ભ્રકુટી વાકી થતા ત્રણલોક ભસ્મ પામે એવી આપની અગાધશકિત છે. આપના સામર્થ્ય પાસે છપ્પનકોટિ શુ ! હજારો કરોડો મનુષ્યો કાંઇ હિસાબમા નથી.

## કવિત્.

તારો પતીત જાનકે, સુધારો બીરદ આનકે,
કાઢો ભુજા તાનકે, કહા ડેર ડારી હૈ
સુદામાજી યાર તાર્યો, પ્રહ્લાદજીકો ઉગાર્યો,
દ્રૌપદીકી લાજ રાખી, સભા દેખ સારી હૈ
ગજ ધ્યાયો તબ ધાયો, ગરૂડ છાડકે,
ભૃજકો બચાયો તા તે નામ ગિરધારીરે.
દાસતો પુકારે પ્રભુ કાટિએ કોટિ કષ્ટ ભારી,
અરજી હમારી આગે મરજી તમારી હૈ.

પુનઃ માત્ર વિનતિ એ કે,

## કવિત્.

રૂઠે જન જાનકે મનમેં વિકાર બસે,
રૂઠે નાતીજાતી ઓર રૂઠે દુખદાઇસે.
રૂઠે રાવ રાજા જાનાં નાહી ઠોર વાકો,
રૂઠે જો પરોસી, તાહી મનમેં ન લાઇએ.
રૂઠે પરિવાર યાર, સારા સંસાર ઓર,
કવિંદ મૂઢ પંડીત, રવીદત્ત નાસીકાઈએ
એતે સબી રૂઠે આઇ ચૂમેગે અંગુઠે મેરો
એહો યદુનાથ એક તું ન રૂઠો ચાહીએ,

દુર્યોધન કે અન્ય સગા સંબંધી કે હરકોઇ કોપાયમાન થશે છતાં હે કૃષ્ણ ! તારી કૃપા અને સહાય હશે તો તેને પહોંચાશે, પણ તું કોપાયમાન થઇશ તો અમારો બચાવ નથી માટે તારે શરણે આવ્યો છું; પણ બચાવવો કે મારવો. કષ્ટ આપવું કે કષ્ટમાંથી છોડાવવો, એ તારી મરજીની વાત છે, અમારી તો અરજી માત્ર છે. જીવ કોટિનો બીજો શો ઉપાય ! દીન બને નમે, પ્રાર્થના કરે, ક્ષમા માગે.

હવે શું કહું ! ટુંકામાં આપ દૃષ્ટિ માત્રથી પણ અમારૂં રક્ષણ કરવાને યુદ્ધ સમયે પધારશો તો તો અમારો વિજય છે એમ સમજાશે. ન પધારો તો પછી હાર્યાજ છીએ. ત્યારે લડવાની શી જરૂર ?

પ્રભુ ! એકડા આગળ હોય તો શૂન્યની પણ કિંમત થાય છે. તે શૂન્ય સમાન અમો સર્વની આપ એક પરબ્રહ્મરૂપ ઇષ્ટદેવ આગળ હશો તોજ કિંમત અંકાશે.

શ્રીકૃષ્ણ બોલ્યા. અર્જુન ! મને યુદ્ધમાં લેવાનો આટલો આગ્રહ કરવાનો શો હેતુ ? અર્જુને કહ્યું. પ્રભો ! સાચી વાત એ કે, યુદ્ધમાં જય મેળવું તો તે યશ મારે લેવો છે અને હારૂં તો અપયશ આપને આપવો છે. સબબ–જગતમાં કહેવાય કે, શ્રીકૃષ્ણ સહાયક હતા છતાં પાંડવો હારી ગયા–આમ અપયશ અપાવવા માટે આપને લેવાનો દુરાગ્રહ છે.

શ્રીકૃષ્ણ ખૂબ ખુશી થયા, પ્રસન્નવદને બોલ્યા, અર્જુન તારી અપૂર્વ ભકિતથી હું તારે આધીન બની ગયો છું અને તારે ત્યાં ઇશ્વર તરીકે નહિ, પણ દાસ તરીકે આવવાને તૈયાર છું. હું અપૂર્વ પ્રેમીભકતોનો દાસ છું, એ સિદ્ધ કરવું છે. અને તારી તો ઠીક પણ તારા અશ્વોની પણ સેવા કરીશ. જા ખુશી ?

અર્જુનને હર્ષના ફુવાટાં ઉભા થયાં. ભકતાધીન બનેલા શ્રીકૃષ્ણ રથમાં અર્જુન સાથે બેસી તેજ વખતે તેની સાથે પાંડવોનું કલ્યાણ કરવા માટે વિરાટ નગર પાસે ઉપ્લવ્ય નામનું વન કે જ્યાં ધર્મ રાજા વગેરે પાડવો છે તે તરફ રવાના થયા.

ધર્મરાજાને પોતાના નોકરો દ્વારા અર્જુન સાથે શ્રીકૃષ્ણ પધારે છે તે ખબર પડતા ચારે ભાઇઓને લઇ સામા ગયા. દુરથી પ્રભુના રથને જોતાં અત્યંત હર્ષિત અને વિહ્વલ બન્યા. કૃષ્ણ રથમાંથી હેઠા ઉતર્યો. પાચે પાડવો ચરણમાં આળોટ્યા અને પ્રેમના આસુ આવી ગયાં અને બોલ્યા કે,

શ્રીપુરૂષોત્તમ પ્રાણનાથ પ્રભુ અરજ સુણોને અમારીરે.
ભક્ત ઉદ્ધારણ પતિત પાવન સુણી મેં ટેવ તમારીરે. શ્રી.
નામ ભજનનો મહિમા મોટો જાણે શેષ ત્રિપુરારિરે.
મુકુંદ મનુષ્ય દેહિથી સમજે લેજો આપ ઉગારીરે. શ્રી.

ધર્મરાજા બોલ્યા પ્રભુ હવે અમારો વિજય થઈ ચૂકયો. અમને ખાત્રી છે કે, છેક સુધી અમારી પર આપની અખંડ કૃપા રહેશેજ.

પ્રભુને અંદર પધરાવ્યા. મધુપર્કાદિથી પૂજા કરી, આર્તિ કરી પૂજન પૂરૂં થયા બાદ પુષ્પાંજલિ પ્રભુને અર્પણ કરતાં પુનઃ સર્વે પાંડવોનાં હૃદય ભરાઇ ગયાં.

વૈતાલીયા.

નથી કંઇ તવ ભક્તિ મેં કરી
નથી મેં સૂક્તિ જરાય આચરી
કરૂણા કરૂણાનિધિ કરો,
સઘળા અંત તાપને હરો.

કૌરવદલથી અને દુર્યોધનના અન્યાયથી આપ વિના કોણ બચાવશે ?

બિહાગ.

કોણ ગતિ વ્રજનાથ, આપ વિના કોણ ગતિ૦
અશરણ શરણ આપ, કરૂણાનિધિ પકરો હમારો સાથ;
સકળ છાંડી તુમ શરણે આયે ગ્રહો તુમારો હાથ;
સૂરદાસ તુમ શરણ ગ્રહો પ્રભુ ભયે હમેરા નાથ આપબિન૦

દીનતાનું સ્તવન સાંભળી શ્રીકૃષ્ણ પાંડવોને કહેવા લાગ્યા ગભારાઓ મા સૌ સારાં વાનાં થશે એકદમ સાહસ ન કરવું અને પ્રથમ તમારી વતી હું જાતે તમારો દૂત બની દુર્યોધનને સમજાવવા જાઉં અને છેક સુધી નહિજ સમજે તો પછી યુદ્ધ જાહેર કરવું કે જેથી ઉતાવળ કરી પાંડવોએ અવળું પગલું ભર્યું, નહિ તો અમો વચમાં પડી સમાધાન ન કરત ! આમ કોઈને કહેવાનું ન રહે.

ધર્મરાજાએ તે સલાહ કબૂલ કરી અને શ્રીકૃષ્ણ હસ્તિનાપુર પધાર્યા. દુર્યોધનને કૃષ્ણ આવે છે તે ખબર પડતાં રસ્તામાં તેમને સંતોષ પમાડી પોતાને તાબે બનાવવાને અનેક રચનાઓ કરી પણ શ્રીકૃષ્ણ તો સમજી ગયા અને તેની સરભરાની કશી દરકાર ન કરી અને હસ્તિનાપુર પધાર્યા

કૃષ્ણ પધાર્યા સાંભળી ઘણા ઋષિઓ, મુનિઓ અને બ્રાહ્મણો પણ દુર્યોધનની સભામાં તેને સમજાવવા આવ્યા સિવાય ભીષ્મ દ્રોણ કર્ણ વગેરે તો સભામાં હાજરજ હતા.

શ્રીકૃષ્ણ પ્રભુએ ધૃતરા૦ અને ભીષ્મ કે જે વૃદ્ધ છે તેને સંબોધીને વિનયપૂર્વક પાંડવોને તેમનું રાજ્ય પાછું આપવા જણાવ્યું. આ વખતે ભીષ્મપિતામહે ખાસ આગ્રહ કરી જણાવ્યું કે, શ્રીકૃષ્ણ, જેવા પ્રભુએ જાતે આ કામ માટે શ્રમ લીધો છે, માટે સમાધાન કરો અને ધર્મરાજાની માગણી ન્યાયની છે માટે તેને રાજ્ય આપો.

ત્યાર પછી તેજ પ્રમાણે દ્રોણાચાર્ય અને પરશુરામે ભરી સભામાં જણાવ્યું. નારદ વગેરેએ જણાવ્યું અને છેવટ ધૃતરાષ્ટ્રે દુર્યોધનને સમજાવવા ખાતર કહ્યું કે, આવા મહાત્માઓ જે કહે છે તેનાં વચન પાળવાં એ તારૂં કર્તવ્ય છે, માટે ભાઇ, સમાધાનની ખાતર પાંડવોને સંતોષ આપ અને રાજ્ય આપી સુખી કર.

દુર્યોધનને તે ન ગમ્યું અને ગમે તે પ્રકારે સર્વેએ કહ્યું છતાં એક સોયની અણી જેટલી પૃથ્વી પણ યુદ્ધ વિના નહિ આપું એ છેવટના શબ્દો બોલી, કર્ણ શકુની અને દુઃશાસનને લઇ સભા છોડી ચાલતો થયો.

શ્રીકૃષ્ણને તે ઠીક ન લાગ્યું, તેથી દુર્યોધને શ્રીકૃષ્ણને જમવા માટે ખાસ કાળજી રાખી રાજી કરવા માટે ઉત્તમ રસોઇ કરાવી હતી. તે સમાધાન કરો તોજ જમવુ છે એમ કહી તે રસોઇ તજી વિદુરજી કે જે પ્રભુના પરમભકત હતા અને કુંતા માતા જેને ત્યાં હતાં, ત્યાં પધાર્યા અને આનંદથી જે પદાર્થ મળ્યા તેનું સ્નેહભર્યું ભોજન કર્યું અને વિદુરને ઘેરજ વાસ કર્યો.

જે કટોરામાં ઝેર હોય છે તે કટોરામાં અમૃત નાખતાં એ અમૃત પણ ઝેરજ બને છે અને અન્યને ઘાતક બને છે, તે ન્યાયે મહાત્મા ભીષ્મ, દ્રોણ, પરશુરામ અને વિદુરજી વગેરે મહાત્માઓએ દુર્યોધનને ઘણા ઉત્તમ વાકયોથી સમજાવ્યા. અને શ્રીકૃષ્ણ પ્રભુએ પણ અમૃતવાણી કહી પણ એ તમામ વાણીથી દુર્યોધનને તો ઉલટી વધારે ખરાબ અસર થઇ અને ચંડાળચોકડી સાથે મળી કૃષ્ણને બાંધી કેદમા નાખવાને બીજે દિવસે ભરી સભામાં વિચાર કર્યો.

સભાની મધ્યમાં બિરાજતા અંતર્યામી શ્રીકૃષ્ણને એ ખબર પડી અને પોતાનું વિકરાળ કાળરૂપ દેખાડયું. મંદહાસ્ય કરી ચોતરફથી અગ્નિની જ્વાળા ફેલાવી અને પોતાના અંગમાં હજારો યોદ્ધાઓ અને પાંડવોને પ્રગટ કર્યા. દુર્યોધન ગભરાયો અને મિત્રો સહિત નાઠો, દેવો અને ઋષિમુનિઓ સ્તુતિ કરવા લાગ્યા. ભીષ્મ વગેરે સહુ નમ્યા અને ક્ષમા માગી પછી કૃષ્ણ વિદાય થયા.

क्वचित्सर्पोपि मित्रत्वं प्रीयात्सैव खलः क्वचित्
न शेषशायिनो ऽप्यस्य वशे दुर्योधनोऽभवत् ॥

કોઇ મહાન સંયોગથી સર્પ જેવાં ઝેરી પ્રાણિઓ વશ થઇ વૈરભાવ છોડી મિત્ર બને પણ ગમે તેટલા ઉપાય કર્યા છતાં ખળ પુરૂષ મિત્ર બની વશ નજ થાય. જેમકે શેષનાગ જેવા મહા સર્પને વશ કરી તેની શય્યા કરી, તેની ઉપર સૂનાર નારાયણ (શ્રીકૃષ્ણ) જેવા પ્રભુને પણ દુર્યોધન આધીન ન થયો

શ્રીકૃષ્ણ પ્રભુ ઉપપ્લવ્ય વનમાં પાંડવો પાસે આવ્યા અને થયેલ હકીકત સઘળી કહી અને યુદ્ધ કર્યા સિવાય રસ્તો નથી એમ જણાવ્યું.

યુદ્ધની તૈયારી કરી. સર્વ રાજાઓને તેડાવ્યા. દ્રુપદ, વિરાટ, ચેકિતાન વગેરે આવ્યા. સાત અક્ષૌહિણી સૈન્ય લઇ યુદ્ધ માટે કુરૂક્ષેત્ર તરફ શ્રીકૃષ્ણની આજ્ઞાથી રવાના થયા. શ્રીકૃષ્ણે અર્જુનનું સારથિપણું સ્વીકાર્યું.

ધર્મરાજાએ યુદ્ધ જાહેર કરવા માટે રીતસરનો ધૃતરાષ્ટ્ર અને દુર્યોધનના નામનો પત્ર લખ્યો. જેમા જણાવ્યું કે આઠ દિવસની અંદર અમારૂં રીતસરનું અર્ધરાજ્ય અમને સોંપી દેજો. અને તેમ ન કરવું હોય તો યુદ્ધ કરવા માટે હાજર થજો અમો કુરૂક્ષેત્રમાં સર્વ તૈયારી કરી રવાના થયા છીએ. પત્ર લઇ દૂત ભીષ્મ દ્રોણ વગેરે અને ધૃતરાષ્ટ્ર દુર્યોધન હાજર હતા, તે સભામાં આવ્યો અને પત્ર દુર્યોધનને આપ્યો. ચર્ચા ચાલવા માંડી. તે વખતે અંધ ધૃતરાષ્ટ્ર પાસે બેઠેલ સંજયને પૂછવા લાગ્યા. સંજય ! એ દૂત શું લાવ્યો છે

સંજયને બહુ ક્રોધ ચઢયો. હૃદય બળવા લાગ્યું. અધર્મ સહન કરી શકયો નહિ પાંડવોને માથે થતા જુલમથી તેનું હૃદય ભેદાઇ ગયું હતું, તેથી ધૃતરાષ્ટ્રના પ્રશ્નના એ શબ્દો બળતામાં ઘી રેડવા સમાન થયા જેથી હૃદય ઉભરાયું અને ઉશ્કેરાયલ મનથી બોલ્યો કે,

### કવિત્

ભીમકો દીયો તો બિખ તાદિનહી બીજ બોયો,
લાખાગૃહ જાર્યો તબ અંકુર લિખાયો હે,
ધૂત ક્રીડા કાળ બસ્તાર પાઈ બડો ભયો,
દ્રૌપદી બસ્ત્ર હરણુ તે ગુંજ રીતે છાયો હે,
પીછેં ગાય ઘેરી તબ પુષ્પ ફળ ભાર ભયો,
તેને હિકુમંત્ર જલ સીચકે બઢાયો હે,
વિદુર કે વચન કે કુઠારસે ન કાટયો વૃક્ષ
તાકો ફળ પાકયો સો આ ભેટ લે કે આયો હૈ.

ભાવાર્થ—બાલ્યાવસ્થામાં દુષ્ટ દુર્યોધને દગો કરી ભીમસેનને ઝેર આપ્યું હતું. ત્યારે એક ઝેરનું ઝાડ તણે રોપ્યું. પછી ઝાડને રોપ્યા બાદ જ્યારે પાંડવોને લાખના ઘરમા બાળવાની કોશીષ કરી ત્યારે તે ઝાડને અંકુર આવ્યો (ફાંટો ફૂટયો) પછી જુગાર રમાડયા ત્યારે તે ઝાડ જરા મોટું થયુ અને દ્રૌપદીના વસ્રો ખેચ્યાં ત્યારે તે ઝેરનું ઝાડ ખુબ મોટું થઈ ચોતરફ ફેલાયું પછી વિરાટ નગર ગૌહરણુ કર્યું ત્યારે તે ઝાડને ફુલ અને ફળ આવ્યાં. અહીં કોઈ શંકા કરે કે પાણી સીંચ્યા વિના ઝાડ વધે કેમ? તેના જવાબમાં જણાવે છે કે ચંડાળચોકડી (દુર્યોધન, દુશ્સાસન, શકુની અને કર્ણ) ના પરસ્પરના ખરાબ વિચારો અને સલાહરૂપ જળે તે ઝેરી ઝાડને સીંચીને વધાર્યું. પુનઃ કોઈ શંકા કરે કે તે ઝેરી ઝાડને કાપવા કે ઉખેડી નાખવાને કોઈ ડાહ્યા કે બુદ્ધિશાળી સમર્થ પુરૂષો ન હતા? તેના જવાબમાં કહે છે કે વિદુરજીએ પોતાના વચન રૂપ ઘણા કુવાડા મારી તેને કાપવા માંડયું. પણ કપાયું નહિ. જેથી તેનું જે મહાન ભયંકર ઝેરી ફળ પાકયું છે તે ફળ લઈને આ દૂત આવ્યો છે. વધારે જોસમાં આવી છેવટ સંજય બોલ્યો કે હે અંધ ધૃતરાષ્ટ્ર તે ઝેરી ફળ તારા પુત્રોને લીધા વિના છૂટકો નથી. અને ખાવુંજ પડશે. અને પરીણામે મૃત્યુ પણ (ઝેરી ફળ ખાવાથી) અવશ્ય તારા તમામ પુત્રોનું થશેજ,

હવે દુર્યોધન ભીષ્મને નમ્યો. અને તેમને સેનાધિપતિ બની સહાય કરવા જણાવ્યું. ભીષ્મ પાંડવોની ગેરહાજરીમાં તેને ત્યાંજ વસવાથી તેને તે કામ સ્વીકારવાની ફરજ પડી. સૈન્ય તૈયાર કર્યું. સર્વે કર્ણ દુઃશાસન દ્રોણાચાર્ય વગેરે મોટા યોદ્ધાઓ અને મોટા સૈન્ય સાથે કુરૂક્ષેત્રમાં આવ્યા. અને પાંડવોના તૈયાર રહેલા સૈન્યમાં અર્જુનના રથ પર સારથિ તરીકે બેઠેલા શ્રીકૃષ્ણને ભીષ્મે દૂરથી જોયા. ભકત હતા તેથી માનસિક પૂજા કરી સંતુષ્ટ થયા. વિચાર્યું કે यत्र नारायणस्तत्र जयः જ્યાં નારાયણ (શ્રીકૃષ્ણ) હોય ત્યાંજ જય થાય, ધર્મનો વિજય થવોજ જોઈએ. હું પરપક્ષમાં છું, પણ શા કારણથી ધર્મના વિરૂદ્ધ પક્ષમાં છું તે અંતર્યામી પ્રભુ જાણતાજ હોય. મનુષ્યને પોતાની ઇચ્છાની વિરૂદ્ધ કર્તવ્ય પણ કરવું પડે છે આમ મનમાં વિચારી ભીષ્મપિતામહે દુર્યોધનને કહ્યું તું દ્વારકા શ્રીકૃષ્ણની મદદ માગવા ગયો હતો અને આ શું બન્યું. કૃષ્ણ તો પાંડવને ત્યાં છે.ત્યારે તને શું જવાબ આપ્યો.

દુર્યોધન બોલ્યો. શ્રીકૃષ્ણે મારી સમક્ષ પ્રતિજ્ઞા લઇ જણાવ્યું કે તમારી બન્ને ભાઇઓની લડાઇમાં મારે હથિયાર હાથમાં લેવાં નથી. વગર લઢયે મને તેડી જવો હોયતો મારી ના નથી અને મને ન તેડી જવો હોયતો દશ લાખ ગોપ આપું. મને તે યોગ્ય લાગ્યું. કારણ લડાઇમાં ઉપયોગી જે ન થાય તેને લાવીને શું કરવા ? તેને બદલે ગોપ લડવાને તો કામ આવે; જેથી તે મેં કબુલ કર્યું અને કૃષ્ણને આવવાનો વૃથા આગ્રહ ન કર્યો. દુર્યોધનના આ શબ્દોથી ભીષ્મને નવો જુસ્સો આવ્યો. વીરત્વ વ્યાપ્યું. પણ તે શા કારણથી તે દુર્યોધન સમજ્યો નહિ.

લાલ નેત્ર કરી ધરતી ધ્રુજાવે તેવી મહાન ભયંકર ગર્જના કરી ભીષ્મ શ્રીકૃષ્ણ સાંભળે તેવી રીતે મોટા અવાજથી બોલ્યા.

હે કૃષ્ણ ! તમે હથિયાર હાથમાં નહિ લેશો ? આ પ્રતિજ્ઞા લીધી. કેમ ? હું તમારી સામેજ પ્રતિજ્ઞા લઉ છું કે, પ્રતિજ્ઞા–

સારંગ.

જેમે હરિકોં ચક્ર ન ધરાવું.
લાજે મોરી જનની ગંગા.
શંતનુ સુત ના કહાવું. જો મે. ૧
કનક થંભ સારથી પાડું.
કપીયનકી ધ્વજા ગિરાવું.
પાંડવ સહિત સૈન્ય સંહારૂં
રૂધિરકી સરિતા ચલાવું. જો મે. ૨
સકળ ભૂપ સભા સબ બૈઠે
સબકોં કહેકે સુણાવું.
ચક્ર ન ધરે જો યદુ કુળ નંદન.
તો કહો મુખ લે ઘર જાઉં. જો મે. ૩
ઇતની ન કરૂં તો સે ગન હૈ કૃષ્ણકે
ક્ષત્રી બુંદ ન કહાવું.
સૂરદાસ પ્રભુ ભીષ્મ પ્રતિજ્ઞા
જીતે પુઠ ન ફિરાવું જો મે. ૪

આટલું મહાન જુસ્સામાં બોલતાં રૂવાંટાં ઉભા થયાં, વીરત્વથી શરીર ધ્રૂજવા લાગ્યું. અને શરીરમાંથી પસીનો છુટયો, કેમ જાણે ગંગા માતાએ અભિનંદન આપવાને દર્શન આપ્યાં હોય!

ભીષ્મ શ્રી કૃષ્ણના પરમ ભક્ત છે. તે શ્રી કૃષ્ણ હથિયાર ન લે એ ન ગમ્યું તેજ સ્વરૂપ શ્રી કૃષ્ણનાં દર્શનની પ્રબળ ઇચ્છા થવાનું જોસ ચડયું. એ જુસ્સો ભકિતનો હતો.

તેજસ્તત્વં સુદર્શનમ્.

સુદર્શન ચક્ર એ પ્રભુનું તેજસ્તત્વ છે. શું એ તેજસ્તત્વ સહિત આપનું દર્શન કરવાને લાયક કોઇ ભક્તો નથી!

હું લાયક છું. પરાણે ચક્ર સહિત આપનાં દર્શન કરીશ. અને પછીજ આપને નમીશ. જો નહિ લાયક હોઉં તો લાયક છું. તે યુદ્ધદ્વારાજ આપને પરીક્ષા આપીશ અને તેમાં મારી યોગ્યતા હોય

તેજ ચક્રસહ દર્શન આપશો અને મારી પ્રતિજ્ઞા પૂરી કરશો. મને ખાત્રી છે કે આપ ભકતાધીન છો પરંતુ ભકતની લાયકાત જોવી જોઇએ માટે ખુશીથી પરીક્ષા આપવા અનન્ય દાસ હાજર છે.

આ પ્રમાણે પ્રભુને માનસિક સંદેશો કહેવરાવ્યો. પ્રભુ સમજ્યા અને હસ્યા.

યુદ્ધની શરૂઆત પહેલા ધર્મરાજા પોતાના રથમાંથી હેઠા ઉતરી શત્રુના સૈન્યમાં પગે ચાલી જવા લાગ્યા. જેથી મોટો કોલાહલ થયો, ભીમસેન અર્જુન વગેરે વિચારમાં પડયા. શું ધર્મરાજા શત્રુને શરણે જાય છે ! અરે બધી બાજી બગડવાની તૈયારી, આ બહુ ખરાબ થાય છે વગેરે ઉચ્ચારો થવા લાગ્યા, પણ કૃષ્ણ કાંઇ બોલતા નથી. તેથી સર્વે તેને પૃછવા લાગ્યા, ત્યારે શ્રી કૃષ્ણે જવાબ આપ્યો કે ધર્મરાજા જે કરે છે તે બહુજ યોગ્ય છે માટે જોયા કરો જે થાય તે

ધર્મરાજા પ્રથમ ભીષ્મપિતામહ પાસે ગયા, અને ચરણમાં નમી બોલ્યા કે આપ ગુરુજી છો માટે કોઇપણ કાર્યના આરંભ પહેલાં ગુરુજીને નમી આશીર્વાદ માગવો જોઇએ માટે આપ પાસે આવ્યો છું.

ભીષ્મને પ્રેમનાં આસુ આવ્યાં માથે હાથ મૂકી કહ્યુ. બેટા તારો વિજય થાઓ તારી નમ્રતા જોઇ હું ખુશી થયો છું. આવી નમ્રતા હોય ત્યાજ વિજય હોય.

પછી દ્રોણાચાર્ય કૃપાચાર્ય વગેરે પાસે ગયા. અને તે સર્વેએ પણ તેજ પ્રમાણે આશીર્વાદ આપ્યા. પછી સંતુષ્ટ થઈ પાછા આવ્યા. અને સર્વેને શું કામ ગયા હતા તેની ખબર પડી તેથી સર્વે ખુશી થયા. હવે યુદ્ધની શરૂઆત થઇ તેમાં શરૂઆતમાંજ સગાસંબંધીને મારવા એ યોગ્ય નહિ. આવો અર્જુનને મોહ થયો જે વખતે શ્રી કૃષ્ણ પ્રભુએ ગીતાજીરૂપે જ્ઞાન આપી અર્જુનના મનનું સમાધાન કર્યું, અને યુદ્ધ ચાલ્યું.

[1] ભીષ્મપિતામહને પાંડવો સાથે લડવાના નવમા દિવસની આજે સમાપ્તિ છે. દિવસ અસ્ત થયો છે. કૌરવ સૈન્ય ઘણું કપાઇ ગયું છે; અર્જુનનો કોપ કોઇથી સહન થતો નથી. તેથી અકળાએલ દુર્યોધન દ્રોણગુરૂને પૂછે છે હવે શું કરવું ? અર્જુનનો જુલમ થોડો નથી. ભીમ વિકરાળ રૂપે ઘુમે છે અને લાખો માણસોનો નાશ કરે છે. હવે આપણો (મારો) વિજય કેમ થાય ? કોઇ ઉપાય !

દ્રોણ ગુરૂએ જવાબ આપ્યો કે સાચો રસ્તો ધર્મરાજા બતાવશે દુર્યોધન બોલ્યા એ શું બોલ્યો એવો કોઇપણ માણસ હોય જે પોતાનું બુરૂં ચાહી બીજાને સાચો રસ્તો બતાવે !

દ્રોણ બોલ્યા એવા વર્તનવાળાજ મહાત્મા પુણ્યશ્લોક ગણાય અને ધર્મરાજા તે પૈકીના પુરૂષ છે. માટે બતાવશે. લે પરીક્ષા

અંધારી રાત્રીએ ફક્ત ચાર પાચેક મનુષ્યો સાથે લઇ દુર્યોધન ધર્મરાજાના તંબુ તરફ જવા નીકળ્યો. દુર્યોધન આવે છે તેની ધર્મરાજાને ખબર થઇ તેથી પોતાની પાસે બેઠેલા ભીમસેનને હુકમ કર્યો કે દુર્યોધન આપણી પાસે આવે છે માટે જા તેની સામો અને વિવેક પૂર્વક લાવ.

निजकार्यसमुत्पन्ने वयं पंच च ते शतम् ।
अन्यकार्यसमुत्पन्ने वयम् पंचोत्तरश्शतम् ॥

આપણે પરસ્પર યુદ્ધ કરીએ ત્યારે તે સો અને આપણે પાંચ જુદા છીએ પણ બીજી બહારની તકરાર કે કામ હોય તો આપણે એકસોને પાંચ છીએ. અર્થાત્ આપણે જુદાં નથી મોટાભાઇની આજ્ઞાથી ભીમ સામો ગયો. સંપૂર્ણ સન્માનથી વિવેકપૂર્વક ભીમસેન તેમને તંબુમાં લાવ્યો.

ધર્મરાજાનું ભવ્ય સ્વરૂપજ જોઇને દુર્યોધન સ્તબ્ધ થયો, સર્વેએ ઉભાં થઇ તેને માન આપ્યું. ધર્મરાજાએ હાથ ઝાલી

---

૧ આહીથી શરૂ થતી વાત મૂળ મહાભારતમાં છે કે નથી પણ પંડિત ગટુલાલજીએ મને કહી છે જેથી બીજે કોઇ સ્થલે હશે. અને તે ઘણી સારી છે માટે લખી છે.

દુર્યોધનને પોતાની પાસે બેસાડયો. કુશળ પ્રશ્ન પૂછયા, ભલે આવ્યા. અમારા બંધુ છો, જોઇએ તે માગો, કહો તમારાથી શું અધિક છે, આવાં પ્રેમથી ભરેલાં ધર્મરાજાનાં નમ્ર વચન સાંભળી દુર્યોધન શું કહેવું તેના વિચારમાંજ પડી ગયો.

તમારો પરાજય કેમ થાય. એવા શબ્દો કહેવાને જીભજ ઉપડી નહિં. સતપુરૂષનો એજ ચમત્કાર કે પાસે આવતાં ગમે તેવો દુષ્ટ બુદ્ધિ હોય તેની પણ એક વખતે તો મતિ ફરી જાય અને અવિવેક ખસી જાય. પરંતુ આખર તો,

कर्पूरधुल्या रचितालवालः कस्तूरिकावर्धितदोहदश्रीः ।
हेमांबुकुंभैरपि सिंचमानः प्रांचं गुणं मुंचति किं पलांडुः ॥

કસ્તુરીનું ખાતર નાખો અને કપૂરની રજનો ક્યારો બાંધી તેમાં ડુંગળીને વાવી સોનાને ઘડે પાણી પાઇ ઉછેરી મોટી કરો તો પણ છેવટે પોતાની ગંધ શું છોડે ? કદી નહિ છોડે. તેમ દુર્જનને ગમે તેવો સત્પુરૂષનો સમાગમ થાય તો પણ પોતાનો દુષ્ટ સ્વભાવ છેક નજ જવાનો.

દુર્યોધન ધર્મરાજાની સંગતિથી નમ્ર બન્યો, વિવેકપૂર્વક જવાબ આપ્યો. કુશળ સમાચાર કહ્યા. પણ છેવટ જે સ્વાર્થ સાધવાને આવેલ તે સાધવાની અભિલાશા વધી. અને બોલ્યો કે હું એ પૂછવાને આવ્યો છું કે આપ સર્વેનો નાશ કયી રીતે થાય ?

ભીમસેનની ભ્રકુટી ચડી, આંખ લાલ થઇ, સર્વે ભાઇઓ ક્રોધાવિષ્ટ થયા અને હમણાં મોટાભાઇ સાચી હકીકત કહેશે જેનું પરીણામ બધી બાજી ઉંધી વળશે એમ સૌએ ધાર્યું પણ કૃષ્ણ કરે તે ખરૂં એમ વિચારી મોટાભાઇની પ્રતિભાથી દબાઇ કોઇ પણ વચમાં ન બોલ્યું. અને ધર્મરાજા શું જવાબ આપે છે તેની રાહ જોઇ શાંત બેઠા.

ધર્મરાજાએ જવાબ આપ્યો કે–તમે ઠીક પૂછયું તેના જવાબમાં મારે ખરૂં જણાવવાનું કે,

यत्र, योगेश्वरः कृष्णः यत्र पार्थो धनुर्धरः
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम.

જે ઠેકાણે કૃષ્ણ છે અને ગાંડીવ ધનુષ ધરનાર અર્જુન છે તેજ સ્થળે પવિત્ર લક્ષ્મી વિજય અભ્યુદય અને અવિચળ નીતિ છે એટલે કે અર્જુન અને તેના ગાંડીવ ધનુષ્યમાં દૈવી અપૂર્વ સિદ્ધિવાળું બળ હોવાથી દેવો તે બળવાળી વ્યક્તિને નર કહે છે અને શ્રીકૃષ્ણ પરમ તેજોમય સર્વ પ્રકાશમાન દિવ્ય દૈવી બળ હોવાથી તે બળયુકત અપુર્વ સૃષ્ટિ સ્વરૂપ કૃષ્ણને દેવો નારાયણ કહે છે અને સર્વે જેને પરમ ચૈતન્યરૂપ ગણી પુજે છે, એ ધારે તો સહજ એક ક્ષણમાં તમામ બાળીને ભસ્મ કરે, તેને હથીયાર લેવાની પણ જરૂર નથી. ભરી સભામાં તેં તેમને બાંધવા વિચાર કરેલો તે વખતે તને અનુભવ છે. પોતાના સ્વરૂપમાંથી અગ્નિ અને તમામ લશ્કર પ્રગટ કરેલ, ને તારે નાસી જવું પડયું; એ સર્વે યાદ કર. માટે તે દૈવી સત્તાવાન પ્રભુ જ્યાં હોય એટલે ટુંકામાં જ્યાં નર અને નારાયણ હોય ત્યાંજ વિજય છે અને ત્યાંજ ધર્મ-નીતિ અને તેજોમય દિવ્ય લક્ષ્મી છે એ તારે નિશ્ચય સમજવું.

છતાં તને નિરાશ ન કરવા માટે એક રસ્તો બતાવું છું. તે એ કે, જેમ અમારી પાસે નર અને નારાયણ રૂપ શ્રીકૃષ્ણ અને અર્જુનરૂપ દૈવી અને માનવ બળ છે. તેથી મહાનબળ જગતમાં જો કે કોઇનું નથી.પરંતુ નારાયણ હમેશાં ભકતને આધીન થઇ જાય છે. જેથી મહાન દૈવી સત્તાવાન છતાં ભક્ત પાસે નિર્બળ બને છે તો તમારી સેનામાં પ્રભુની સત્તાને નિર્બળ બનાવનાર એક મહાપુરૂષ છે, જેનામાં પ્રભુને તાબે કરવાની સત્તા હોય તેને શું સાધારણ સમજવો ! તે પોતે મહા પ્રતાપવાન, ધૈર્યવાન, આત્મબળવાન, જ્ઞાનવાન, નીતિવાન અને મહાન પવિત્ર હોવો જોઇએ. એવો સંપુર્ણ પવિત્ર અનન્ય ભકત હોય તેજ પ્રભુની સત્તાને તાબે કરી શકે છે, પોતાના અખંડ બ્રહ્મચર્યના ગુણથી પિતાની અપૂર્વ સેવા કરવાથી માતાનાં ચરણોનો દાસ થઇ રહેલ હોવાથી તેમ શુદ્ધ ધર્મ અને

ન્યાયનું આચરણ પૂર્વક શ્રીકૃષ્ણપ્રભુની અખંડ ભક્તિ કરવાથી મહાત્મા પિતામહ ભીષ્મ દાદાએ શ્રીકૃષ્ણને તાબે કર્યા છે. અર્થાત્ શ્રીકષ્ણ દિવ્ય સત્તાવાન છતાં ભક્તાધીન હોવાથી ભીષ્મને આધીન છે. તો જો ભીષ્મ અમારી દિવ્ય સત્તા સાથે અમને નાશ કરવા ધારે તો કરી શકે. પણ અમારો ( ધર્મપક્ષનો ) નાશ કરવાને પાપી સંકલ્પ તેના અંતરમાં પાપ પ્રગટ થયા વિના થાયજ નહીં. માટે તેના હૃદયમાં પાપ પ્રગટ કરવું હોય તો તેની બુદ્ધિ બગાડવાની જરૂર છે.

દુર્યોધને મુખ્ય મુદ્દોજ જાણવાની ઇચ્છાથી પુછયું કે તેની બુદ્ધિ કયી રીતે બગડે ?

ચાંડાળનું અન્ન ખાવાથી–ધર્મરાજાએ જવાબ આપ્યો.

ચાંડાળનું એટલે કોનું અંત્યજનું ? દુર્યોધને પ્રશ્ન કર્યો.

ના તારૂંજ ઉચ્છીષ્ટ ( એઠું ) ખાવાથીજ બુદ્ધિ બગડશે. કારણ તારાથી અંત્યજ ઘણો સારો પણ તેનાથી પણ તું વધારે નીચ્ ચાંડાળ છે. કારણઃ—

चांडालः स तु विज्ञेयश्चंडकर्म समाचरेत्

જાતિ ચાંડાળને ચાંડાળ ન સમજવો પણ ઘાતકી કર્મ કરનાર નિષ્ઠુર ક્રૂર કૃતઘ્ની અને હલકા વીચારનો બીજાનું બુરૂં કરીનેજ રાજી થનાર જે મનુષ્ય હોય તેનેજ ખરો ચાંડાળ સમજવો. આ તમામ દુર્ગુણ તારામાં સમાયેલ છે. પ્રથમ કપટ કરી ભીમને ઝેર આપ્યું, અમને લાક્ષાગૃહમાં બાળવા ઇચ્છા કરી, આમ કરી અમારોજ ઘાત કરવા મતિ કરી તેટલેથીજ ન અટકયો. પરંતુ આ વખતે આ ઘોર યુદ્ધ કરવામાં હજારોનાં ગળાં રેંસાય છે અને મહાન સંહાર થાય છે, એ બધું એક તારે નિમિત્તેજ છે. આમ હજારોની પાયમાલી કરવાને જે તું તૈયાર થયો છે તે પરથીજ જણાવવાનું કે ચાંડાળો સુવેલાંને ચીરે છે અને તું તો જીવતાં કાળજાં વીંધાવે છે તો તારી બરોબર બીજો કોઇ ચાંડાળ નથી. તો તે ભીષ્મપીતામહ તારા જેવા ક્રૂર અને ઘાતકીનું એઠું ( ઉચ્છીષ્ટ ) ખાશે એટલે તેની બુદ્ધિ તારા

જેવી "ધર્મનો સંહાર કરવાને ઇચ્છાવાળી" થશે અને એમ થશે તો વખતે ધર્મક્ષતી "અમારા નાશનો આભાસરૂપે" સંભવ ખરો.

આ પ્રમાણે ધર્મરાજાએ કહ્યું ને તેને લાગી આવ્યું પણ તેમના પરમપ્રતાપ "તેજોબળ" થી અંઝાઇ ગયો સ્તબ્ધ બન્યો રજા લીધી પોતેપોતાને સ્થળે આવ્યો ધર્મરાજાના કહ્યા પ્રમાણે ભીષ્મદાદાને ભ્રષ્ટ કર્યો યુકિત પ્રયુકિતથી પોતાનું એઠું ખવરાવ્યું તેને પરીણામે તેની બુદ્ધિમાં ફેરફાર થયો.

મદ્યપાનનો કે બીજા માદક પદાર્થોનો જેમ નીશો ચડે છે તેમ નીચ ચાંડાળના ઉચ્છિષ્ઠ અન્ન ખાવાનો પણ એક પ્રકારનો નિશો છે. ખુમારી આવે છે, અને તેને પરીણામે ક્રોધ વિગેરે મહાન વિકારરૂપ રાક્ષસો જે અંતરમાં રહેલ હોય છે તેનું જોર ફાવે છે જેથી પોતાની દૈવી શકિત તે રાક્ષસના જોરથી દબાઇ જાય છે. અને આંતરિક આસુરી જોર ફાવે છે. અસુરો ધર્મનો સંહાર કરવામાં આતુર બને તેમાં નવાઇ નથી. નીચ અન્ન ખાવાનું જે પરીણામ કુદરતે આવે છે તે ભીષ્મપિતામહને પણ થયું તેના હૃદયમાં વિકાર પ્રગટ થયો, મદિરાથી ઘેરાયલ આંખ સમાન આંખ થઇ, ત્યાં દુર્યો ધન રાત્રીએ તેના સર્વે પોતાનાં મંડળ શકુની કર્ણ, દ્રોણુચાર્ય, દુઃશાશન વગેરે સાથે આવ્યો, સર્વે બેઠા. પછી થોડી વાર થઇ એટલે અનેક લડાઇની વાતો કરતાં કરતાં. દુર્યોધન દાદાને કહેવા લાગ્યો કે આપ અથાગ શ્રમ લ્યો છો, હજારો યોદ્ધાઓનો સંહાર જો કે કરોછો તો પણ પાંડવોનોજ જય દષ્ટિગોચર થાય છે, એકવીશ વાર નક્ષત્રી પૃથ્વી કરી અનેક વીર ક્ષત્રિઓનો સંહાર કરનારા; કે જેની બરોબર કોઇ જગતમાં નથી, તેવા મહાન પરાક્રમી પરશુરામ જેવાને પણ આપ જીતનારા છો, આપશ્રીનું એવું મહાન બળ છે તેને લીધે આપના બળને આધારેજ જયની આશાએ આ યુદ્ધની હિંમત મેં કરી તો દાદા ! તમારે ખોળે માથું નમાવી કહું છું કે કોઇ રીતે મારો જય થાય? આપ મારૂં શ્રેય નહિં કરો તો કોણુ કરશે?

દુર્યોધનની આ દીન વાણી સાંભળીને નીચ અન્નને પરીણામે અંતરમાંથી આસુરી ભાવ વધી જવાથી ધર્મબુદ્ધિ પર અંધકાર

પ્રગટ થવાથી ( ભ્રષ્ટ બુદ્ધ થવાથી ) પૂર્ણ આવેશમાં આ વી જઈ ભીષ્મ બોલ્યા કે જળ લાવ. તત્કાળ જળ આણ્યું હાથમાં લીધું અને સંકલ્પરૂપ ભયંકર પ્રતિજ્ઞા કરી કે

॥ निष्पांडवीं पृथ्वीं करिष्ये ॥

નીષ્પાંડવી ( પાંડવ નગરની ) પૃથ્વી કરીશ આ સંકલ્પ લીધો પૃથ્વી ધ્રૂજી ખળભળાટ થયો, આકાશમાં ગર્જના થઈ, મોટા ઉત્પાત થયા; ભીષ્મ જેવા ધર્મવ્યતિક્રમ ( ઉલંઘન ) કરે એટલે પંચતત્વો ક્ષોભ પામે એ સાધારણ વાત છે.

આમાંથી શું થશે! ધર્મનો સંહાર થશે ! પ્રભુની ધર્મ સ્થાપવાની ઈચ્છા છે તેમાં આ શું! એમ મહાત્મા ઋષિયો મુનિયો અને દેવો કે જેણે અંતર દ્દષ્ટિથી જાણ્યું તેના મનમાં થયું.

प्रभुः सर्वसमर्थोंहि निजेच्छीतः करिष्यति ॥

કર્ણ અને દુઃશાસને દાદાના ચરણમાં પડી જણાવ્યું કે આપ શ્રીની પ્રતિજ્ઞા અચળ છે. અમને ખાત્રી છે કે હવે અમારો આ પ્રતિજ્ઞાને અંગે જય થઈ ચુકયો પરંતુ દુર્યોધનને સાથળમાં ગદા વાગવાનો દ્રૌપદીનો શાપ છે તેનું શું ? અમારા પીતા ધૃતરાષ્ટ અને વીદુરજીએ શાપથી વારંવાર અમને ગભરાવે છે અને કહે છે કે સતીનો કોપ વ્યર્થ નહિ થાય અને ભીમસેન ત્યાં ગદા મારશે. અને અમારો સર્વનો સંહાર કરશે, એમ વારંવાર તેમનું બોલવું થાય છે. તો દુર્યોધનભાઈ તે શાપમાંથી કયી રીતે બચે ? તે કૃપા કરીને કહો.

આના જવાબમાં ભીષ્મદાદાએ જવાબ આપ્યો કે દુર્યોધનની વહુને તેડીને તું આવ એટલે હું તેમને અખંડ સૌભાગ્યનો આશીર્વાદ આપીશ કે જેથી દુર્યોધન શાપમાંથી મુકત થશે.

ભીષ્મપીતામહના આ શબ્દો ફકત કહેવા માત્ર નહી હતા. એવી મહાન સત્તા કે જે સત્તા એક પ્રભુમાંજ હોઈ શકે આત્મબળ દૈવીબળ બ્રહ્મચર્યબળ સત્યવચન પાળવાનું બળ વગેરે અનેક સાધનોને અંગે તેનામાં અમુકને બચાવવાની અને અમુકનો સંહાર કરવાની દૈવી સત્તા તેમા હતી. અર્થાત્ મૃત્યુને પણ અટકાવવાની

શક્તિ કે જે માનવજાતિથી કોઇ પણ રીતે અશકય હોય છે, તે શકિત તેમાં હતી. તે પોતાનું મૃત્યુ અઠ્ઠાવન દિવસ સુધી અટકાવી "સૂર્ય ઉત્તરાયણનો થાય ત્યાં સુધી મારે નથી મરવું એમ કહી બાણશય્યામાં સૂતેલા હતા." સ્વેચ્છાથી દેહ છોડી જગતને તે સાબીત કરી આપેલ છે.

આસુરી બુદ્ધિવાન એ સત્તાને કયાંથી જાણે? દુર્યોધન અસુર હતો તેથી સ્ત્રીને આશીર્વાદ આપી મને બચાવશે એ તો એક ઢોંગ છે. એમ સમજ્યો પણ ધારે તો અંગ સત્તાથી મને બચાવી શકે એ એનામાં મહાનબળ છે એમ લૌકિક સત્તાથીજ તેને તાબે થયો હતો. અને આજ વધારે ખુશી થયો. તેનું કારણ એ કે ભીષ્મ બરાબર પોતાનું પુરૂ બળ વાપરી ખરા દિલથી લડતા નથી. તો મોઢે બોલેલું પાળનારા છે. માટે પૂરી સત્તા વાપરી ખરા બળથી લડી પાંડવોને મારશેજ અને એને મારશે તો હું બચ્યોજ છું આમ લૌકિક ભાવનાથી ભીષ્મનો વિશ્વાસ હોવાથી ખુશી થયો અને તેને રાજી રાખવા પોતાની સ્ત્રીને મોકલવાની તજવીજ કરી. અને દુઃશાસન સાથે જવાની ગોઠવણ કરી સર્વે પોતાના તંબુ તરફ ગયા. દુર્યોધન રાત્રે ધર્મરાજાની પાસેથી ગયા પછી ધર્મરાજા પાસે સર્વ ભાઇઓ એકત્ર થઇ બેઠેલા હતા. આખા દિવસના યુદ્ધની એક બીજા વાતો કરતા હતા. કુશળ સમાચાર ચાલતા હતા. આવતી કાલે શું કરવું. એમ પ્રશ્ન થતો હતો. ત્યાં શ્રીકૃષ્ણ પ્રભુ પધાર્યા. સર્વે ઉભા થયા. અર્ઘ્યપાદ્ય આદિ વિધિપૂર્વક પૂજન કર્યું. ચરણમાં નમન કર્યું.

અર્જુને સંગીતમાં સ્તુતિ કરી.

**આશાવરી ત્રિતાળ.**

પ્રભુ બિન કોઈ કામ ન આવે. પ્રભુ.
અંતર નજર કરૂં છું જયાં હું,
ત્યાં સઘળું વિસ્મરણ કરાવે.
મુજ દૃષ્ટિ શ્રી પ્રભુમય થાતાં,
પ્રભુમય સહુ મુજ નજરે આવે. પ્રભુ.

આ દુનિયાનો અનુભવ થાતાં,
ક્ષુદ્ર સકળ પ્રભુવિણુ દર્શાવે.
પરમાનંદ ફક્ત પ્રભુમાં છે,
તે ચરણો મુજ મન ઉભરાવે. પ્રભુ.
અન્ય કશું ગમતું નથી મુજને,
શ્યામ ચરણુ મુજ મન લલચાવે;
નખમણિ ચંદ્ર છટા પસરાતાં,
મુજ ઉરનું ઘન તિમિર નિવારે. પ્રભુ.
સ્વયંજ્યોતિમય બનાવિ મુજને,
ક્લેશ અને કંકાસ ભુલાવે;
સદાનંદમય સદા બનાવી
દામોદર નિજ ધૃત જગાવે. પ્રભુ.

સ્તુતિ પૂરી થઇ. સર્વે પ્રભુ ચરણુમાં નમ્યા. ધર્મરાજાનું હૃદય ભરાઈ આવ્યું. વારંવાર પ્રભુના ચરણુમાં લપટાયા. બેઠા થયા.

પ્રભુ ! ! ! આ ઘોર સંહારમાં આપજ મારૂં જીવન છો.

હો યદુનાથ ! એક તું ન રૂઠો ચાહિએ.

આમ સર્વે પ્રભુમય બન્યા હતા. એવામાં આકાશમાંથી વીજળી પડવા જેવો ભયંકર કડાકો થયો. પૃથ્વી કંપવા લાગી આમ ઓચિંતો અકસ્માત થતાં સર્વે શંકામાં પડયા. આ શું આકાશ અને પૃથ્વીમાં મુંઝારો. અને તે ઓચિંતો ! પ્રભુ કશું બોલતા નથી. તેવામાં ઓચિંતો એક ચાર ( છુપો બાતમીદાર ) દોડતો અને ગભરાતો આવ્યો અને ખબર આપી કે બહુ ભયંકર કામ થયું ! ધર્મ રાજાએ પૂછયું શું થયું ? જલ્દી કહે ? ભીષ્મદાદાએ નિષ્પાંડવી પૃથ્વી કરવાની પ્રતિજ્ઞા લીધી.

આ શબ્દ સાંભળી ધર્મરાજા અત્યંત ગભરાયા, હૃદય મૂંજવા [1] લાગ્યું. ધર્મને ગ્લાનિ થઇ ( ઝાંખા થયા ) અર્થાત્

[1] यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ॥ अभ्युत्थानम धर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥

ધર્માત્મા મહાન દેવી સંપત્તિવાન ભીષ્મ જેવા પવિત્ર અને ધર્મના રક્ષક થઈ તેજ ધર્મનું ખંડન કરવાને આતુર બને ત્યારે ધર્મ ક્ષોભ પામે એ સહજ છે, પણ એ જે શબ્દને અંગે ધર્મને ક્ષોભ થયો, એટલે ભીષ્મની પ્રતિજ્ઞા અંતર્ગત પૂર્ણ થઈ, પણ ખરી રીતે પરમ-ધર્માત્માથી ધર્મધ્વંસ થાયજ નહિ. માટે પ્રભુએ નાશના આભાસ રૂપજ ધર્મનો ક્ષોભ કર્યો અને એ ધર્મનો ક્ષોભ કરવામાં શ્રી પ્રભુનો ઘણો ઉચ્ચ હેતુ એ હતો કે ગીતાજીમાં અર્જુનને કહેલ તે પ્રમાણે ધર્મનો ક્ષોભ થયા વિના પ્રભુશ્રી પોતાની સત્તા પ્રગટ કરેજ નહિ. તો તે ધર્મને મહાન પુરૂષની આવી પ્રતિજ્ઞા વિના ક્ષોભ થાયજ નહિ. અને ક્ષોભ ન થાય ત્યાં સુધી પ્રભુ પોતાની દિવ્યસત્તા વાપરી અધર્મનો ક્ષય કરેજ નહિ દુ:શાસન દુર્યોધન વગેરે અધર્મના તત્વોને પોતાની દિવ્ય સત્તાથી ક્ષય કરવાનો પ્રત્યક્ષ પ્રભાવ બતાવવો છે, ( मया हतांस्त्वं जहि मा व्यथिष्ठाः—અર્થાત પોતે પોતાની સત્તાથી ક્ષય કરે છે અને અર્જુનને તો નિમિત્ત કરે છે, તે એ વાક્ય-પરથી સિદ્ધ થાય છે ) તેથી ભીષ્મ પાસે પ્રતિજ્ઞા પણ પોતે શ્રીકૃષ્ણેજ લેવરાવી. અને ધર્મને ક્ષોભ પણ દુર્યોધનાદિકના ક્ષય માટે પોતેજ કર્યો, (सर्वेषामेव भूतानां हृद्देशेऽर्जुन तिष्टति॥ भ्रामयन्सर्व लोकानि यंत्रारूढानि मायया—યંત્રની પુતળી માફક સર્વના હૃદયમાં વસેલ પ્રભુ શ્રીકૃષ્ણ જેમ નચાવે છે તેમ જગત નાચે છે, અર્થાત અંતરાત્મારૂપે અંતરમાં રહેલ શ્રી કૃષ્ણનેજ સર્વે લોક આધિન હોવાથી તે જેમ દોરવે છે તેમ સર્વ દોરાય છે. ) માટે અધર્મનો સંહાર કરવા અને ધર્મની સ્થાપના કરવા તેજ કૃષ્ણે ધર્મનો ક્ષોભ કર્યો મુંઝાવ્યા ધર્મ રાજાનું હૃદય ધડકવા લાગ્યું. બેભાન થયા. એકદમ શ્રી પ્રભુ પોતે બેઠા થયા. સુગંધી છાંટ્યાં. પવન નાખવા લાગ્યા. સર્વે ભાઈઓ પ્રભુને શ્રમ લેવા ના પાડે છે પ્રભુ કહે છે આ વખતે મારૂંજ [1] કામ છે.

પ્રભુ બોલ્યા. મહાત્મન ! હું પાસે છું ને ગભરાઓ છો ?

---

૧ ધર્મની ગ્લાની પ્રભુજ મટાડી શકે.

આ શબ્દો કાનમાં અથડાતાં તર્તજ સચેત થયા. બેઠા થયા, પ્રભુના ચરણ પકડયા. પ્રભુ મને સંભ્રમ થયો તેથી આપ સમીપે છે, એ પણ હું ભૂલ્યો. ક્ષમા કરો. હું સ્વસ્થ છું હવે સંભ્રમ નથી.

प्रभुः सर्वसमर्थो हि निजेच्छातः करिष्यति ।

આપશ્રીની ઇચ્છાથી આપશ્રી ઇષ્ટજ કરશો જે સ્થાપન માટે આપશ્રીનું પ્રાગટય છે એ સિદ્ધજ થાય ક્ષમા. હવે હુ નિઃસંદેહ છું.

આમ ક્ષોભ મટતાં આકાશમાંથી અવાજ આવ્યો.

ભૈરવે.

વિશ્વાસ પ્રભુમાં ધરજે, તેથી ભવસંકટ તરજેરે. વિશ્વાસ.
સૂર્ય ચંદ્ર જયમ નિયમીત રીતે પ્રકાશ નિત્ય કરે છે,
અનહદ તેમ પ્રકાશ કરે ઉર, તે પ્રભુને અનુસરજેરે. વિશ્વા-૨
દિવ્ય ઐાષધી રોગનિવારી, અંતર શાંતિ કરે છે,
ક્રોધાદિક ત્યમ રોગ નિવારે, એ પદરજ ઉર ધરજેરે. વિશ્વા-૩
ઘનશ્યામ [1] જયમ જગમાં વરસી, તાપ સહુના હરેછે,
ત્યમ અંતર અમીરસ વરસાવે, એ હરિથી ભવ તરજેરે વિશ્વા-૪
દામોદર લપટી યમુનાં તટ, પ્રભુ રજમય તુ બનજે,
શ્યામ મૂર્તિનો દાસ બનીને, તાપત્રિવિધ પરહરજેરે. વિશ્વાસ-૫

અવાજ સાંભળી પ્રભુના ચરણમાં પાછા નમ્યા. અને જણાવ્યું કે અકાશના દેવો પણ સાક્ષી પૂરે છે, પ્રભુ તમારો પૂર્ણ વિશ્વાસ છે. હવે મને ભય શાનો !

સહુથી સમરથ રાધાવરનો આશરો,
જેના જનને દુભવી શકે નહિ કોઇજો.
બીજા સહુ મોટાપણુ હરિના હુકમથી,
શીવ સનકાદિક ગણેશ શેષ મહેશજો-સહુ૦

આમ પ્રભુની સ્તુતિમાં ધર્મરાજા લીન થયેલ છે ત્યાં બીજા ગુપ્ત સમાચાર આપનાર (ચારે) આવી ખબર આપી કે દુર્યોધનની સ્રીને અખંડ સોભાગ્યનો આશીર્વાદ આપવા બોલાવેલ છે.

---

૧ વરસાદ.

દુર્યોધન એ આશીર્વાદનું શું બળ છે તે આસુરી જીવ હોવાથી બીલકુલ જાણતો નહતો પરંતુ પાંડવો દૈવી જીવ હતા તેથી જાણતા હતા. અને પ્રભુ તો અંતર્યામી છે એટલે પૂછવાનુંજ નથી તેને તો દુર્યોધનની સ્ત્રીને બદલે એ આશીર્વાદ દ્રૌપદીનેજ અપાવી તેનું વચન તે ભીષ્મનેજ હાથે જૂઠું પાડવા અર્થાત્ નિષ્પાંડવી પૃથ્વી કરવા માટે જે પ્રતિજ્ઞા તેણે લીધી છે તે તેને હાથેજ જુઠી કરવા માટે આ એક અંતરમાં વસી પ્રભુએ બીજી બાજી રચી.

પ્રભુની જુકિતને કોણ પોહોંચી શકે ?

આપણે પ્રભુની બાજીનું આગળ દિગ્દર્શન કરીએ ઉપરના ખબર સાંભળી પ્રભુએ દ્રૌપદીને આજ્ઞા કરી બેન ચાલો જલ્દી, કયાં ! એ પૂછવા પણ દ્રૌપદી ન રોકાયાં અને જલ્દી બોલ્યાં ભાઇ ચાલો.

પ્રભુ દાસ બન્યા ધાબલો ઓઢી ગોવાળ બન્યા. હાથમાં મશાલ અને લાકડી લઇ આગળ ચાલ્યા. દ્રૌપદી બેનને કાંકરા કાંટા વાગે માટે રસ્તો સાફ કરતા ચાલે છે.

### ધનાશ્રી ૧

ભકિત થકી વશ થાય કૃપાનિધિ ભકિત થકી વશ થાય.
જેના મુખપ્રસાદ કયું સારૂ બ્રહ્માદિક લલચાય
અણુવાણે પગ દ્રુપદ સુતાના દાસ બનીને જાય. કૃપાનિધિ.
શુક સનકાદિક ધ્યાન કરે પણ પાર જરા ન પમાય.
ગોવર્ધન પ્રભુએ કરૂણા ઘન પ્રેમબંધને બંધાય કૃપાનિધિ.

દ્રૌપદીજીને સાથે લઇ પ્રભુ ભીષ્મદાદાના તંબુ તરફ જવા લાગ્યા. મધ્યરાત્રી થઇ ગઇ છે ભીષ્મ સેનાપતિ હોવાથી સંત્રીઓ પહેરા ભરે છે, જગત શાંત છે. પ્રભુના હાથની મશાલનું અજવાળું દેખાતાં સંત્રી (પહેરાવાળા) એ બુમ મારી. કોણ છે ? રાણીજી ! ! ! પ્રભુ તરફથી જવાબ મળ્યો.

૧ આ પદ ભારત માર્તંડશ્રી ગટુલાલજીનું બનાવેલ છે. તેનુ ખરૂં નામ ગોવર્ધનલાલજી હતું

દુર્યોધનની રાણી હશે એ તેઓએ જાણ્યું અને તેને આવવા દેવાને દાદાનો હુકમ હતો. પ્રભુની વાણીથી કોણ સંભ્રમિત ન થાય ? આમ જુઠું બોલાયું નથી અને કામ સધાય છે.

અરે તું શાને ચીંતા કરે, કૃષ્ણને કરવુ હોય તે કરે.
દોરી સહુની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે;
ધણીનો ધાર્યો મનસૂબો, હર પ્રજ્ઞાથી ન ફરે. કૃષ્ણને.

સંત્રી ( પહેરાવાળાઓએ ) જવા દીધા.

શ્રીકૃષ્ણ અને દ્રૌપદી બન્ને ભીષ્મદાદાના તંબુ પાસે આવી પહોંચ્યાં જે સૌભાગ્ય દુર્યોધનની સ્રીને આપવાને ભીષ્મે જણાવ્યું હતું. તેમાં પોતાનો ભક્ત અધર્મરૂપ દુર્યોધન જે પોષણ કરે છે અને ધર્મને ક્ષતિ કરે છે માટે પોતાનો ભક્ત થઇ અધર્મના માર્ગ પર કોઇ કારણસર સંગ દોષથી જતો હોય તો તેને અટકાવી ધર્મ પોષક બનાવવો એ પોતાની એક મોટી ફરજ બજાવવા માટે અહીં પ્રભુ પધારેલ છે. અર્થાત્ બે ભકતો એક ધર્મરાજા-એનું પોષણ અને બીજો ભક્ત ભીષ્મ જે અન્યાય પંથે ઉતરે છે. તેને તે ન કરવા દેતાં બચાવવા અને જે ધર્મનો માર્ગ સ્વીકાર્યો છે તેજ સ્વીકારવાને ખાસ સમજણ પાડવા તથા બે ભકતોનું જૂદી જૂદી રીતે કલ્યાણ કરવા પ્રભુ આ વખતે દાસ બની આંહી પધારેલ છે, જે કામ કહેવાથી નથી થતું તે કર્તવ્યથી થાય છે. માટે દ્રૌપદીને આંહી લાવવારૂપ જાતે શ્રમ ઉઠાવી પ્રભુ પોતે પવિત્ર કર્તવ્ય કરે છે અને તેવાં પવિત્ર કૃત્ય કરાવવાને જગતને પ્રેરે છે.

न मे पार्थास्ति कर्तव्य त्रिषु लोकेषु विद्यते          ગીતામાં

અર્જુનને પ્રભુ કહે છે કે મારે કશું કર્તવ્ય કરવાની જરૂર નથી છતાં હું ફકત લોક પાસે કામ કરાવવા માટેજ કરૂં છું અર્થાત્ હું કરૂં છું તેમ તમો પણ કરો એ સમજણ પાડવા માટે કરૂં છું

તંબુ પાસે આવતા પ્રભુએ દ્રૌપદીજીને કહ્યું અંદર જાઓ અને દાદાને પગે લાગો અને દાદા પૂછેકે સાથે કોણ છે ત્યારે જવાબ આપવો કે મારો દાસ છે. બીજું કશું ન બોલવું. ભીષ્મ

જાગતા હતા. હાથમાં માળા હતી. રાધાકૃષ્ણનો જપ કરતા હતા. ત્યાં દ્રૌપદી ગયાં. ભીષ્મદાદા સમજ્યા કે દુર્યોધનની સ્ત્રી મહારા કહેવા પ્રમાણે આવી. સંભ્રમ થયો, કોણે કર્યો? બહાર ઉભેલા ધાબળી ઓઢનાર કૃષ્ણે. ખોળો પાથરી દ્રૌપદી પગે લાગ્યાં. બે હાથ માથે મુકી કહ્યું.

બેટા! અખંડ સૌભાગ્યવતી હો.

દ્રૌપદી એકદમ વધારે ચરણમાં પડયાં અને બોલ્યાં દાદા!

બિલાવલ દીપચંદી તાલ.

સફળ વચન રહો તવ સસરાજી, એજ ખરેખર છે મુજ અરજી.
પાંડુ તનય સહુ હરમત હારે, આપ વિના દાદા કોણ ઉગારે—સફળ.
આપ અમારા છો પ્રતિપાલક, તમ વિણુ સંકટથી કોણુ તારે;
બાળક હું તમ શરણે આવી, આશ્રય એક તમારો અમારે—સફળ.

ભીષ્મદાદા ચમકયા, દુષ્ટ અન્નનો નીશો એકદમ ઉતરી ગયો. ભગવંત ચરણારવિંદ શું ન કરે!

संचिन्तयेत्भगवतश्चरणारविंदं ।
वज्रांकुशध्वजसरोरुह हलांछनाढ्यं ॥
उत्तंगरक्तविलसन्नखचक्रवाल—
ज्योत्स्नाभिराहत महद्‍हृदयांधकारः

આપણા હૃદયમાં રહેલ ક્રોધાદિક રાક્ષસોનો સંહાર કરવા માટે જે ચરણારવિંદમાં વજ્રનું ચિન્હ છે. ગર્વરૂપ હાથીને તાબે કરવા માટે જેમાં અંકુશનું ચિન્હ છે; હૃદયમાં ધર્મનું સ્થાપના કરવા માટે ધ્વજનું; કોમળતા; દયા સ્થાપવા માટે જેમાં કમળનું ચિન્હ છે તે શ્રીપ્રભુના ચરણારવિંદનું હૃદયમાં ચિંતવન કરવું. હૃદયમાં ધારણ કરવું. કે જેથી ઉપર જણાવેલ સર્વ વસ્તુનો લાભ થાય અને તેજ ચરણારવિંદ કે જેની નખની કાંતિથી હૃદયનું અંધારૂં નાશ પામી પૂર્ણ ચંદ્રમય અંતરમાં પ્રકાશ થાય છે. તે ચરણારવિંદ જ્યારે પ્રત્યક્ષ થાય ત્યારે શું ન કરે!

પ્રભુએ એ ચરણારવિંદ દાસરૂપે પધારી ત્યાં ધારણ કર્યાં તે સાથે ભીષ્મપિતામહનો દુષ્ટ અન્નનો નિશો ઉતરી ગયો. અંતરનો અંધકાર મટયો. પ્રકાશ થયો. જેમ મુગ્ધ દશામાંથી જાગ્યા હોય તેમ બન્યા. એકદમ બેઠા થયા. તું કોણ ?

આપની બાળક પુત્રી ( સ્નુષા-પુત્રવધૂ ) દ્રૌપદી !

તું આંહી કયાંથી ? તારી સાથે કોણ છે ? દાસ છે. દ્રૌપદીએ જવાબ આપ્યો. ઉભા થઇ અત્યંત હર્ષપૂર્વક બોલ્યા કે બેન

આ કામ કાળીયાનાં છે ? કયા છે તે બતાવ ? બહાર ઉભેલ છે. દ્રૌપદીએ કહ્યું. ભીષ્મ તેને મળવા તંબુ બહાર આવ્યા. ભવ્ય, તેજોમય દિવ્ય મૂર્તિ, જે હ્રદયમાં રમી રહેલી છે તેજ જનો પરમ પ્રકાશ બહાર આવતાં ભીષ્મે જોયો. ધાબળી, લાકડી અને મશાલ હાથમાં હતાં. તેને બદલે શંખ, ચંક્ર, ગદા અને પદ્મ હાથમાં ધારણ થયાં પીળાં પિતાંબર, સુંદર પ્રકાશમય મુકુટ. જળહળતાં કુંડલ, મહાતેજોમય પરમ પ્રકાશયુક્ત મુખારવિંદ, શ્રીવત્સલાંછન, તુળસીના સુગંધમય ચરણ, આવી ભવ્ય કૃષ્ણ સ્વરૂપ મૂર્તિનાં દર્શન કર્યાં. વિહ્વળ બન્યા રૂવાટાં ઉભાં થયા. આંખમાંથી આંસુની ધારા ચાલી. અનહદ પ્રેમ ઉભરાયો પ્રભુ ! મને તારવા માટે આટલો શ્રમ ઉઠાવ્યો ! ! ! હ્રદય વધારે ભરાયું ચોધારાં આંસુ ચાલ્યાં એકદમ પ્રભુના ચરણમાં પડયા અને તેજ આંસુના જળથી પ્રભુના ચરણ ધોયા. માનસિક પૂજા કરી ?

### આશાવરી.

| | |
|---|---|
| પ્રભુને શી રીતે રીઝાવું. | પ્રભુ૦ |
| સુર સરિતા[1] નિકળી જે ચરણથી, તેને શું સ્નાન કરાવું | પ્રભુ૦ |
| પરિમલ સકલોત્પાદક જે છે, તેને શું પુષ્પ ધરાવું, | પ્રભુ૦ |
| કોટિ સૂર્ય સમ કાંતિ જેની તેને શું દીપ ધરાવું. | પ્રભુ૦ |
| સકલ જગત પોષક જે પ્રભુ છે, તેને શું ભોગ ધરાવું. | પ્રભુ૦ |
| લક્ષ્મીજી જે જેના ચરણમાં, શું ધન હું અર્પાવું. • | પ્રભુ૦ |

૧ ગંગાજી.

અનહદ મુરલી, નાદ કરે જે, તેને શું ગાન, સુણાવું,
સકળ વેદને પ્રગટ કરે જો, તેને શું પાઠ સુણાવું. પ્રભુ૦
દામોદર કરૂણા ઘન પ્રભુને પ્રેમ રસે નવરાવું,
પ્રભુને એજ રીતે રીઝાવું. પ્રભુ૦
વળી ચરણમાં પડયા. પરાપૂજા પૂરી થઈ.
નાથ આ શું થયુ ! મારી બુદ્ધિમાં આ શો ફેરફાર ! !

આપ જ્યારે ધર્મનું સસ્થાપન[1] કરવા માટે પ્રગટ થઇ. તેનોજ પક્ષ લઇ ધર્મનું રક્ષણ કરવા માટે તત્પર રહો છો ત્યારે તમારાજ સેવક બની હું ધર્મનો નાશ કરવા માટે પ્રતિજ્ઞા લઉં છું અને તેવો પાપિષ્ટ બનેલો છતાં આપશ્રી તેજોમય સ્વરૂપનાં મને દર્શન આપો છો ! નાથ આપની પ્રભુતાનો કોણ પાર પામે !

કવિત.

જ્ઞાનકી ન ગૂજી શુભ ધ્યાનકી સુઝી,
ખાનપાનકી ન બૂઝી અબ એ વહમ સુહી હૈ;
મુજસો કઠોર ગુનચોર ન હરામખોર,
તુજ સીન ઓરદોર ઓરઠોર શુહીં હૈ.
અપની સીકીજે મેરે પાપપે ન દિલ દીજે,
પ્રભુજી નિભાઇ લીજે જૈસે જ્યુહી તુંહી હે,
મે હું પતિત તુમ પતિતઉદ્ધાર ન પ્રભુ,
તેરી ગતિ તુંહીં જાને પણ મેરી ગતિ તુહી હૈ.

આમ કહેતાં પાછું અત્યંત હૃદય ભરાયું. આંસુની ધારા ચાલી બે હાથ પ્રભુના ચરણ તરફ પસારી દંડની પેઠે ચરણમા પડયા. ખુબ આળોટયા નાથ બચાવો ! આ શું થયું ! મારી મતિ ધર્મનો નાશ કરવાની થઇ. જીંદગી ધૂળ કરી આજ સુધી અખંડ વ્રતો પાળી જે ધર્મનું પોષણ કરવાને માટે અનેક કષ્ટો વેઠી રહ્યો છું તેજ હું આઅર આમ કરવા તૈયાર થયો ! છેલ્લો વખતે આવી બુદ્ધિ

૧ धर्म संस्थापनार्थाय संभवामि युगे युगे–શ્રીગીતાજી અધ્યા.૪.

ધર્મધ્વંસ કરવાની થઇ ! પ્રભુ અધર્મ રૂપ દુર્ગંધ યુક્ત નરકમય ભયાનક સમુદ્રમાં હું ડુબતો હતો ત્યાં મારો ઉદ્ધાર કરવા માટેજ આપ પધાર્યા, આપે " મારો ભકત થઇ ધર્મનો નાશ કરે એ ન કરવા દેવુ. એવી ભક્તની દયા જાણી આ શ્રમ લીધો, એમ હવે મને સમજાયુ.આપશ્રીના ચરણુનો પ્રકાશ થતાં એ ખ્યાલ આવ્યો. નાથ ! મને બહુજ મનમાં શકા થાય છે તે એ કે, મારા જીવનમા કદી ન બનેલ જેવો આ બનાવ બન્યો આવી મારી ધર્મનો નાશ કરવાની દુષ્ટ મતિ થઇ. તેનું શું કારણ ! એ હજી મારાથી સમજાતું નથી.

શ્રી કૃષ્ણ ભગવાને બનેલી સર્વ હકીકત સંભળાવી અર્થાત દુર્યોધનને ધર્મ રાજાએ ભીષ્મદાદાનો બુદ્ધિ ચંડાળનું અન્ન ખાવાથી બગડે તો અમારો નાશ થાય એમ જે સુચવેલ અને તેથી દુર્યોધનને ઉચ્છિષ્ટ (એઠુ) ખવરાવી તમારી બુદ્ધિ બગાડી તેનુંજ આ પરીણામ. આ બધી વાત સાંભળના ભીષ્મદાદાને ધ્રુજારી છૂટી, બેહદ ત્રાસ થયો અને બોલ્યા અરે હાય, આખર બહુ જાળવીને હું રહેનો છતા મારો દેહ વટલાયો. ભ્રષ્ટ થયો ! દુષ્ટની સંગતિનું આ ફળ ! નાથ મારીજ ભૂલ ॥ अर्थस्य पुरुषो दासः પેટના પોષણનું આ ભયંકર પરીણામ આવ્યું તેનું અન્ન ખાધું તેને લીધે તેના ( અધર્મ રૂપ દુર્યોધનના ) પક્ષમાં રહેવાની મને ફરજ પડી અને અધર્મની સંગતીનું છેવટ આ પરિણામ આવ્યું દેહ ભ્રષ્ટ થયો, બુદ્ધિ ભ્રષ્ટ થઇ, જીદગી ધુળ થઇ અને આજ સુધી કરેલ પુણ્ય, દાન, સત્કર્મ; એ બધું ધર્મ ભ્રષ્ટ થતાં અને દેહ વટલાતાં ધુળ થયું. ઓ પ્રભુ, આ પ્રસગે આ પાપીનો તમે ઉદ્ધાર કર્યો હવે તો એકજ વિનતિ છે.

**ભૈરવી.**

ઇતનાં તો કરના સ્વામી જબ પ્રાણુ તનસે નિકલે
ચાહે ગંગાજી કાતટ હો ચાહે જમુનાજીકા ખટ હો
એક સાંવરો નિકટહો જબ પ્રાણુ તનસે નિકલે
શિરપે મોર મુકુટ હો કટીપે પીત પટ હો

એ સામરો મેરે ઘટહો જબપ્રાણ તનસે નિકલે
સનમુખ સામરા ખરાહો તિરછા ચરણ ધરાહો
બસીકી ધુન ભરાહો જબપ્રાણ તનસે નિકલે.
આખરકી બખ્ત આના નહિ કોલ ભૂલ જાનાં
બંસીકી ધુન સુનાનાં જબપ્રાણ તનસે નિકલે
જબપ્રાણ નિકલે તનસે તેરા નામ નિકલે મુખસે
છુટજાવે ઘોર દુઃખસે જબપ્રાણ તનસે નિકલે
સુરદાસકી એ અરજ હે માનો તો ક્યા હરજ હૈ
આખરકી એ ગરજ હે જબપ્રાણ તનસે નીકલે.

હે નાથ આખરની આ વિનતિ કે, જે ભવ્યદર્શન આ વખતે મારા પાપનો નાશ કરવાને માટે આપે આપ્યા તેજ તેજોમય દર્શન પ્રાણ નિકળવા વખતે થાય એજ પ્રાર્થના છે.

બીજી વિનતિ એકે, મારી બે પ્રતિજ્ઞા આપશ્રી સફળ કરો એક આપને હથીયાર હાથમાં ધરાવવાની અને બીજી મહાન ઘોર દુષ્ટ પ્રતિજ્ઞા જે મેં કાલે લીધી તે તો નરકરૂપ હોવાથી તેને બદલે મારો દેહજ પડે તેમ કરી તે પ્રતિજ્ઞા પૂરી કરાવો અર્થ સાધયામિ વા देहं पातयामि દેહ પડે એટલે પ્રતિજ્ઞા નિષ્ફળ ગણાતી નથી માટે મારૂં મૃત્યુ શિખંડીથી નિર્માણ થયેલ છે તો તેને આવતી કાલે આગળ કરી દેહ પાડવાની યોજના કરો, એ બીજી વિનતિ છે. શ્રી પ્રભુએ ઉત્તર આપ્યો કે તેમ થશે. એ નિર્માણ થઇ ચૂકયું છે, આમ કહી દ્રૌપદી સાથે પ્રભુ પધાર્યા

ભીષ્મે દ્રૌપદીને કહ્યું બેન તારૂં સૌભાગ્ય પ્રભુએ વધાર્યું માટે તેનું શરણ ન છોડશો એ સર્વ જગતના નિયામક પુરૂષોત્તમ પ્રભુ ભકતનું અને ધર્મનું રક્ષણ કરવા માટેજ અવતાર ધારણ કરે છે.

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृतां ।
धर्म संस्थापनार्थाय संभवामि युगे युगे ।।

શ્રી ગીતાજી અધ્યાય ૪.

સાધુનું, "ભકતજનોનું" પાપમાંથી રક્ષણ કરવા માટે ને દુષ્ટોનો સંહાર કરવા માટે તેમજ ધર્મની સ્થાપના કરવા માટે પ્રભુ અવતાર ધારણ કરે છે. એ આંહીં પધારી મારી અવળી થતી બુદ્ધિ સુધારી ધર્મને બચાવવાનો રસ્તો મજબુત કરી પોતાનું ગીતાનું વાકય સફળ કર્યું છે. માટે તેના ચરણમાંજ સર્વસ્વ ગણુજો એજ મારૂં છેવટ કહેવાનું છે. જાઓ કલ્યાણ થાઓ, સુખી રહો—એ પ્રમાણે દાદાનાં આશીર્વાદ લઇ દ્રૌપદી તથાસ્તુ કહી નમન કરી પ્રભુ સાથે ગયાં અને બનેલી સર્વે હકીકત પાંચે પાંડવોને કહી સંભળાવી સર્વે સંતુષ્ટ થયા અને પ્રભુએજ રક્ષા કરી એમ સમજ્યા થોડી રાત્રી બાકી હતી તેથી પોતપોતાને સ્થળે જઇ જરાવાર નિદ્રા લઇ સવારે જાગ્રત થઇ આજે દશમો દિવસ એટલે ભીષ્મદાદાના યુદ્ધનો છેલ્લો દિવસ છે અને મહાન યુદ્ધ થશે એમ સમજી સારા પાયાપર તૈયારી કરવા માંડી. રાત્રે કરેલી પ્રતિજ્ઞા મુજબ દુર્યોધનને રાજી કરવા અને ખરીરીતે તો શ્રીકૃષ્ણને હથિયાર હાથમાં લેવરાવવા માટે તેનો કોપ વધારવાની ખાતર જે પોતાની પ્રતિજ્ઞા સફળ કરવા માટે ભીષ્મ મહાન ક્રૂર બની લડશે એમ શ્રીકૃષ્ણ અને અર્જુન વિગેરે સર્વે જાણુતા હતા તેથી તેવી મજબુત તૈયારી કરી સર્વે યોદ્ધાઓ સાથે શંખનાદ કરતા યુદ્ધ કરવા માટે ચાલ્યા રણભૂમિપર આવ્યા; ઢોલ નગારાં, શંખ, તૂરી, ભેરી વગેરેના અવાજો થયા સર્વે શર પુરૂષો શુરાતનમાં આવ્યા.

પાંડવોની સેનાની સામે દુર્યોધનની મહાન સેના ખડી થઇ તેમાં મહાન પ્રતાપી ભીષ્મ દૃષ્ટિ ગોચર થયા આજે તેનું રૂપ જુદું હતું. મુખપર વીરતા છવાઇ રહી હતી દાદાએ ભયંકર ગર્જના કરી.

तस्यः संजनयन् हर्षं कुरुवृद्धः पितामहः

सिंहनादं विनद्योच्चैः शंखं दध्मौ प्रतापवान् ॥ ગીતાજી અ. ૧.

દુર્યોધનને હર્ષ ઉત્પન્ન કરવા માટે મહાન પ્રતાપી વૃદ્ધ ભીષ્મપિતામહે ભયંકર સિંહ ગર્જના કરી શંખનાદ કરી, સર્વેના હૃદયમાં શૌર્ય પ્રગટ કર્યું.

## સારંગ.

શાંતનુ સુત યુદ્ધ પર આવ્યો.
થર થર થર થર ધરણી કંપે
જય જય ઘોષ છવાયો                                    શાંતનુ
થાય ગર્જના વીર પુરૂષની
વીરનો વિજય ગવાયો,
મહા પ્રતાપી રણમાં ઘુમે,
મહાન કાળ જણાયો.                                    શાંતનુ
સૂરજ તેજ વિહીન બન્યાથી,
અંધકાર પસરાયો,
કંપે હૃદયો વીર તણા પણ,
ગર્ભિણી ગર્ભ ગળાયો.                                    શાંતનુ

લડાઈ શરૂ થઈ, અત્યંત કોપાયમાન થઈ આજે ભીષ્મ લડે છે તેથી દુર્યોધન ખુશી થયો અને પોતાને ખાત્રી થઈ કે પ્રતિજ્ઞા પ્રમાણે આજે પાંડવોનો નાશ કરશેજ.

પ્રભુના હાથમા હથિયાર લેવરાવવા રૂપ પહેલી પ્રતિજ્ઞા પુરી કરવી હતી તેથી અર્જુન અને શ્રીકૃષ્ણની સામા આવી અતિ વિકરાળ કાળ સમાન બની ભીષ્મ ભયંકર લડાઈ કરવા લાગ્યા અર્જુન પર બાણનો મહાન વરસાદ થવા લાગ્યો. અર્જુનને અને શ્રીકૃષ્ણને બાણથી ઢાંકી દીધા લોકો ગભરાવા [illegible] શું થશે એ ચિંતામાં પડયા. મહાન ત્રાસ વર્તાઈ રહ્યો [illegible] ગર્જના થવા લાગી. અર્જુન ગભરાયો હથીયાર [illegible] [illegible] થઈ. હે કૃષ્ણ કૃષ્ણ એવો ઉચ્ચાર કરવા લાગ્યો, આવી [illegible] સ્થિતિ અને ભીષ્મ તરફથી હજી બાણનો વરસાદ જારી છે તે [illegible] કોપાયમાન થયા, કાળ સરખુ વિકારળ રૂપ કર્યું [illegible] જગતને [illegible] તું હોય તેવુ રૂપ દેખાયુ એકદમ [illegible] [illegible] [illegible] રથનું ચક્ર "સુદર્શન ચક્ર બનાવ્યું" [illegible] [illegible], ટે [illegible] પૃથ્વી થર થર કંપવા લાગી ધ્રુજવા લાગી [illegible] [illegible]

હાહાકાર શબ્દ થયો. આકાશ લાલ થયું. ચારે તરફ અંધકાર છવાયો, સૌને ગભરાટ થયો; પ્રભુને મહાકાળ રૂપે સર્વ જોવા લાગ્યા અને ધાર્યું કે હમણાં ચક્ર ફેંકશે અને ભીષ્મનો નાશ થશે. પણ ભીષ્મના મનમાં તે ડર જરા પણ નહતો તે બહુ પ્રસન્ન થયા. અને બોલ્યા કે ઓ પ્રભુ ?

स्वनिगममपहाय मत्प्रतिज्ञां
ऋतमधिकर्तुमवप्लुतो रथस्थः ॥
धृतरथचरणो ऽभ्ययाचलद्गु-
र्हरिरिव हंतुमिभं गतोत्तरीयः ॥ १. ॥

આપે ભકતને આધીન થઈ પોતાની પ્રતિજ્ઞા તોડી અને મારી પ્રતિજ્ઞા સત્ય કરી. હાથમાં રથચરણ " સુદર્શન ચક્રરૂપે " લઈ સિંહ જેમ હાથીનું કુંભસ્થળ ભેદવાને જાય તેમ મારી તરફ આપ પધારો છો તેને લીધે હે નાથ પૃથ્વી ધ્રુજે છે ડોલે છે અને નીચી નમે છે તેને ન નમવા દેવા અને ધારણ કરવા માટે આપનું ઉતરીય વસ્ત્ર આધારભૂત થાય છે. પધારો પધારો જગત જાણે છે કે ભીષ્મનો નાશ કરવા પ્રભુ પધારે છે. પણ હું તેમ નથી ધારતો હું આપની આંખમાં અમૃત દેખું છું હૃદયમાં. મારાપરનો પ્રેમ ઝળકી રહ્યો છે તેમ દેખું છું જગત આપનું વિકરાળ સ્વરૂપ આ વખતે દેખે છે ત્યારે હું આપનું. આનંદમય, હસતુને દયામય પ્રેમરસથી ભરપૂર મુખ જોઉ છું. શું પવિત્ર હાસ્ય છવાયું છે ! નાથ પધારો આપને સર્વની સમક્ષ પૂજું. નમું મારી પ્રતિજ્ઞા પૂરી કરી. તેને માટે આપને વધાવુ

આઢ.

આવો આવો આવો આવો આવો મારા નાથ ?.
ચક્ર ધર્યું છે હાથમાં. થર થર કંપે કાય,.
ત્યમ ધરતી પણ થર થરે, નિરખે સર્વે રાય— આવો
ભકત પ્રતિજ્ઞા પૂરી કરવા કીધો અદ્દભુત રંગ,
ધન્ય કૃપાઘન ગોવર્ધન ધર, જોવે દેવનો સંઘ, આવો

પરસેવાથી પૂર્ણ ભરેલું. શ્રી મુખ નિરખી આજ,
પ્રેમ વધ્યો છે અદ્દભુત મનમાં, ભેટોને મહારાજ— આવો
વાટ જોતો તો આપની હુ મળવાને કાજ,
દામોદર કરૂણા કરી મુજપર રાખી મારી લાજ. આવો.

ભીષ્મદાદા જ્યાં આમ કરી પ્રભુની પ્રાર્થના કરી પૂજન કરવા તત્પર થાય છે. ત્યાં રથમાંથી ઉતરી અર્જુન કૃષ્ણ પાસે દોડી આવી પછવાડેથી પ્રભુનો હાથ પકડી બોલ્યા કે પ્રભુ આપ કોપ કરો મા. આપના કોપથી સર્વ જગતનો સંહાર થઇ જશે. એ માટેજ આપને દ્રષ્ટા બનાવેલા છે.॥ यस्य भ्रूभंगमात्रेण त्रैलोक्यं भस्मसात् भवेत् ॥

સર્વનો સંહાર થશે તો પછી રાજ્ય કરવાનુંજ નથી રહેતું, અને મારે લડવાનું પણ નહિ રહે. અને આપ તો મને નિમિત્ત બનાવો છો. માટે ક્ષમા કરો, પધારો, હું આપની આજ્ઞા પ્રમાણે યુદ્ધ કરીશ. અનેક દુષ્ટોનો સંહાર કરીશ, આમ વારંવાર પ્રાર્થના કરી પ્રભુને શાંત કર્યા, હાથ પકડી પાછા લઇ ગયા. બન્ને રથમાં બિરાજમાન થયા એટલે પૃથ્વીની ધ્રુજારી મટી. સર્વ શાંત થયું. દેવોને પ્રબળ કાળનો ભય પેઠેલો તે ભય મટયો .

આવી રીતે જગતની દ્રષ્ટિએ પ્રભુએ કોપ કર્યો પણ ભીષ્મ પિતામહની દ્રષ્ટિએ તેમની પ્રતિજ્ઞા પ્રભુએજ પોતાને ભક્ત ગણી ભક્તાધિનપણું બતાવી પૂરી કરી. પ્રભુએ પોતાની પ્રતિજ્ઞા હથિયાર હાથમાં ન લેવાની જે લીધેલ તે ભકતની ખાતર તોડી.

હવે બીજી પ્રતિજ્ઞાનો સમય આવ્યો આને માટે તો નિર્માણ એજ થયેલ કે દેહત્યાગ ( પાડવો ) એ શિવાય બીજો રસ્તોજ ન હતો. તેથી આકાશના દેવોજ બોલ્યા કે ઓ ભીષ્મ હવે બસ કરો, તમોએ દુર્યોધનનું અન્ન ભોજન કર્યું તેને ત્યાં રહ્યા તેનો બદલો ઘણો વાળ્યો હવે હદ થઇ છે, સંહાર કરતા બંધ થાઓ અને શિખંડીને નિમિત્તે દેહ પાડો, ખરી રીતે તમોને કોઇ પાડી શકે તેમ નથી, પરંતુ દરેક દેહધારીને ઇશ્વરી નિર્માણ કાંઇક નિમિત્ત બને છે તેમ તમારે શિખંડી છે.

દેવોનાં વચનો દેવોજ સાંભળે. અસુરો ન સાંભળી શકે જેથી પાંડવો શ્રીકૃષ્ણ અને ભીષ્મ એટલાએજ એ વાણી સાંભળી. લડાઇથી શાંત થયા. ધીરા પડયા. એટલે પાંડવો સ્વસ્થ થયા. પછી શિખંડીને આગળ ઉભો રાખ્યો એટલે ભીષ્મ સ્ત્રીની સામું જોવું નહિં. એ વ્રત લીધેલ હોવાથી તે પૂર્વે સ્ત્રી હતો માટે પછવાડું વાળી ઉભા અને હથિયાર છોડી દીધાં.

શિખંડી બાણ મારવા લાગ્યો પણ બરાબર શરીર ભેદાતું ન હતું. એટલે ભીષ્મદાદાએ અર્જુનને કહ્યું કે ભાઇ તારા સિવાય મારૂં શરીર ભેદનાર કોઇ નથી માટે તું ભેદ દાદાની આજ્ઞા થતાં શ્રીકૃષ્ણે પણ પ્રેરણા કરી એટલે તે માન્ય કરી અર્જુન પાછળથી બાણ ખેંચીને શિખંડીના હાથમાં આપવા લાગ્યો અને શિખંડીએ મૂકવા માંડયાં. જે ભીષ્મ પીઠ પર ઝીલવા લાગ્યા અને બોલ્યા કે

अर्जुनस्य इमे बाणाः नैमे वाणाः शिखंडिनः ॥
सीदंति मम गात्राणि माघमासे गवा इव ॥ १

આ બાણ અર્જુનના છે શિખંડીનાં નથી. કારણ વીંછીનાં બચ્ચાં માફક મારાં શરીરને વીંધી નાખે છે. એજ મારે જોઇએ છીએ. મારૂં શરીર વીંધાશે ત્યારેજ મેં પ્રભુનો કરેલ અપરાધ ક્ષય પામશે; ધર્મનાં સૂક્ષ્મતત્વને જાણતો હતો છતાં ચીર ખેંચાવા વખતે મેં દ્રૌપદીના કહેવા છતાં ન્યાય ન આપી તેને દુભાવેલ છે. ધર્મને બદલે એક પેટ ભરવાને લીધે પાપી દુર્યોધનનો પક્ષ સ્વીકાર્યો અને છેવટ ધર્મધ્વંસ કરવા તૈયાર થયો આ બધાં પાપોનું ફળ મને મળે છે. અને હજી વધારે તે ભોગવવા મારી ઇચ્છા છે. આમ કહી જરા પણ ન ગભરાતા ને સામા બાણ ન મુકતાં સહન કરવા લાગ્યા. એક તલ મુકવા જેટલી પણ બાણ વગરની જગ્યા ન રહી ત્યારે છેવટ પૃથ્વીપર પડી ગયા. અને બાણ ખૂચેલાં રહેલા હોવાથી તેનીજ શય્યા થઇ. અને તેમાં સૂતા પછી લડાઇ બંધ થઇ. સર્વે શાંત થયા દુર્યોધન વગેરે સર્વે ખિન્ન થયા ગભરાયા પાસે આવીને સર્વે કૌરવો અને પાંડવો એકત્ર ઉભા. દુર્યોધને કહ્યુ કે વૈદ્યો પાસે સર્વ બાણ ખેંચાવુ ? ઔષધોપચાર કરૂં ?

ભીષ્મદાદાએ તેમ કરવાની ના પાડી બોલ્યા કે તેમ નથી કરવું પણ મારૂં માથું નીચું પડે છે માટે ઓશીકું જોઇએ આ સાંભળી કૌરવો રેશમી ઉનથી ભરેલ ઓશીકા લાવ્યા. તે જોઇ ખિન્ન થયા અને અર્જુનને કહેવા લાગ્યા કે ભાઇ મને જોઈતું ઓશીકુ તારા શિવાય કોઇ આપનાર નથી માટે તું આપ. દાદાનું વચન સાંભળી અર્જુન સમજી ગયા અને તર્ત ગાંડીવ ધનુષ્યનો શબ્દ કરી બાણ ચડાવી એંચીને સાધી એવી રીતે છોડયું કે તે બાણ ભીષ્મના માથા નીચે પેસી જઈ તેનું માથુ તર્તજ ઉંચું કર્યું. પૂર્ણ સંતોષ પામી દાદા બોલ્યા કે બેટા તારો સદા વિજય છે. હવે મારે જળ પીવું છે તે પણ તુંજ આપ. એ વચન સાંભળી ધનુષમાં બાણ મંત્રીને ચડાવી પૃથ્વીમાં મારતાં પૃથ્વી ભેદાણી અને તેમાંથી જળની ધારા વછૂટી. ઉંચી ચડી. અને તે ધારા ભીષ્મના મુખમાં પડી. તેથી ભીષ્મ પ્રસન્ન થઇ કૌરવો પ્રત્યે બોલ્યા આ કર્તવ્ય તમારાથી બને તેમ છે નહિ. છતાં તમો આવા દૈવી બળવાન નર (અર્જુન) સામે યુદ્ધ કરો છો પણ તેનું બળ અને શ્રી નારાયણની તેની પર અપૂર્વ કૃપા છે તેથી તમો કદી ફાવવાના નથીજ, છતાં હું પ્રાણાંત સુધી લડયો. અને દેહ પાડી. તમારા શેર અન્ન ખાવા માત્રના કરજમાંથી છૂટો થાઉં છું. હજી મારે અઠ્ઠાવન દિવસ સુધી જીવવું છે માટે મારી ફરતી ખાઇ ખોદાવી ફરતી ચોકીનો બંદોબસ્ત કરો.

ભીષ્મદાદાની હકીકત સાંભળી સર્વે કૌરવો નિરાશ થયા અને તેની આજ્ઞા પ્રમાણે સર્વે બંદોબસ્ત કર્યો. ફરતા ચોકીદારો રાખ્યા.

અને ભીષ્મ શ્રીકૃષ્ણનું ભજન કરતા બાણશૈયામાં પોઢયા.

---

# કૌરવોનો સંહાર

અને

## ધર્મરાજાને રાજ્યાભિષેક.

ભીષ્મ પડયા પછી, દુર્યોધન બહુ નિરાશ થયો પરંતુ કર્ણે હિંમત આપી અને કહ્યું કે દ્રોણાચાર્યને સેનાપતિનો અભિષેક કરો અને હવે હુ લડીને પાંડવોને જરૂર જીતીશ. કર્ણની હિંમતથી દુર્યોધનને બળ આવ્યું. દ્રોણાચાર્યને અભિષેક કર્યો અને લડાઇ પુનઃ શરૂ કરી. આ લડાઈમાં અભિમન્યુને મારવામાં કૌરવોએ બહુ કપટ કર્યું તેથી અર્જુને કોપાયમાન થઇ કૌરવોના લાખો માણસોને મારી અભિમન્યુને મારવામાં અને બીજાને મદદગારો રોકી રાખવામાં નિમિત્તરૂપ બનેલ જયદ્રથને સાંજ સુધી મારવા પ્રતિજ્ઞા કરી. છેવટ અનેક રક્ષા કરનારા હતા છતાં પ્રતિજ્ઞા પૂરી કરી. જયદ્રથનું માથું અર્જુને ઉડાવ્યું. અને પછી પાંચ દિવસ લડી છેવટ દેવોના કહેવાથી દ્રોણાચાર્યે હથિયાર છોડી દીધા .અને તેના નિમિત્તરૂપ બનેલ ધ્રષ્ટધુમ્નના હાથે તે મૃત્યુ પામ્યા. પાછા કૌરવો અકળાયા અને પછી કર્ણને સેનાપતિ તરીકે અભિષેક કર્યો. તેણે પોતાના દિવ્ય અસ્ત્રોનો પૂરેપૂરો ઉપયોગ કરી લડાઇ શરૂ કરી. પરંતુ તે કપટથી પરશુરામ ગુરૂ પાસે અસ્ત્રવિદ્યા શીખેલ તેથી તેમણે શાપ આપેલ કે મરણ વખતે તે અસ્ત્રસાધના તું ભુલી જઇશ. અને તેં ગૌવધનું અજાણતાં પણ પાપ કરેલ છે તે પાપ તને આડું આવશે ને તારા રથનું ચક્ર મરવા વખતે પૃથ્વીમાં પેસશે.

અર્જુન અને કર્ણને હરીફાઇ હતી હું અર્જુન કરતાં સરસ છું એમ તેના મનમાં હતું છેવટ એના હાથથીજ તેનું મૃત્યુ હોવાથી આખર તે બન્નેનું મહાન યુદ્ધ શરૂ થયું. તેમાં દેવતાઓ પણ અંતરીક્ષથી જોવા લાગ્યા. સામસામા અસ્ત્રોથીજ લડવા લાગ્યા પણ આખર અર્જુન પાસે તે નિરર્થક થયું. રથચક્ર પૃથ્વીમાં પેસવા લાગ્યું; અને ધારતી થઇ.

કર્ણનો સારથિ શલ્ય રાજા બનેલ તે વારંવાર તેને ના હિંમત કરવા લાગ્યો. સંગ્રામમાં શૂરાતન શબ્દોથી શૂર ચઢે છે, તેમ નાહિંમતનાં શબ્દો સાંભળી મન પાછું હઠે છે તેને માટે આ દ્રષ્ટાંત બરાબર છે, શલ્ય કહેવા લાગ્યો કે ખોટું મિથ્યાભિમાન કરનાર જય પામતોજ નથી. કયાં તું ! ને કયાં અર્જુન ! તારા મનમાં ગર્વ છે તેની હવે ખબર પડશે, આ શબ્દોથી તેનું મન પાછું હઠવા માંડયું, ચક્ર ખુંચવા માંડયું અને ગુરૂના શાપથી અસ્ત્રોના મંત્રો વિસ્મરણ થયા. તેથી ગભરાયો. અર્જુન તો બાણ વરસાવ્યેજ જાય છે

ચક્ર કાઢવા હેઠો ઉતરેલ કર્ણ કહેછે કે અર્જુન ધીરજ ખમ. શાંત થા ચક્ર કાઢવા દે. ધર્મ સંભાળ કર્ણના વાકયનો જવાબ આપતાં અર્જુનના સારથિ બનેલા કૃષ્ણ બોલ્યા. પાંડવોને દુષ્ટ દુર્યોધનનો પક્ષ કરી ભરી સભામાં જુગારમાં છેતરી પાયમાલ કર્યો દ્રૌપદીને કઠોર વચન સંભળાવ્યા અને લાજ લૂટવાને તૈયાર થયા એ વખતે તેં ધર્મ ન સંભાળ્યો. હવે મરવા વખતે જે અર્જુન ધર્મયુદ્ધ કરે છે તેને ધર્મ સંભાળવાનો બોધ આપે છે ! હવેતો કર્મનું ફળ ભોગવવાનુંજ છે. અર્જુને મહાકાળ રૂપે બાણ હાથમાં લઇ હું સત્યવ્રત પાળતો હોઉ, મેં ધર્મનુંજ પોષણ કર્યું હોય, દેવો મારાથી પ્રસન્ન હોય અને ગુરૂ બ્રાહ્મણ અને ગાયનું મેં પૂજન કર્યું હોય તો એ પુન્યને બળે આ બાણથીજ કર્ણનો શિરચ્છેદ થજો, આમ કહી ત્રણ લોકને કંપારી છોડાવે એવું તે દિવ્ય બાણ કર્ણ તરફ છોડયું અને કહેલા સર્વ પુન્યના બળથી દેદિપ્યમાન બનેલ તે બાણે કર્ણનું માથું કાપ્યુ. પાંડવોના જયજયકાર શબ્દ સાથે મસ્તક નીચે પડયું. દુર્યોધનને ભયંકર આઘાત થયો, હાહાકાર વર્તાયો, તેનું લશ્કર ભાગવા લાગ્યું. નિસ્તેજ થઇ ગયો. અને જયની આશા છોડી. પછી શકુની વગેરેએ હિંમત આપી શલ્યને સેનાપતિ બનાવ્યો. અને તેણે યુદ્ધ કરવા માંડયું. એક દિવસ ફકત યુદ્ધ કરી છેવટ ધર્મરાજાએ પોતાનો પ્રતાપ પ્રગટ

કરી તેનો સંહાર કર્યો, ભીમસેને શકુનીને માર્યો તથા કર્ણની પેહેલા ભીમે દુઃશાસનને મારી તેની છાતી ફાડી અત્યંત ક્રોધમાં આવી જઇ દ્રૌપદીના વસ્ત્ર એંચનારા તેના હાથને મૂળમાંથી તોડી નાખ્યો. અને ભયંકર વિકરાળ રૂપ ધારણ કરી તેની છાતીમાથી રૂધિર પીવા માંડયું આ દેખાવ જોઇ કૌરવોના સૈન્યમાં હાહાકાર થયો અને ભીમનું લોહીથી ખરડાયેલ ભયાનક રૂપ જોઇ હાય અમને મારશે એ ત્રાસથી દૂર ભાગવા લાગ્યા ભીમે એજ મહા ક્રોધના આવેશમા દુર્યોધનના તમામ ભાઇઓનો નાશ કર્યો, છેવટ કૃતવર્મા, કૃપાચાર્ય, અશ્વત્થામા અને દુર્યોધન એ ચારજ પૂરૂષો અગ્યાર અક્ષૌહિણી સેના અર્થાત્ કરોડો મણુસોમાં જીવતા રહ્યા તે શિવાય તમામનો ભીમ અને અર્જુન સાથે પાચે પાંડવોના પરાક્રમથી સંહાર થયો

દુર્યોધન ગભરાઇને નાઠો અને યુક્તિથી એક પાણીના ધુનામા ભરાયો પાંડવો તેને ખોળવા લાગ્યા પણ પત્તો ન લાગ્યો, છેવટ ભીમ માટે માંસ લેવા ગયેલા તેના પારધિઓ તે ધુનામાં પાણી પીવા આવ્યા, ત્યાં દુર્યોધનને અશ્વત્થામા વગેરે વાતે કરતા હતા તે તેણે સાંભળીને પાંડવોને કહ્યુ ત્યારે સર્વે ત્યા આવ્યા અને ધર્મરાજાએ કહેવા માંડયું એટલે દુર્યોધન બહાર નીકળ્યો અને એક ભીમ સાથે ગદાયુદ્ધ કબૂલ કર્યું તેથી સર્વે પાંડવોનુ સૈન્ય સહિત પાંડવોની સમક્ષ બન્નેનું ગદાયુદ્ધ ચાલ્યુ આખર તેને શાપ હતો, તેથી ભીમે સાથળમાં ગદા મારી તેનો સાથળ ભાંગ્યો અને કૌરવનો અસ્ત થયો, દુર્યોધન પડયો

ભીમે ઘણા વખતનો અંતરનો દાહ ઉભરો ગદા મારીને કાઢયો. એટલુંજ નહિ પણ પડયા પછી પણ તેનું માથું કચરી ભીમ બોલ્યો, હે દુષ્ટ તારી આથી બૂરી દશા થવી જોઇએ, મને ઝેર આપી વારણાવ્રતમા દગો કરી અમને બધાને બાળી નાખવાની ઇચ્છા કરી, દ્રૌપદીની લાજ લૂટી. વગેરે અનેક ઘોર કૃત્ય કરી આજ સુધી તું જીવતો રહેતો હતો એજ મને દાહ થતો હતો, વગેરે

અનેક કઠોર વચન કહેતો હતો તેને ધર્મરાજાએ વાર્યો અને કહ્યું ભાઇ મરણાંત વૈર છે. હવે મૂવાને શું મારે છે ! આમ કહી સર્વે પાડવો વિજય કરી ચાલ્યા અને પોતાના તંબુમાં આવ્યા.

અશ્વત્થામા, કૃતવર્મા ને કૃપાચાર્ય પથારીએ સૂતેલ કુતરાં અને ગીધપક્ષીઓ જેને ત્રાસ આપે છે તે દુર્યોધન પાસે આવ્યા. દીન બન્યા અને છેવટ અશ્વત્થામાએ પ્રતિજ્ઞા લીધી કે હું પાડવોનો સંહાર કરૂંછું ને વેર લઉંછું. આમ કહી દુર્યોધનને રાજી કરી ત્રણે જણા ચાલ્યા. એક ઝાડ નીચે રાત્રે સૂતા તેમાં બન્ને સૂઇ ગયા પણ અશ્વત્થામા જાગતા હતા, તેણે માળામાં સૂતેલા કાગડાઓને ઘૂડે આવી મારી નાખવા માંડયું, એ નજરે જોતાં પોતાને વિચાર આવ્યો કે હું પણ આમ કરૂં. પાંડવોના તંબુમાં પેસી જઇ તેના લશ્કર સાથે તેનો સૂતેલા હોય ત્યાં સંહાર કરૂં, આમ વિચાર કરી બન્નેને જગાડયા. અને પોતાનો વિચાર જણાવ્યો, પ્રથમ આનાકાની કરી, આખર તેના મતને સૌ મળ્યા અને પાંડવના તંબુ તરફ ઘોર રાત્રિમાં ચાલ્યા;

પણ,

### સોરઠ તાલ ચર્ચરી.

જગકે રૂઠે પુની કયા હુવા જાકો રાજી રખવાળ હૈ,
પૃથ્વી સકલ ઉલટ ફિરે અસ્માન કદી વો ગિર પડે;
તોભી ભકતજનકો કયા હુવા જાકો રામજી રખવાળ હૈ.

શ્રીકૃષ્ણ ભગવાને પાંડવોને મારવાનું અશ્વત્થામાનું અઘોર કૃત્ય અને તેમાં સંહારક દેવ (શંકર) ની ઇચ્છાથીજ એ બનવાનું છે, એ બધું અંતર્યામી હોવાથી આગળથીજ જાણી લીધું હતું; તેથી પાંડવોને બચાવવાનીજ પોતાની પ્રબળ ઇચ્છાથી તેઓના તંબુથી ઘણે દૂર ઓઘવતી નદીની રેતીમા પાંડવો સાથે પોતે જઈ સૂતા, કે જેથી આ સંહારની તેને ખબરજ ન પડે તેમ પ્રભુએ કર્યું.

કૃષ્ણને કરવું હોય તે કરે

રાત્રે ત્રણજણ તંબુ તરફ આવ્યા. ત્યાં શંકર પોતે ચોકી કરતા હતા; તેથી અશ્વત્થામા ફાવ્યા નહિ છેવટે તેણે શંકરને

પ્રસન્ન કરવા માટે પોતાના શરીર-મસ્તકનો હોમ કરવા તૈયારી કરી. ત્યારે શંકર પ્રસન્ન થયા અને તે કામમાં સહાયક બન્યા. કૃતવર્મા ને અક્રૂર તબુને મોઢે બહાર ઉભા રહ્યા અને અશ્વત્થામા અદર જઇ પ્રથમ પિતાનુ વેર વાળવા ધૃષ્ટદ્યુમ્નને મારી પછી દ્રૌપદીના પાંચે પુત્રોને મારી છેવટ પાચાલો સહિત તમામનો સૂતેલા હતા ત્યા સંહાર કરવા લાગ્યો. જે બહાર નીકળે તેને પેલા બે જણાઓ મારે આવી રીતે શકર ( સંહારક દેવ ) ની સહાયથીજ તમામનો સહાર કરી દુર્યોધન પાસે ગયા ને તેને ખબર આપ્યા પછી દુર્યોધનનો જીવ ગયો પાપીનો જીવ પાપ સાંભળવાથીજ જાય છે પણ પુન્ય સાભળવાથી નહિ.

તમામનો સંહાર થયો, એ ખબર અધ ધૃતરાષ્ટ્રને સજયે આપી પછી તેને શાત કરવા શ્રીકૃષ્ણને મોકલ્યા. સર્વે શહેરમા વસનારા મનુષ્યો, વિધવા થયેલી સ્રીઓ, કુતાજી, ગાધારી વગેરે સાથે ધૃતરાષ્ટ્ર ગામબહાર લડાઇને સ્થળે આવ્યા. ધર્મરાજા શરમાયા. ધૃતરાષ્ટ્રે બોલાવી કહ્યુ કે તમારો જરાપણ દોષ નથી મારા પુત્રનો ને મારોજ દોષ છે વિદુરે સમજાવ્યા છતા કોઇ સમજ્યું નહિ, તેનુ આ પરિણામ આવ્યું. પછી સર્વે ધૃતરાષ્ટ્રને તેના કહેવાથી ભેટવા માંડયા. પ્રથમ ધર્મરાજા મળ્યા. પછી ભીમ મળવા ગયો; ત્યારે શ્રીકૃષ્ણે તેને ધક્કો મારી દૂર ખસેડી લોઢાનો ભીમ આપ્યો. તેને બાથમા ઘાલી જોરથી દાબતંજ તેના ચૂરા થયા હા ભીમ કરીને પછી રોવા લાગ્યા અર્થાત્ પોતાના પુત્રને મારનાર ભીમને દાબી મારી જે વેર વાળવાની તેની દાઝ હતી પણ તે અંતર્યામી શ્રીકૃષ્ણ જાણી ગયા ને ભીમને બચાવ્યો વાહ પ્રભુ ! ધન્ય છે માણસને આંધળો હોય, સર્વ નાશ પામે તો પણ પોતાનો દુષ્ટ ભાવ જતો નથી. સર્વ પુત્ર મૂવા ને પાયમાલી થઇ તો પણ ભીમને મારી વેર વાળવાની ધૃતરાષ્ટ્રની દુષ્ટ ઇચ્છા થઇ. સર્વે વિધવા થયેલ સ્રીનો હૃદયભેદક કલહ થયો, કે જે સહન ન થાય, આખર સર્વેને દાધાંજલિ આપી. આ વખતે કર્ણ કોણ હતો, તે ધર્મરાજાને

ખબર પડી, તેથી બહુ સંતાપ કર્યો.પછી સ્રીજાતિનેજ શાપ આપ્યો, કે આજથી સ્રીના પેટમાં કોઇપણ વાત ટકશે નહિ.

એક માસ પર્યંત ઉત્તરક્રિયા વગેરે કરવાને નગર બહાર રહ્યા. પછી છેવટ મોટી ધામધુમથી શણગારેલા સોળ બળદો જોડેલા રથમાં ધર્મરાજા શ્રીકૃષ્ણ સાથે બિરાજ્યા. સર્વે ભાઇઓ છત્રચામર વગેરેથી સેવા કરતા હતા. ઢોળ નિશાન ડંકા વગેરે નાનાવિધ વાજીંત્રો અને વેદ ભણતા બ્રાહ્મણો સહિત મોટા ઠાઠથી નગરમાં પ્રવેશ કર્યો.

નગરમાં ઠેકઠેકાણે હર્ષનાદ થાય છે ધ્વજા પતાકા બાંધેલ હતાં. પાણી છાટેલ હતાં. ઘેરઘેર કેળના સ્તંભો અને કુંભસ્થાપન કરેલ હતા. તેવી નગરની શોભા જોતા રાજમહેલ તરફ પધાર્યો. લોકો ધર્મરાજાને ધર્મનો જય થાઓ, એમ કહી કૃષ્ણ પ્રભુ કે જે સાથેજ બિરાજેલ છે તે બન્નેને પુષ્પથી વધાવવા લાગ્યા. અને શ્રીકૃષ્ણદર્શનથી સંતુષ્ટ થવા લાગ્યા. લોકો કહેવા લાગ્યા કે જ્યાં સુધી અધર્મનું ( દુર્યોધનનું ) રાજ્ય હતું ત્યાં સુધી આપણે શ્રી પ્રભુનાં દર્શન કરવાને ભાગ્યશાળી થતા ન હતા અને ધર્મરાજા પધાર્યા કે તરતંજ શ્રીકૃષ્ણનાં દર્શન થયાં; તો જ્યાં ધર્મ ત્યાં શ્રીકૃષ્ણ અને જ્યાં કૃષ્ણ ત્યાં સદા આનંદ, આમ કહી વારંવાર નમન કરવા લાગ્યા.

શ્રીકૃષ્ણ સાથે ધર્મરાજા રાજદ્વારે આવ્યા. સર્વે બ્રાહ્મણોએ તેમજ કારભારી મંડળ વગેરે સર્વેએ પુષ્પથી વધાવ્યા. પછી રાજ-સભામાં આવ્યા. સુવર્ણના આસનપર કાકા ધૃતરાષ્ટ્ર, વિદુરજી, શ્રીકૃષ્ણ અને પોતાના ભાઇઓ વગેરે સર્વે માટે યોજના કરી તેમને બેસાડયા અને ધર્મરાજા પોતે બેઠા. બ્રાહ્મણો અભિષેક કરવા લાગ્યા. ધર્મશાસ્ર પ્રમાણે રાજ્યાભિષેક થવા લાગ્યો. બ્રાહ્મણો વેદના મંત્રો ભણી સ્વસ્તિવાચન કરવા લાગ્યા શંખ, ભેરી, તુરી, નગારાં, મૃદંગ, ઘંટા, ઝાલર વગેરેના નાદ થવા લાગ્યા સર્વે મંત્રિમંડળ તથા પ્રજાવર્ગ જયજયકાર કરવા લાગ્યા. દેવો પણ પ્રસન્ન થયા. અંતરીક્ષથી દેવોની અને પ્રજાવર્ગની પુષ્પવૃષ્ટિ થવા લાગી.

અભિષેક માટે સ્વસ્તિવાચન થઇ રહ્યા પછી વિદુરજીની સંમતિથી શ્રીકૃષ્ણ ભગવાન રત્નજડિત મુકુટ હાથમાં લઇ ઉભા થઈ બોલ્યા, કે આજે પાંડવો મહાન દુઃખથી મુકત થયા છે આજે પૂજા અને સંસ્થાપન થાય છે અને હું સંતુષ્ટ થાઉં છું. મારૂં ધર્મ-સ્થાપન કરવું એવું જે મહાન કર્તવ્ય છે, એ આજે સફળ થાય છે; તેથી પ્રસન્ન થઇ આજે હું ધર્મરાજાને મુકુટ ધરાવું છું અને ધર્મનું તત્વ પૃથ્વીમાં અવિચળ રહો, એમ હું ઇચ્છું છુ આમ કહી જયાં મુકુટ ધર્મરાજાને માથે ધરાવ્યો ત્યાં અત્યંત મોટો ધર્મનો જયજય હો એવો અવાજ થયો અને પાછી અંતરીક્ષ અને ઋષિ મુનિઓની તથા સર્વે લોકોની પુષ્પવૃષ્ટિ ધર્મની પર અને ધર્મની સસ્થા કરનાર શ્રીકૃષ્ણની ઉપર થઇ થોડીવાર પછી સર્વે શાંત થયા. સાક્ષાત્ દિવ્ય સ્વરૂપ ઇન્દ્ર હોય તેમ ધર્મરાજા હવે દેખાવા લાગ્યા.

ધર્મરાજા તર્ત જ ઉભા થયા અને સર્વસભા વચ્ચે બિરાજેલા શ્રીકૃષ્ણના ચરણમાં પ્રથમ મસ્તક નમાવ્યું. પ્રેમનાં અશ્રુ આવ્યાં. પછી વિધિપૂર્વક તેનું પૂજન કર્યું. આર્તિ ઉતારી પુષ્પાંજલિ અર્પણ કરી. સર્વના જયજયકાર નાદ થયા. બાદ ધર્મરાજા બોલ્યા, કે આ શ્રીકૃષ્ણ પ્રભુના ચરણપ્રતાપથીજ હું મહાનપદ રાજયાસન મેળવી શકયો, એમ કહી વારંવાર પ્રણામ કરવા લાગ્યા. સર્વે ભાઇઓ કૃષ્ણને નમ્યા અને બ્રાહ્મણોને અત્યંત પ્રસન્ન કરી ઉત્તમ દક્ષણા આપી. પછી સર્વે પોતપોતાને સ્થળે ગયા. પાંડવોમાં સર્વેને જુદા જુદા નિવાસસ્થાનો અર્પણ કરી ધર્મરાજા સુખે વસવા લાગ્યા. શ્રીકૃષ્ણ અર્જુન સાથે વસવા લાગ્યા ધૃતરાષ્ટ્રને એક ઉત્તમ સ્થળમા રાખી તેની અદ્દભુત સેવા ધર્મરાજા કરવા લાગ્યા અને કોઇપણ જાતનું કામ તેને પૂછીને કરવા લાગ્યા અને ધર્મકર્મ તો તેની પાસેજ કરાવવા લાગ્યા.

---

# શ્રી. ભીષ્મોપદેશ.

## ૧

## રાજધર્મ શાંતિપર્વમાંથી.

### દિવસ પહેલો

સર્વે કૌરવોનો સંહાર થયો તેથી ભીમસેન, અર્જુન, વગેરે બંધુઓ જો કે સંપૂર્ણ સંતુષ્ટ થયા પણ ધર્મરાજા સંતુષ્ટ ન થયા. રાજ્યાભિષેક થયો પરંતુ મનમાં સંતાપ રહેવા લાગ્યો. વારંવાર નિસાસા નાખવા લાગ્યા અને કહેવા લાગ્યા કે પોતાના સબંધી પિતા,પિતામહ, મામા,ગુરૂ, પુત્રો,બંધુઓ વગેરે સગાઓનો સંહાર કરાવી હું રાજગાદી પર બેઠો તેને બદલે તમામને સજીવન રાખી હું વંનમાં વસતો હતો એ વધારે સારૂં હતુ. આ મેં શું કર્યું ! એ પાપથી હું કદી છુટનાર નથી મારી નરક એજ ગતિ છે કે શું ! એ મને સમજાતું નથી. આમ કહી ખિન્ન થઇ આંખમાથી આંસુ સારવા લાગ્યા અને બહુ ગભરાવા લાગયા; અને કહેવા લાગ્યા કે સર્વ સંહારક આ રાજ્ય મને સંતોષપ્રદ નથી તેને બદલે વનમાં જઇશ અને તમો ચાર ભાઇઓમાં કોઇને રાજ્યનો અભિષેક કરવો. મારૂં મન વિહ્વલ થાય છે. મારા પુત્રો અને ભાઇઓ હણાયા પછી કોને માટે અને શા સુખથી મારે રાજ્ય કરવુ.

ધર્મરાજાના ગભરાટથી તેને શાંત કરવા માટે પ્રથમ ભીમસેને કહ્યુ કે અઢાર દિવસ સુધી ભયકર યુદ્ધ કરી જીવના જોખમે મહામુસીબતે જે રાજ્ય મેળવ્યું અને સુખી થવા વખત આવ્યો ત્યાં તમે આ પાછલથી નાહકનો કલેશ શું કરો છો આપણે આપણુ ક્ષત્રિઓને યોગ્યજ કર્તવ્ય કરેલ છે, છતાં તમને ત્રાસ શેનો થાય છે. એવીજ રીતે અર્જુને ને દ્રૌપદીએ પણ શાંતિના વાકયો કહી સમજાવ્યા છતા તેમને શાંતિ થઇ નહિ છેવટ શ્રીકૃષ્ણ તથા નારદે પણ આવી સમજાવવા માંડયું અને જણાવ્યુ કે યયાતિ માધાતા વગેરે જેવા પ્રતાપી કે જેણે મોટા મોટા યજ્ઞો કરેલ છે તેવા પણ

આખર તો મરણ પામ્યા છે ત્યારે તમો તમારા પુત્રો અને મરણ પામેલા ભાઇઓનો શાનો શોક કરો છો ? આમ કહી અનેક વ્યાખ્યાનો કહી સંભળાવેલ છે. છેવટ વ્યાસજી પધાર્યા અને તેણે શું કામ કરવાથી પ્રાયશ્ચિત્ત કરવું પડે તેનું વર્ણન કરી બતાવ્યું. જેમાં જણાવ્યુ કે જેને આપણે દોષિત ( દોષયુક્ત ) કામ ગણીએ છીએ, તેવાં કામ પણ કોઇ સમયને અનુસરીને પુન્યરૂપ થઇ પડે છે તેમ બેશક સગાસંબંધીઓમા કલેશ કરવો તેને મારવા અગર બીજા કોઇ પ્રકારની હિંસા કરવી એ મહાપાપ છે પણ આતતાયી વધાર્હણઃ હથિયાર લઇ સામો મારવા માટેજ આવી ઉભો રહે અને આપણા જીવને જોખમ કરે અગર કોઇ ગૌ બ્રાહ્મણનો દ્વેષ કરી હિંસા કરવાને તૈયાર થાય તેવો પુરૂષ પોતાનો ભાઇ કે ગમે તેવો નિકટનો સંબધી હોય તો પણ પોતાને બચાવવા ખાત્તર અને પવિત્રનો બચાવ કરવા ખાતર તેની હિંસા કરવી એ પાપ નથી; તો દુર્યોધનાદિક કે જે બીજાને કષ્ટરૂપ હતા અને તમોને મારવાનેજ સામા આવ્યા તો તેને માર્યા, એમાં જરા પણ તમો પાપિષ્ટ થયા નથી, તે સિવાય કામાદિક વિકારો માટે પણ તેમજ છે. તેનો ન્યાયપૂર્વક ઉપયોગ થાય એ પુન્ય સાધનરૂપ છે પરંતુ ન્યાય અન્યાય શુ તે સમયપરત્વે તત્ત્વદષ્ટિથી જોવાનું છે. આ વખતે આપણી બુદ્ધિ કામ ન કરે તો તેથી નિરાશ ન થતાં આપણાથી વધારે બુદ્ધિવાન હોય તેને પૂછી તેનો નિર્ણય કરવો પણ શોક કે કલેશ ન કરવો જે કલેશ થાય છે તે મોહના કારણરૂપ છે અને મોહથી શરીરમાં તમોગુણ વધે છે તેમ થતાં બુદ્ધિ ક્ષીણ થાય છે; માટે મોહનો નાશ કરવા માટે પોતાને રસ્તો ન સૂઝતો હોય તો ગુરૂ ( વિશેષ બુદ્ધિવાનને ) શરણે જવું, કે જેથી મનનું સમાધાન થાય. વ્યાસજીના આ વચનથી ધર્મરાજાના મનનું કાંઇ સમાધાન થયું. પછી વ્યાસજીને પૂછવા લાગ્યા કે આપ કૃપા કરી મને ત્યારે હવે રાજધર્મ અને આપતધર્મ સમજાવો. આપજ મારા ગુરૂ. મારા મનનુ સમાધાન કરો. વ્યાસજીએ જવાબ આપ્યો કે બેશક હું તારા મનનુ સર્વ રીતે સમાધાન કરૂં પણ મારા કરતાં પણ ભીષ્મ

પિતામહ તારા મનનું વધારે સમાધાન કરી શકશે. તેઓ બાણશય્યામાં ઘણા વખતથી સૂતા છે તેથી જોકે આ વખતે બહુ કલેશ સહન કરે છે, પરંતુ તેનામાં શું જ્ઞાન છે તે તમો જાણતા નથી. ત્રણ કાળનું તેમનામાં જ્ઞાન છે, તેમના ગુરૂ એક નથી. વસિષ્ટ, પરશુરામ, અગસ્ત્ય, જમદગ્નિ, ભરદ્વાજ વગેરે અનેક ગુરૂ પાસેથી તેમણે જ્ઞાન મેળવેલ છે. પિતાની સેવા કરી સર્વેચ્છાથી મૃત્યુ તથા દિવ્યજ્ઞાન પણ મેળવ્યું છે. ઈંદ્ર, બ્રહ્મા, શંકર અને અન્ય દેવો તેના હૃદયમાં વસી રહી તેનું હૃદય પ્રકાશમય કરે છે અને પરમ દૈવતરૂપ સાક્ષાત્ વિષ્ણુ (શ્રીકૃષ્ણ) ના તો એ પરમભક્ત હોવાથી તે પોતાનું બ્રહ્મતેજ તેમને સમર્પવાના છે. એટલે આ સર્વ દેવો અને શ્રીકૃષ્ણના પરમતેજથી તે તેજોમય જ્ઞાનયુક્ત થશે, માટે સર્વથી તેનું જ્ઞાન અધિક થશે અને પછી તે જ્ઞાનને અંગે તને બધા ધર્મો સમજાવશે, માટે તેમ કરવું; આમ કહી વ્યાસજી પધાર્યા.

## શ્રીકૃષ્ણનું અદ્દ્ભુત દર્શન.

રાજ્યનો ભાર વિશેષે કરી વિદુરજીને શિર નાખી પોતાના બંધુઓને સલાહકાર મંડળ (કૌન્સીલ) બનવી ધર્મ રાજ્યભારમાંથી કેટલેક અશે નિશ્ચિંત બન્યા. આવી સર્વ જાતની વ્યવસ્થા કરી ધર્મરાજા શ્રી પૂર્ણ પુરૂષોત્તમ કૃષ્ણ ભગવાન પાસે આવ્યા. પ્રભુ આ વખતે મણિ અને સુવર્ણાલંકૃત પલગ પર બિરાજેલા હતા, તેઓશ્રીનો ભવ્ય પ્રકાશમય દેહ (સ્વરૂપ) નું અલૌકિક દર્શન આજે પહેલું કર્યું. અર્થાત્ અર્જુનના સારથિ બનેલા તે વખતનું દર્શન અને આ વખતે જે દર્શન કર્યાં તેમાં ભિન્નતા જોઇ. શરીરપરના અલંકારો દિવ્ય મહાન પ્રકાશમય લાગ્યા પિતાંબર પહેરલ હતું તેનો પ્રકાશ વિજળીના પ્રકાશથી પણ અધિક તેજોમય લાગ્યો. પ્રકાશમય સૂર્ય કરતાં પણ હૃદય ઉપર ગ્હેલ કૌસ્તુભમણિનો પ્રકાશ અધિક લાગ્યો. પાસે જતાં સમગ્ર સ્વરૂપના અત્યંત તેજથી સામુ જોઇ શકાતું નહતું. આવું ભવ્ય સ્વરૂપ જોઇ ધર્મરાજા આશ્ચર્ય પામ્યા, દૂર ઉભા રહ્યા, સાષ્ટાંગ પ્રણામ કર્યો, અદ્દ્ભુત રૂપનું

આ પ્રથમજ દર્શન થતાં હર્ષના આંસુ આવ્યાં, વારંવાર પ્રણામ કરવા લાગ્યા અને બોલ્યા કે હે નાથ ! આ સ્વરૂપનાં દર્શનની ઝાંખી કરાવતા રહો; એ પ્રાર્થના.

આપે રાજ્ય અપાવ્યું, સર્વ સુખ પ્રાપ્ત કરાવ્યું, આનંદ વધાર્યો પરંતુ તે સર્વ લૌકિક આનંદ આપશ્રીના આ અદ્દભુત દર્શન પાસે તુચ્છ છે. ધર્મરાજા વારંવાર આમ વિનંતિપૂર્વક બોલતા હતા અને પૂછવા લાગ્યા, આપશ્રીની રાત્રી તો સુખે ગઇ વગેરે અનેક પ્રશ્નો કર્યા છતાં શ્રીપ્રભુ એક ધ્યાનમય બન્યા અને કશો જવાબ ન આપ્યો. એથી આશ્ચર્ય પામી ધર્મરાજા બોલ્યા કે આપ અત્યંત ધ્યાનમા લીન લાગોછો તો મને કહી શકાય તેમ હોય તો આપ કૃપાકરીને જણાવો કે આપશ્રી શું વિચારમાં છો ? જગત તો આનંદમા છે ? ઓ પ્રભુ આપ શ્રી જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે દેહની અવસ્થાથી આગળ વધી આ વખતે તુરીયાવસ્થામાં છો એમ મને લાગે છે, તેથી મને આશ્ચર્ય થાય છે. આપશ્રીએ વાયુને આ વખતે રોકી લીધો છે. ઇન્દ્રિઓ અને તેની વૃત્તિઓને રૂંધી રાખી છે, આપશ્રીનું મન અને બુદ્ધિ અચળ છે અને દેહ જડ પેઠે સ્થિર કર્યો છે. આ વખતે સમાધિદશા સમાન જે ધ્યાનમાં આપ-શ્રી તદ્દાકાર બનેલા છો એ ધ્યાન કોનું કરોછો એ કહેવાને આપને યોગ્ય લાગે અને હું સાંભળવાને લાયક હોઉ તો કૃપા કરીને જણાવો.

જગતના આદિ અને અંતરૂપ આપછો અને સર્વથી ઉત્તમ છો જેથી આપ પુરૂષોત્તમ કહેવાઓ છો " अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः " માટે ઓ પુરૂષોત્તમ આપ ચિંતવન કરતા હો તે મને કહો.

ધર્મરાજાનું વચન સાંભળીને મંદહાસ્ય કરી શ્રીકૃષ્ણ કહેવા લાગ્યા કે અગ્નિ જેમ શાંત થતો હોય તેમ બાણશય્યામાં પોઢેલા ભીષ્મપિતાની શાંત થવાની તૈયારી છે અને પોતે છેલ્લી સ્થિતિમાં તે મારૂં ધ્યાન ધરી રહેલા છે. એટલે મારૂં મન તે તરફ દોરવાયુ છે. જેથી એ ધ્યાન ( વિચાર ) માં છું. જેણે પોતાના મહાન બળથી પરશુરામને પણ જીતેલા તે પરમ પ્રતાપવાન ભીષ્મ આ

વખતે શાંત થઇ મારૂં એકજ ચિંતવન કરે છે. અને પોતાની સમિપે દર્શન માટે બોલાવવા શુદ્ધ હૃદયથી વિનતિ કરી રહેલા છે. હે ધર્મરાજા તેને હવે સ્વર્ગમાં જવાની તૈયારી છે વસિષ્ઠ ઋષિ આદિ મહાન ઋષિઓ અને પરશુરામ જેવા તેના ગુરૂ છે. તમે તેને ફકત યુદ્ધમાંજ કુશળ છે એમ સમજતા હશો; પરંતુ જેટલી ધનુર્વિદ્યામાં કુશળતા તેમણે મેળવી છે તેટલીજ અગર તેથી વિશેષ તેની જ્ઞાન, ધર્મ, નીતિ અને વ્યવહાર વગેરે યુકત શાસ્ત્રોમાં પણ તેણે અનેક ઋષિ મુનિઓના શિષ્ય બની કુશળતા મેળવેલ છે, તેમ પિતાની ભકિત કરવાથી સર્વે દેવોએ તેમને દૈવીજ્ઞાન પણ અર્પેલ છે, જેથી આ પૃથ્વીમાં દૈવી અને લૌકિક બન્ને જ્ઞાનવાન અર્થાત્ વ્યવહારનું સંપૂર્ણ ભાન કરાવે અને ઇશ્વરના સ્વરૂપને ઓળખાવી ભકિતનો રસ્તો બતાવે એવો પુરૂષ તે એકજ છે. માટે ધર્મરાજા હું તો તેની ભકિતને વશ થઇને તેની પાસે જાઉ છું, પણ તમો પણ તમારા મનનું સમાધાન કરવા ત્યાં આવી એમને પૂછશો તો આવી અંતિમ સ્થિતિમાં પણ તમને સર્વ પ્રકારની સમજણ પડે તેવો બોધ આપશે. બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સન્યસ્ત; એ ચારઆશ્રમ અને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર, એ ચાર વર્ણના ધર્મો; તેઓના વ્યવહાર, રીતરીવાજ, આચરણ, સભ્યતા, ન્યાય, કયી રીતે દુનિયાદારીમાં રહેવાથી સર્વને ઉપયોગી થઇ પડીયે અને સીધો રસ્તો કયો ગણાય-વગેરે વ્યવહાર તથા ઇશ્વરને માટે શું શું દૈવી સાધન; તે તમામ શુદ્ધ, સરલ અને બની શકે તેવાં દ્રષ્ટાંતોથી બરાબર સમજાય તેવી રીતે સમજણ પાડી કહેશે; માટે એ સજીવન છે ત્યાં તમો એ લાભ લઇ લેશો તો તે તમને ઉપયોગી છે અને તમારી પછીની દુનિયાને પણ ઉપયોગી છે. એ સ્વર્ગમાં જવાથી તેની પાસે જે જ્ઞાન છે તે દુનિયાને ઉપયોગી જ્ઞાન નાશ ન પમાડવા સારૂ તમને જણાવું છું; તો તમો પણ મારી સાથે ચાલો, એમ કહું છું.

ધર્મરાજા બોલ્યા કે ભીષ્મપિતામહ આટલા જ્ઞાનવાન છે, એમ વિદ્વાન બ્રાહ્મણોએ પણ મને આગળ જણાવેલ ખરૂં તો આપજ મારીપર કૃપા કરનાર છો અને ઓ પ્રભુ! આપશ્રીએ જેમ દ્રષ્ટા બનીને રાજ્ય અપાવ્યું તેમજ ભીષ્મદાદા પાસે પણ આપશ્રી દ્રષ્ટા બની મહાન જ્ઞાનરૂપ દૈવીરાજ્ય અપાવી મને કૃતાર્થ કરો આપશ્રીનું દર્શન કરી દાદા કૃતાર્થ થશે અને અંતરમાંનો અંધકાર દૂર જતાં હું પણ કૃતાર્થ થઇશ ધર્મરાજાનું વચન સાંભળી શ્રીકૃષ્ણ ભગવાને પોતાની પાસે બેઠેલા સાત્યકીને રથ જોડાવવાની આજ્ઞા કરી, એટલે સૂર્યના પ્રકાશ સમાન તેજસ્વી દિવ્ય અશ્વો જોડેલા સુદર્શન ચક્રાદિ જેમાં અસ્રો છે તે રથ તૈયાર થઇને આવ્યો અને શ્રીપ્રભુને રથ તૈયાર છે એવી વિનતિ કરી. તેટલામાં ધર્મરાજાએ પણ પોતાના ભાઇઓને દાદા પાસે જવાની વાત કહેવરાવી તથા રથ તૈયાર કરી મગાવ્યો, જેથી ચારે ભાઇઓ તથા રથો તૈયાર થઇને આવ્યા એટલે શ્રીકૃષ્ણ ભગવાન પોતાના રથમા સાત્યકી સાથે બિરાજ્યા ને ધર્મરાજા વગેરે ભાઇઓ પોતપોતાના રથમાં બેસી ભીષ્મ પિતામહ જયા બાણશય્યામા સૂતા હતા તે કુરૂક્ષેત્ર તરફ ચાલ્યા. આ વખતે ભીષ્મ પિતામહનું તદ્દન નિર્બળ શરીર થયેલ છે. એક શૂળ વાગેલ હોય તેની પીડા અત્યંત થાય છે ત્યારે આ તો હજારો બાણોની અણીઓ શરીરમાં ખૂચેલી છે, તેમાંથી બધું પાકી જવાથી લોહી સાથે પરૂ પણ વહે છે, તેથી અને અન્ન જયારથી પડયા ત્યારથી તજાયેલ છે; જેથી અત્યંત દુર્બલ શરીર થતાં હાડપીંજરજ માત્ર અવશેષ રહેલ છે બોલી શકાતું નથી નેત્રમાથી પ્રભુનું સ્મરણ કરતાં અશ્રુનો પ્રવાહ ચાલવા માંડેલો છે. તેવા દીન બનેલા અને જેની પાસે બૃહસ્પતિ, શુક, ચ્યવન, વસિષ્ઠ, સનત્કુમાર, ભરદ્વાજ, પિપ્પલાદ, વાલ્મિકી, પરાશર, વ્યાસજી, પરશુરામ વગેરે તમામ ઋષિઓ અને મુનિઓ બેઠેલા છે એવા ભીષ્મ આંખના આસુઓ પણ હાથ ઉંચા થઇ ન શકવાથી પોતાને હાથેથી લોહી શકતા નથી એટલા પરાધીન બનેલા અને દીન બનેલા દયાર્દ્ર હૃદયે તેમણે શ્રીકૃષ્ણ ભગવાનની સ્તુતિ કરવા માંડી.

[1] ભીષ્મ સ્તવરાજ

ભીષ્મ સ્તુતિ કરે છે.

શ્રીકૃષ્ણ ભગવાનનુ આરાધન કરવા માટે જે વાણી બોલવાને હું ઈચ્છા કરૂં છું, તે મારી અલ્પ અને અવિવેક ભરી હોય તો પણ મારી પર હે કૃષ્ણ ભગવાન આપ પ્રસન્ન થશો અને મને દર્શન આપવાને આપ પધારી મને કૃતાર્થ કરશો. આપશ્રીને પામવાનો માર્ગ સદાય નિર્દોષ અને અત્યંત પવિત્ર છે "तत्त्वमसि" એ વાકયમાં તત્પદ હિરણ્યગર્ભ આપના સ્વરૂપનુ દિગદર્શન કરાવે છે. હે પ્રભુ આપના સ્વરૂપને પ્રથમ ઓળખાવનાર આપના સ્વરૂપમય શ્રીનરનારાયણ છે. ઘણા દેવો અને ગંધર્વો વગેરે એ દેવો ક્યાંથી પ્રગટ થયા તે જાણતા નથી જેમ દોરાના આધારે માળાના પારાઓ રહે છે તેમ આખુ વિશ્વ (જગત) કર્તારૂપ આપમાં સદસત્ રૂપે ગુંથાઇ રહેલ છે. જે આપ નારાયણ સ્વરૂપને सहस्रशीर्षा पुरुषः सहस्राक्ष सहस्रपात्=વેદ મંત્ર અસંખ્ય માથા, અસંખ્ય આંખ, અપરિમિત ચરણ અર્થાત્ જગતમાં જે પ્રાણીઓના હાથ પગ વગેરે છે તે આપનાજ છે એવી વેદ જેની ગણના કરે છે. જગતનું શરણુ આપ છો. મંત્રોમા અર્થસૂચક ગુપ્ત પ્રકાશ આપનો છે. આપ ઉત્તમમાં ઉત્તમ, ઝીણામાં ઝીણા, મોટામાં મોટા અને ભારેમાં ભારે છો આપ વેદમંત્રોમાં અર્થગાંભીર્ય અને તેજઃ પુંજ રૂપ છો. બ્રાહ્મણ મંત્રોમા કર્મના દ્રષ્ટારૂપ છો ઉપનિષદ્ મંત્રોમાં જ્ઞાનપ્રકાશરૂપ છો. સામવેદના મંત્રોમાં ગાન (સંગીત ધ્વનિ) રૂપ આપ છો. હે નાથ બુદ્ધિની સ્ફૂરણારૂપ અર્થાત્ સત્વમયી બુદ્ધિથી જાણી શકાય તેવા આપના વ્યુહની રચના અદ્ભુત છે. એટલે કે વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ, એ જે આપનું ચતુર્વ્યુહ છે તે અંતરમાં આ રીતે વસેલ છે [1] પરબ્રહ્મ એ વાસુદેવ

---

૧ મહાભારતમા શ્રી મસ્તવરાજ, છે તેનો સાર ટુંકામા લીધેલ છે. જે બહુ મનનીય છે.

સ્વરૂપ, [2] જીવ એ સંકર્ષણ સ્વરૂપ, [3] મન એ પ્રદ્યુમ્ન સ્વરૂપ અને [4] અહંકાર એ અનિરૂદ્ધ સ્વરૂપ છે. આપનાં એ ચાર દિવ્ય સ્વરૂપે ઋષિઓ આપને ઓળખે છે અને પૂજે છે. હે પ્રભુ આપને નિમિત્તે જે ધર્માચરણ કર્તવ્ય થાય છે, એ પવિત્ર સ્વાર્થ છે, કારણ કે તેથી અંતરની શુદ્ધિજ થાય છે પણ આપને છોડી કેવલ વ્યવહાર માટે જે કાંઇ ધર્મકાર્ય થાય છે તે પણ મલિન સ્વાર્થ રૂપ પડથી ઘેરાયેલ હોય છે, માટે દરેક કર્તવ્ય આપશ્રીના નિમિત્ત ઉક્ત થવાં જોઇએ જેમ અરણીના કાષ્ટમાથી સ્વયંપ્રકાશ અગ્નિ (ઘર્ષણથી) પોતાની મેળે પ્રગટ થાય તેમ દેવકીરૂપ અરણીથી તેને કંસે આપેલ મહાકષ્ટ રૂપ ઘર્ષણથી परित्राणाय साधूनाम् એ ગીતા વાકય પ્રમાણે ભક્તના કષ્ટને જોઇ રક્ષણ કરવા માટે આપ તે દેવકીદ્વારાજ જનતની દ્રષ્ટિએ પ્રગટ થયા છો, જે સ્વાર્થ વગરનો નિર્મળ બુદ્ધિવાળો પુરૂષ છે તે આપને હુદયાકાશમાં જોઇ શકે છે આપનું કર્મ ઇન્દ્ર ને વાયુથી અધિક છે. આપનું તેજ સૂર્યથી અધિક છે. આનંદપ્રદ આપના સ્વરૂપને પરબ્રહ્મ વાસુદેવ નામથી ઓળખે છે અસુરોનો અને પ્રલયકાળે જગતનો ક્ષય કરનાર આપના સ્વરૂપને [2] સંકર્ષણ નામથી ઓળખે છે આપનુ ૐ એ એક અક્ષર રૂપે બ્રહ્મ સ્વરૂપ છે. જે સત્ અને અસત્થી ભિન્ન છે. આપને દેવ, ઋષિ, ગાંધર્વો વગેરે સર્વે પુજે છે. જેને જગના અધ્યક્ષ કહે છે, અક્ષર કહે છે અને પરમપદ રૂપ કહે છે, તે પ્રભુને શરણે હું છુ. જે અદિતિ પુત્ર સૂર્યરૂપે જગનો પ્રકાશ કરે છે, જે જગતમા શીતલ કીરણોથી અમૃત વરસાવી જગતને આનંદ પમાડી રહેલ છે, તે ચન્દ્રના પ્રકાશરૂપ કૃષ્ણચંદ્રને હુ પ્રણામ કરૂં છું. સૂર્ય અને ચંદ્રરૂપે તે પ્રભુ અંધકાર (અજ્ઞાન)

---

૧ વૈકુંઠાધિપતિ ક્યારે પણ ન અટકાયત થાય એવા અચળ ધર્મના સ્થાપક એ સ્પષ્ટ અર્થ થાય છે

૨ ચાર વેદના જ્ઞાનરૂપ કમંડળ

૩ परब्रह्म मुं कृष्णोऽसौ એ શ્રી મહા પ્રભુજી કહે છે

નો નાશ કરી જગતને બહારથી અને અંતરમાં વસી પ્રકાશ (જ્ઞાન) આપી રહેલ છે તે પ્રભુને પ્રણામ છે. વેદમાંના મંત્રોથી યજ્ઞના મધ્યમાં બ્રાહ્મણો જેનું રાત્રિદિવસ ગાન કરે છે, તે ચારે વેદરૂપ પ્રભુને પ્રણામ છે, જે ગાયત્રીરૂપ પ્રત્યક્ષ પૂર્ણ બ્રહ્મ છે, તે પ્રભુને પ્રણામ છે. જે વેદરૂપ પુરૂષોત્તમ પ્રભુનું "યજુર્" એવું નામ છે અને ઋગ્, યજુર્ ને સામ એ ત્રણ વેદરૂપ જેને ત્રણ મસ્તક છે. પરમ સ્તોત્ર "સ્તુતિ" એ જેનો પ્રકાશ છે; એ પ્રભુ શ્રીકૃષ્ણને પ્રણામ છે. જે સુવર્ણની પાંખમય હંસરૂપે બ્રહ્માના યજ્ઞમાં ( જ્ઞાન યજ્ઞ. ) પ્રગટ થઇ બ્રહ્માને જેણે પરમબોધ આપેલ છે, તે પ્રભુને પ્રણામ છે. વેદના મંત્રો છંદ, વ્યંજન, અક્ષર, માત્રા, અલંકાર; એ વગેરે જેના આંગળી હાથ વગેરે અંગ છે એવા અક્ષરરૂપ બ્રહ્માને નમસ્કાર છે. યજ્ઞરૂપ વરાહ સ્વરૂપ ( યજ્ઞનો મોટો ધુમાડો એ કાળું વરાહનું રૂપ કલ્પેલ છે ) જેણે ધારણ કરી પૃથ્વીનો ઉદ્ધાર કરેલ છે. ( અર્થાત્ યજ્ઞથી પૃથ્વીનું પોષણ વગેરે થાય છે. "યજ્ઞાદ્ભવતિ પર્જન્યઃ" ) એવા પ્રભુ શ્રીકૃષ્ણને નમસ્કાર છે. શેષ નાગનો પલંગ બનાવી જળમાં શયન કરવા રૂપ યોગધારણાવાળા તેમજ ધર્મ અર્થેજ જેની વાણી છે એવા ધર્મના સેતુ ( પાજ ) બાંધનાર, ધર્મનું આચરણ કરનાર અને કરાવનાર એવા પ્રભુ અને નારદ પંચરાત્ર આદિ તંત્રપ્રયોગમાં જેની પૂજનવિધિ છે તે વિધિથી જે પુજન કરવાને યોગ્ય છે તે સર્વના અંતર્યામી પ્રભુને નમસ્કાર છે. અગીયાર ઇન્દ્રિયો ( પાંચ કર્મેંદ્રિ, પાચ જ્ઞાનેંદ્રિ ને અગીયારમું મન. ) ને પાંચ મહાભૂત; એ સોળ ગુણ ( તત્વો ) થી વિંટાયેલ આ માનવ દેહમાં જે અંતરાત્મારૂપે રહે છે તે સાંખ્યરૂપી પ્રભુને નમસ્કાર છે. જેણે નિદ્રા અને શ્વાસને જીતેલ છે એવા સત્વગુણ ધારણ કરનારા યોગીઓ જેને પરમતેજ સ્વરૂપે જુએ છે એવા યોગ સ્વરૂપ પ્રભુને નમસ્કાર છે. સર્વ જગતનો સંહાર કરીને સમુદ્રમાં બાળક રૂપે જે વટપત્રમાં શયન કરે છે, તે બાળમુકુંદને નમસ્કાર છે પોતે અજન્મા હોઇ જેની નાભિમાંથી કમળ પ્રગટ થયેલ છે, જે

કમળ જગતના ઉત્પાદક તત્વ રૂપ છે. તે કમળ સ્વરૂપ પ્રભુને નમસ્કાર છે. જેનાં અંગમાં સમુદ્રો, નદીઓ, પર્વતો, મેઘ વગેરે રહેલ છે, તે વિરાટરૂપ પ્રભુને નમસ્કાર છે. જે પ્રભુની શક્તિ કોઇ સ્થળે અટકતી નથી એવી અગાધ શક્તિયુક્ત બની કોઇ રીતે ચલાયમાન ન થાય તેવા ધર્મને સ્થાપન કરો છો માટે આપ વૈકુંઠરૂપ ( વૈ – કુંઠ = વૈકુંઠ ) વૈકુંઠાધિપતિ ગણાઓ છો. અધર્મ વૃદ્ધિ કરનારા ક્ષત્રિઓનો એકવીશ વાર ક્ષય કર્યો, માટે અધર્મનો નાશ કરવા ક્રૂરરૂપ ધારણ કરનાર પરશુરામ રૂપ પરબ્રહ્મને નમસ્કાર છે. શરીરમાં પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન એ પાંચ વાયુરૂપ બની આપજ શરીરમાં વિચરો છો, તે વાયુરૂપ પ્રભુને નમસ્કાર. જે સર્વ પ્રાણીઓને ધારણ કરનાર પ્રાણ રૂપ છે, જે અન્નને પચાવવા માટે વૈશ્વાનર અગ્નિરૂપ છે, જેને દેવો જાણી શકતા નથી એવા સૂક્ષ્મરૂપ છે, જે પ્રભુ સૃષ્ટિના રક્ષણ માટે સ્નેહના બંધનથી મોહ પમાડે છે તે મોહક પ્રભુ ( મોહન મૂર્તિ ) ને નમસ્કાર છે. જેને કાંઇક અંશે ઓળખવા માટે આત્મજ્ઞાનજ સાધન છે. તેથી જ્ઞાનદ્વારાજ જેની પ્રાપ્તિ છે એવા જ્ઞાનાત્મા પ્રભુને નમસ્કાર છે. જેને જોવા માટે બુદ્ધિ રૂપજ ચક્ષુ ( આંખ ) છે એવા અગોચર ( અજ્ઞાનીથી ન જણાય ) એવા દિવ્ય સ્વરૂપને પ્રણામ છે. કમંડલુના જળ માત્રથી દૈત્યોનો ( દુર્બુદ્ધિવાન ) નો જે સંહાર કરે છે તે બ્રહ્મ ( બ્રહ્મા ) સ્વરૂપ પ્રભુને નમન છે. સંહાર કરવાનાં સાધનો જેવાં કે દંડ, ત્રિશૂળ, કાળરૂપ સર્પનું યજ્ઞોપવીત ( વીંટાયેલ ) સંહારકપિનાક ધનુષ્ય અને કપાળમાં દાહક તીક્ષ્ણ અગ્નિરૂપ ત્રીજું નેત્ર ધારણ કરીને સંહારક દેવ સ્વરૂપે ઓળખાય છે છતા શીતળ ચંદ્રને કપાળમા ધારણ કરી જે અમૃતમય બની શિવ ( કલ્યાણકારક ) એવા નામથીજ ઓળખાય છે એવા સંહાર કદેવ રૂદ્રરૂપ શ્રીકૃષ્ણ પ્રભુને નમસ્કાર છે. સર્વ પ્રાણીના આત્મારૂપ; અહંકારનો નાશ કરનાર, ક્રોધ, લોભ અને મોહનો સંહાર કરનાર પ્રભુને પ્રણામ છે. તમે સર્વવ્યાપક હોવાથી વિષ્ણુ કહેવાઓ છો.

હે પ્રભુ યજ્ઞાદિક સત્કર્મ કરનારો ફરી જન્મ ધારણ કરે છે પણ શ્રદ્ધાપૂર્વક આપનોજ ભકત બની આપને વારંવાર આપના દિવ્ય પ્રતાપમય ષોડશકળાથી પરિપૂર્ણ પૂર્ણપુરૂષોત્તમ કૃષ્ણ સ્વરૂપને નમસ્કાર કરતાં ફરી જન્મ લેવાપણું રહેતું નથી શ્રીકૃષ્ણનું વ્રત કરનાર, શ્રીકૃષ્ણ નામોચ્ચાર કરનાર, શ્રીકૃષ્ણના ચરણની સેવા કરનાર, રાત્રે શ્રીકૃષ્ણનું ગુણગાન કરી સૂઈ જનાર અને પાછા ઉઠીને પ્રાતઃકાળમાં પણ કૃષ્ણમય બની એનું ચિંતવન કરનાર; એમ સર્વ રીતે કૃષ્ણસ્મરણ અને સેવાપરાયણ બનેલો જીવ હોમેલ ઘી જેમ અગ્નિમાં લય પામે છે તેમ તેજસ્વરૂપ શ્રીપ્રભુપુરૂષોત્તમમાજ લીન થઇ જાય છે, કે જેથી પુનર્જન્મ રહેતો નથી નરકના ત્રાસ થી જીવનો ઉદ્ધાર કરવા માટેજ રાસમંડલ ( બ્રહ્માના આનંદની લીલા ) જેણે રચેલી તે પરબ્રહ્મરૂપ શ્રીકૃષ્ણને નમસ્કાર છે. સંસાર રૂપ સમુદ્રને તરવા માટે વહાણરૂપ બ્રાહ્મણ અને ગાયનું રક્ષણ કરનાર અને જગતનું પોષણ કરનાર શ્રી ગોવિંદ પ્રભુને નમસ્કાર છે, " હરિ " એ બે અક્ષર સર્વ પાપને હરનાર છે જેમ સત્ય એ વિષ્ણુંનું રૂપ છે તેમ જગત બધું વિશ્નુરૂપ છે તો જ્યાં વિશ્નુ હોય ત્યાં પાપ નજ હોય, તો જેની દ્દષ્ટિ વિશ્નુમય હોય તે પાપમય બનતોજ નથી. તો હે નાથ હું પણ પાપમાંથી છુટવા આપ શ્રી કૃષ્ણ ( વિષ્ણુ ) મય બનું છું તેથી આપ પધારી પ્રત્યક્ષ દર્શન આપી મને પાપ મુકત કરો.

આવી રીને ભીષ્મપિતામહ પોતાની સ્તુતિ અને ભકિત કરે છે, એ શ્રી કૃષ્ણ પ્રભુએ યોગબળથી જાણી લીધુ અને તર્તજ એ સ્તુતિના પ્રભાવથી શ્રી પ્રભુએ ભીષ્મદાદાને ત્રણ લોકનું દર્શન થાય એવું દિવ્યજ્ઞાન ને વખતે આપ્યુ એ દિવ્ય જ્ઞાન આપવા માટે પ્રભુ ધ્યાનમાં બેઠેલા ત્યા ધર્મરાજાએ શ્રી પ્રભુની સ્તુતિ કરી તેને જાગ્રત કર્યા પ્રભુનું એ વખતે કોઇ દિવસ ન જોયેલું એવુ અત્યંત પ્રકાશમય જે સ્વરૂપ બનેલ તે ભીષ્મ તરફ જ્ઞાન અને તેજ ની પ્રેરણા કરતા હતા માટે બનેલ

ભીષ્મ આમ સ્તુતિ કરતા વિરામ પામ્યા, ત્યાં સર્વે ઋષિઓ અને મુનિઓ જે ત્યા આવેલા હતા, તે તમામ ગદગદિત થઇ ગયા તમામની આંખમાંથી આંસુ વહેવા લાગ્યા રોમાંચિત થયા ચારે તરફ ભક્તિભાવ સ્ફુર્યો સર્વે પ્રેમમગ્ન બન્યા, અને આખું જગત કૃષ્ણમય જોવા લાગ્યા અર્થાત્ આકાશ, પૃથ્વી, જળ, એ સર્વે તત્વો માં જેમ વિરહવ્યાપી ગોપીઓએ રાસ રમતાં અન્તર્ધ્યાન થયેલા પ્રભુને ઝાડો વગેરેમાં જોયેલ, તેમ જોવા લાગ્યા તેવામાં દુરથી પાચે પાડવો સહિત કૃષ્ણ પધારે છે તેની છેટેથી ધ્વજા દેખાણી અને સર્વે ઋષિઓ એકદમ સચેત થઇ આનંદથી પ્રફુલ્લ બની પ્રેમના ઉભરાથી ઉભરાઇ કહેવા લાગ્યા.

### ભૈરવી.

જુઓ જુઓ શ્યામ ધ્વજા ફરકાઈ
કૃષ્ણ ધ્વજા ફરકાઇ જુઓ જુઓ શ્યામ.
ગરૂડ વિરાજીત બ્રહ્મતેજમય
શ્યામ કીર્તિ ઝળકાઇ જુઓ જુઓ શ્યામ
જે દર્શનથી નાસે રિપુગણ[1]
મંગલમય પસરાઈ જુઓ જુઓ શ્યામ
કૃષ્ણ કમળ લોચન ઘન મૂર્તિ.
દામોદર સુખદાઇ. જુઓ જુઓ શ્યામ

વૃજજન માફક સર્વે હર્ષઘેલા બન્યા એકદમ બેઠા થયા, ત્યાં રથ પાસે આવીને ઉભો રહ્યો પ્રભુ પધાર્યા, રથમાંથી ઉતર્યા, સર્વે ઋષિઓએ સાષ્ટાંગ પ્રણામ કર્યા પ્રભુને પ્રેમાશ્રુથી માનસિક પૂજનથી શ્રી વૃજજન (ગોપીઓ) માફક પૂજ્યા પુષ્પથી વધાવ્યા ઉભરો શાંત થયો શ્રી કૃષ્ણ પ્રભુનો જયજય હો એમ કહી સર્વે શાંત થઇ બેઠા, પ્રભુએ પણ સર્વે ઋષિઓને નમસ્કાર કર્યા અને

---

૧ કામ ક્રોધાદિ છ શત્રુઓ રૂપ રિપુગણ

પાંચે પાંડવો, સાત્યકી કૃપાચાર્ય સંજય વગેરે સર્વે સાથે ભીષ્મની પાસે આવ્યા.

ભીષ્મના મુખમાં પ્રભુનું જ રટણ હતું તે આપણે જાણીએ છીએ પ્રભુ પધાર્યા પણ ઉભા થઇ તેને માન આપી શકાય એમ તો નથીજ, તેથી પ્રભુ પોતે ભીષ્મના ચરણ પાસે તેની સામી નજર પડે તેવી રીતે આવીને ઉભા. એટલે ભીષ્મનું હૃદય અત્યંત ભરાઇ આવ્યું, આંખમાંથી આંસુનો પ્રવાહ ચાલ્યો પોતાથી આંસુ લોહી શકાય તેમ પણ નથી કારણ હાથમાં પણ એ શક્તિ નથી; તેથી પ્રભુએ પોતે પોતાનાં વસ્ત્રથી તેનાં આંસુ લોહ્યા અને પ્રભુની આંખમાંથી પણ પ્રવાહ ચાલ્યો આવા ભકતને જોઇ તેના ઉભરાતા પ્રેમને આધીન થઇ શ્રી પ્રભુ પણ પ્રેમાર્દ્ર બને છે. સર્વે આ ભીષ્મપિતામહ અને કૃષ્ણ પ્રભુનો પરસ્પર સમાગમ અને ઉભરાતો પરસ્પર પ્રેમ જોઇ દિગમૂઢ બન્યા અને પ્રભુમાં તલ્લીન બન્યા પરોક્ષ રીતે અપાર ઉભરાતા પ્રેમપૂર્વક સ્તુતિ કરનાર ભીષ્મ પ્રભુ પ્રત્યક્ષ થતાં ઉચ્ચાર માત્ર નથી કરી શકતા. (વૃજજનનું પણ તેમજ બનેલ—સામાન્ય વ્યામોહ થયેલો ). આસ્તે આસ્તે ભીષ્મનો પ્રેમનો ઉભરો શાંત થયો અને માનસિક પૂજન આંતરિક મંત્રોચ્ચારથી શરૂ કર્યું. વિધિપૂર્વક સાષ્ટાંગ પૂજન કર્યું અને તે પ્રભુએ જાણ્યું. છેવટે પ્રદક્ષિણા અને નમસ્કાર કરવા જોઇએ, એ ચક્ષુથીજ કર્યાં અને પ્રભુએ તે સમજીને સ્વીકાર્યો આ માનસિક પૂજન વખતે સર્વે શાંત હતું. પછી ધીમે સ્વરે ભીષ્મદાદા બોલ્યા કે આપશ્રી મરણ સમયે દર્શન આપવાનું વચન આપેલ તે પાળવા માટે પધાર્યા અને હે નાથ મને કૃતાર્થ કર્યો છે આપની દયાળુતા સિદ્ધ કરી છે આટલા શબ્દો બોલતાં પાછું હૃદય ઉભરાયું. આંસુ [illegible]. વળી પ્રભુએ તે [illegible] લોહ્યાં અને શાંત કરવા માટે શ્રી પ્રભુ બોલ્યા કે તમારૂં મન [illegible] બુદ્ધિ સ્વસ્થ તો છે ના? તમે [illegible] થતી પીડાથી [illegible] દુઃખોથી પીડાકારણ તમારા [illegible] લોહી ને પરૂ વહે છે. [illegible] સાવ ક્ષીણ થયેલ છે. [illegible] છે. લોહી [illegible]

શરીરમાં વાગેલા એક કાંટાથી અપાર પીડા થાય ત્યારે આખું શરીર કાંટાઓ (બાણોથી) વીંધાયેલ છે ત્યાં પીડાની શી વાત કરવી ! છતાં તમે મારાથી પણ વિશેષ ભાગ્યવાન છો કે જેથી સ્વેચ્છામૃત્યુનું વરદાન પિતાની સેવા કરી તેની પાસેથી પામી ઉત્તમ ભાગ્યવાન બન્યાછો. હે ભીષ્મ તમારી વેદના શાંત થઈ તમો અત્યંત સ્વસ્થ થાઓ અને જેમ યુદ્ધ કરવામાં મહાન બળવાન બન્યા હતા તેમ કામક્રોધાદિક વિકારો અને વ્યવહારોની અગવડો તેમજ ધર્મરાજાને થયેલ કલેશ અને મોહરૂપ અજ્ઞાનજન્ય અસુરો અને રાક્ષસોરૂપ તેની અંતરની દુષ્ટ આસુરી સેનાને હણવાને મહાન દિવ્ય ચક્ષુ અને દિવ્ય જ્ઞાન બળથી ભરપૂર થાઓ. સર્વે દેવોનું દૈવીબળ પણ તમારામાં આવો અને તે યુદ્ધથી અજ્ઞાનનો સંહાર કરો. એમ હું ઇચ્છું છું. આમ કહી પ્રભુએ એના શરીર પર હાથ ફેરવ્યો અને અમૃતમય પ્રેમથી ભરપૂર જ્યા દ્રષ્ટિ કરી કે તર્તજ લોહી પરૂ વહેતા બંધ થયાં, અંગ પુષ્ટ થયું, અદ્ભુત શકિત આવી અને મહાન તેજસ્વી બન્યા હૃદયમાં પ્રકાશ થતાં હૃદય સ્ફુર્યું આ વખતે પુનઃ પ્રભુ કહેવા લાગ્યા. તમો કોણ છો તે હું જાણું છું તમો વસુ નામના દેવજ છો. મનુષ્યમાં કોઇ તમારા જેવો પરમ જ્ઞાની નથી પણ તે તમારૂં જ્ઞાન આધિ વ્યાધિ અને ઉપાધિરૂપ આવરણોથી ઢંકાયેલ હતું. હું તે આવરણ દૂર કરૂં છું દુનિયાને કયી તરફ દોરવવી કે જેથી ધર્મ સચવાય. અર્થાત્ જે ધર્મનું તત્વ સૂક્ષ્મ રીતે હોવાથી કોઇથી જાણી શકાતુ નથી ( धर्मस्य तत्व निहितं गुहायां ) તે તમો દેવ પૈકીના છો, માટે જાણો છો, જેથી ધર્મની સમજણમાં ધર્મરાજાને જે વ્યામોહ થયો છે અને તેથી સંભમિત બનેલા છે તેને આપ એ તત્વ દર્શાવો. ઉત્તમ ધર્મ, સાધારણધર્મ ને ક્ષુદ્રધર્મ એ સર્વ ધર્મના પ્રથક કરણો છે તે તમારાથી અજાણ્યા નથી અર્થાત્ લૌકિક ધર્મ, વૈદિક ધર્મ અને પારલૌકિક ધર્મ વગેરે સર્વમા આપ કુશળ છો આપે એકજ શાસ્ત્ર અધ્યયન કર્યું છે એમજ નથી પણ સર્વે વેદ, સર્વે પુરાણો, ઈતિહાસો, ધર્મશાસ્ત્રો નૈતિકતત્વો, અને જ્ઞાન તત્વો એ સઘળું જાણો

છો તેમજ ઋષિઓ, મુનિઓ, ગંધર્વો, દેવો, ઇંદ્ર, બ્રહ્મા વગેરે સર્વે સ્વર્ગીય અને પૃથ્વીના દેવો (બ્રાહ્મણો) પાસે જે જ્ઞાન અને બુદ્ધિ છે તે સઘળું તમારામાં છે; તેથીજ આપ જ્ઞાન આપનારાઓમા સર્વથી ઉત્તમ છો ,માટે

सपाण्डवेस्य मन समुत्थित नरेन्द्रशोकं व्यपकर्प मेधया।
भवद्विधा ह्युत्तमबुद्धिविस्तरा विमुह्यमानस्य नरस्य शातये॥

અર્થ—ઓ ભીષ્મ આપ ધર્મરાજાના અંતરમા ઉત્પન્ન થઇ વ્યાપેલા શોકને આપની અગાધ બુદ્ધિવડે ખેચી કાઢી તે શોકનો નાશ કરો આપના જેવા મહાન બુદ્ધિવાળા પુરૂષોજ મોહ પામેલાના મનને શાંત કરી શકે છે.

श्रुत्वा तु वचन भीष्मो वासुदेवस्य धीमतः ।
किंचिदुन्नाम्य वदन प्राजलिर्वाक्यमब्रवीत् ॥

શ્રીકૃષ્ણ ભગવાનના વચન સાંભળીને સહજ ઉંચુ મુખ કરીને બે હાથ જોડી ભીષ્મ આવી રીતે કહેવા લાગ્યા.

હે પ્રભુ ! આપના હસ્ત સ્પર્શથી અદ્ભુત ચમત્કાર બન્યો. મારી શરીરની પીડા માત્ર શાંત થઇ. હાથ ઉચો કરવાની પણ પ્રથમ શકિત નહોતી તેને બદલે અપાર બળ આવ્યુ. લોહી પરૂ બંધ થયા. શરીર પુષ્ટ થયું. અંતરમાં પીડાથી અપાર કલેશ હતો તેને બદલે આનંદ આનંદ વ્યાવી રહ્યો છે. ચારે તરફ પ્રકાશ દેખાય છે હૃદય ખુલી ગયુ. તેમા અપાર તેજ પસરાયું છે મને આખુ જગત અંતરમા ભાસમાન થયું છે એટલુજ નહિ પણ હું આપે દિવ્ય દૃષ્ટિ આપી તેથી તમામ દેવોને અને એનાં સૂક્ષ્મ તત્વોને જોઈ શકુછુ હે પુરૂષોત્તમ હુ આપને વિરાટ સ્વરૂપમય જોઉં છું. આપની આંખમાં સૂર્ય દેખું છુ તમારે મસ્તકે સ્વર્ગ અને ચરણમાં પૃથ્વી જોઉં છુ. ઓ પ્રભુ હુ તમારામા આખા જગતનું બળ જોઉં છું. હે નાથ વીજળી સરખા પીળાં વસ્ત્રની પ્રકાશમય ચમક મારી આંખને બહુ આનંદ આપે છે. ઓ પ્રભુ હુ ઉભો થઇ તમને જો હું

પ્રેમાશ્રુએ નવરાવુ ! ચરણુમા લપટુ ! શું કરૂ ! મને બહુજ પ્રેમ આવે છે. પણુ હે નાથ મારા પ્રેમ તમો મને રોકીને અંતરમાજ શમાવો છો. પરંતુ એ નાથ હવે હું અને આપ એકજ છીએ. આપ મારા છો અને હું તમારા છું. મને જે આ વખતે ત્રણુ લોક દ્રષ્ટિગોચર થયા છે અને સર્વ દેવતું જ્ઞાન સ્ફુર્યું છે તે બધું આપેજ કર્યું છે. તમારે બાહ્ય રાક્ષસોનો સંહાર અર્જુન પાસે કરાવવો હતો અને આંતરિક મોહ શોક વગેરે વિકારમય રાક્ષસોનો સંહાર મારી પાસે કરાવવો છે માટે દિવ્ય જ્ઞાન અને દિવ્ય દૃષ્ટિ આપે મને આપી તેથી હુ જ્ઞાનવાન બન્યો છું, આપની કૃપાથીજ મેં સ્વસ્થતા, બળ અને પ્રથમ મેળવેળ જ્ઞાન જે શરીરની અસ્વસ્થતાથી લોપ થયેલ તે જ્ઞાન પણુ જ્યારે પાછું આપેજ પ્રગટ કર્યું ત્યારે તેનુ આપ સમક્ષ હું વર્ણુન કરી શકીશ પરતુ આપ નહિ બિરાજો તો મારી સત્તા કશી નથી. તો જ્યા સુધી હુ જ્ઞાન ધર્મરાજાને આપું ત્યા સુધી આપ મારી દ્રષ્ટિ સમક્ષજ રહેશો, એ મારી નમ્ર પ્રાર્થના છે. કારણુ તેમ થવાથી હૃદયમાં સ્ફુરણુા થશે. જેમ સૂર્યનો પ્રકાશ હોય તોજ પુંડરીક ( કમળ ) ખીલે છે તેમ આપશ્રી સમક્ષ હશો તોજ મારૂં હૃદયકમળ પ્રફુલ્લિત રહેશે.

શ્રીકૃષ્ણે કહ્યુ કે જગતમાં તમારો યશ વિસ્તારવા માટે જ મેં તમને દિવ્ય જ્ઞાન અર્પણુ કરાવ્યું છે જેથી તમો જે અત્યારે ઉત્તમ બુદ્ધિપૂર્વક જ્ઞાન આપશો તેથી સર્વનું કલ્યાણુ થશે. હે ભીષ્મ હણુાતા શેષ રહેલા તમામ રાજાઓ પણુ આ વખતે તમારો ઉપદેશ સાંભળવાને આવ્યા છે. અને તેઓ પણુ તમારો સદ્બોધ સાંભળવાને આતુર છે તમે સર્વે અનુભવ કરેલ છે, બધુ જોયું છે, અનુભવ્યું છે, વેઠયું છે અને અન્યનુ જોયું છે જેથી અનુભવ અને વિદ્યા તથા જ્ઞાન સર્વથી આપ પરિપૂર્ણુ હોવાથી પિતા જેમ પુત્રને સાચો ન્યાય અને નીતિનો રસ્તો બતાવે તેમ તમે બતાવો. તમે કોઇ બ્રાહ્મણુ ઋષિ આદિની ઉપાસના કરવામાં બાકી નથી રાખી જેથી તમારાથી કાંઇ પણુ અજાણ્યું નથી રહેલ. રાજ્યમાં પણુ તમે

પાકા અનુભવી થયા છો. પુત્રો ને પૌત્રો વગેરે ત્રણુ પેઢીને તમે અભ્યાસ અને શિક્ષણુ આપી ઉત્તમ માર્ગે દોરેલ છે; માટે ધર્મરાજા પૂછે તેનો આપ જવાબ આપી સંતોષ પમાડો ભીષ્મ બોલ્યા. આપની આજ્ઞાથી ખુશીથી કહીશ. મને સર્વ રીતે સ્વસ્થતા છે અને ધર્મરાજાનો જન્મ થયો તે દિવસે સર્વે ઋષિઓ મુનિઓ ખુશી થયેલા અને મારી સમક્ષ આવીને જણાવેલ કે તમારા કુળમાં ધર્મ પ્રગટ થયા. ( ધર્મની જાગૃતિ થઇ ) હું તેથી પ્રસન્ન થયો અને તેને જોઇને બહુ રાજી થાઉં છું; માટે ખુશીથી તે મને પૂછે. શ્રીકૃષ્ણુ બોલ્યા. એ ધર્મરાજા તમારી પાસે આવતાં શરમાય છે અને તમને બાણુ મરાવી કષ્ટ આપ્યું તથા ભાઈઓને સગાસંબંધિ ગુરૂ વગેરેનો સંહાર કરાવ્યો તેથી મનમાં લાજથી બહુ ખિન્ન થઇ તમારી પાસે આવી મુખ દેખાડતાં અકળાય છે. ( મુંઝાય છે ) ભીષ્મ બોલ્યા દાન કરવુ, બોધ આપવો, અધ્યયન કરવુ; એ જેમ બ્રાહ્મણુનો ધર્મ છે તેમ સંગ્રામમાં યુદ્ધ કરવાને સામે જે આવે ને ગમે તેવો નિકટનો સંબંધી હોય તો પણુ તે સાથે લડવું એજ ક્ષત્રિઓનો ધર્મ છે. માટે તેણે અમારી સામે લડી પોતાનો ખરો ધર્મ બજાવ્યો છે. અવળે માર્ગે જનાર ગુરૂ હોય કે પિતા હોય કે પિતામહ હોય તો પણુ તેને હણુવા, એજ ક્ષત્રિય ધર્મ છે. પ્રતિજ્ઞાનો ભંગ કરનાર, લોભી, અનાચારી અને ધર્મના સેતુને જોતા નથી તેવાને હણુવા; એજ ધર્મ છે. જો કે હું ધર્મરાજાનો પિતામહ ( દાદા ) થાઉં છું. મેં તેને નાનાથી મોટા કરેલ છે; છતાં મારી પણુ લોભને વશ થઇ ભૂલ થઇ હતી "अर्थस्य पुरुषो दासः" એ શબ્દ બોલ્યો હતો અને તે પ્રમાણે દુર્યોધનનું અન્ન ખાધેલ જેથી એ અધર્મ રૂપ દુર્યોધનનો પક્ષ કરવાની મને ફરજ પડી. અને અધર્મને આધીન હું થયો. એટલે મને પણુ મારવો જોઈએજ. માટે જે કર્યું છે તે યોગ્યજ કરેલ છે. તેમજ દ્રૌપદીની લજ્જા લેતા હતા તે વખતે અધર્મ થતો હતો અને તે વારી શકવાની મારી સત્તા હતી ને દ્રૌપદીએ ધર્મ અધર્મ વિષયમાં મનેજ ન્યાય કરવાનુ સોંપેલ છતા મારી મતિ એ વખતે મુંઝાઇ ગઈ અને હુ અધર્મ પ્રત્યક્ષ થતો ..

જવાબ ન દઇ શકયો, તેનું આ અઠ્ઠાવન દિવસ સુધી શુળી ઉપર રહી દુઃખ વેઠયુ. ( બાણુશય્યાનું મહાન કષ્ટ વેઠયુ તે ) તો જેની ભુલ થાય છે તેને તેનો દંડ મળે છે અને કસુર કરનારને દંડ આપવો અને મારવો તેમા દોષ નથી; માટે શરમાવાનું કશું કારણ નથી. મારી પાસે આવી જે પૂછવાનું હોય તે પૂછવાથી હુ ખુલાસો કરીશ.

ભીષ્મપિતામહનું વચન સાભળી વિનયપૂર્વક ધર્મરાજા યુધિષ્ઠિર તેમની પાસે આવી નમ્ર બની ચરણમાં પ્રણામ કરી તેની નજરે પડે તેવી રીતે પાસે બેઠા ભીષ્મે પણ અભિનંદન આપ્યું અને આવ બેસ ગભરા મા. તેં અયોગ્ય કશું કર્યું નથી; માટે એ વિચારો મનમાંથી કાઢી નાખી મનની નબળાઈ દૂર કરી શાંત થા અને જે ખુલાસા પૂછવા હોય તે પૂછ.

प्रणिपत्य हृषीकेशमभिवाद्य पितामहम् ।
अनुमान्य गुरून् सर्वान्पर्यपृच्छद्युधिष्टिरः ॥

ઇન્દ્રિઓના નિયામક શ્રીપૂરણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ પરમાત્માને પ્રણામ કરીને તથા ભીષ્મપિતામહના ચરણમાં નમીને તેમજ વ્યાસજી કૃપાચાર્ય આદિ જે ગુરૂરૂપ ઋષિઓ અને મુનિઓ બેઠેલા હતા તેનું સન્માન કરીને ધર્મરાજા યુધિષ્ઠિર પૂછવા લાગ્યા. દાદા મને પ્રથમ શરૂઆતમાં રાજાના ધર્મ કહો. રાજાએ કેવી રીતે વર્તવું. રાજધર્મ એ રાજાનેજ ઉપયોગી છે તેવું હું નથી માનતો પણ સર્વને ઉપયોગી છે. જગત માત્રને એની જરૂર છે, સર્વને આશ્રય, સહાય, અને ક્લેશનિવૃતિ; એ રાજધર્મદ્વારાજ થય છે; એમ મારૂં માનવું છે, જેથી તેને મુખ્ય ગણી તેજ પ્રથમ પ્રશ્ન કરૂં છું.

શ્રીકૃષ્ણ પ્રભુ આખા જગતમા આપને સર્વોત્તમ બુદ્ધિવાન ગણે છે તો અમો સર્વે રાજાઓ આપનાં પવિત્ર વચન સાંભળવાને આતુર છીએ, તો આપ પવિત્ર ઉપદેશ આપી અમારા અંતરના પરિતાપ શમાવો. ભીષ્મપિતામહ બોલ્યા. આ આખું બ્રહ્માંડ તથા ધર્મ અને આ જે દેખાય છે તે સર્વ જેણે પ્રગટ કરેલ છે તે

શ્રીકૃષ્ણ પરમાત્માને પ્રણામ કરીને તથા આંહી બિરાજેલા સર્વે બ્રાહ્મણોને પણ પ્રણામ કરીને શ્રીકૃષ્ણ પ્રભુએ જેમને બુદ્ધિ આપી છે તે બુદ્ધિની સ્ફુરણાને અંગે હું સનાતન (પરંપરાથી ચાલતો આવેલ) ધર્મને અનુસરી રાજધર્મ કહું છું. તે પછી બીજું પણ જે તું પૂછીશ તે પણ કહીશ.

આપણને પ્રજાપાલન કરવાની દૈવીસત્તા મળી હોય તો તે સત્તાને અંગે પ્રથમ તો એ કહેવાનું કે ઉન્મત ન થઇ જવું પણ જેમ વિશેષ દૈવી કે દુનિયાની સત્તા મળી તેમ વિશેષ નમ્ર થવું. દેવ અને બ્રાહ્મણો અર્થાત્ પવિત્રાત્માઓનો સત્કાર કરવામાં અને તેમને પ્રસન્ન રાખવામાં વિશેષ કાળજી રાખવી. અંબરીશ રાજા ચક્રવર્તી રાજા હતો છતાં એ અતિ નમ્ર હતો. એ નમ્રતાને અંગે સત્પુરૂષોની, બ્રાહ્મણોની અને શ્રી પુરૂષોત્તમની .સેવા જાતેજ કરતો હતો. પ્રભુના મંદીર હાથે સાફ કરવાં. ટુંકામાં પાણી હાથે ભરવું વગેરે પ્રભુની સેવા તેમજ કોઇ સત્પાત્ર આવે તે માટે નોકરને હુકમ ન કરતાં પોતાને હાથે તમામ સત્કાર કરવો;એમાં એ ઉતમત્તા માનતો હતો, એ સિવાય ખાસ તને એ કહેવાનું કે રાજાએ પ્રજાના પૈસાથી મોજશોખ માણવો અગર નવરૂં બેસી રહેવાનું નથી પણ કાંઇક હમેશાં જનહિત થાય તેવો પ્રયત્ન કાયમ કર્યા કરવાનોજ છે. દૈવ (પ્રારબ્ધ) અને પુરૂષાર્થ; એ બે આપણને ઉચ્ચ ગતિએ પહોંચાડવાના સાધન પ રથનાં બે પૈડાં (ચક્ર) છે. જો કે પૈડાંના રૂપમાં બને સમાન લાગે. પરંતુ હું તેમાં પ્રારબ્ધ કરતાં પુરૂષાર્થ (પ્રયત્ન–ઉદ્યોગ) ને ઉત્તમ માનું છું. કારણ પ્રારબ્ધ હમેશાં ઉદ્યોગને આધીન બને છે. એવા પ્રમાણો વિશેષ છે કોઇ વખતે પ્રારબ્ધનું બળ વધી જાય છે. એટલે કે વિના ઉદ્યોગે અકસ્માત્ લાભ મળી જાય એમ બને છે. પરંતુ એ અપવાદરૂપે છે તદન ઉદ્યોગ વિના પ્રારબ્ધ શૂન્યજ બને છે. ઉદ્યોગ કરતાં નિષ્ફળ થાય તો તેથી નાહિંમત ન થવું. પરંતુ તેમાં શું ખામી છે એ જોયા કરી તેમાં ન્યાયનો રસ્તો છેકે કેમ ? એ તપાસી શુદ્ધ માર્ગે તેમાં પ્રયત્ન

શીલજ બનવું. દરેક મનુષ્યે કર્તવ્યપરાયણ રહેવા પહેલાં અર્થાત્ કાર્ય કરવામાં મુખ્ય નીતિ અને સત્ય; એ બે વસ્તુને તો ખડુજ જાળવવાની છે. આપણી ઉપર લોકનો વિશ્વાસ બેસે એ કરવાની ખાસ જરૂર છે. સત્ય અને સદાચરણ વિના વિશ્વાસ બેસતો નથી. લોકોનો વિશ્વાસ ન બેસે ત્યાં સુધી રિદ્ધિસિદ્ધિ યુક્ત પવિત્ર ધન (લક્ષ્મી) મેળવી શકાતું નથી. એ સિવાય બીજું એ કે કોઇને પણ પોતાના રાજમદ કે લક્ષ્મીના મદના અભિમાનથી ન તરછોડતાં નરમતા રાખી શાંત બની સામાને સંતોષ થાય તેવું વર્તન કરવાની ખાસ જરૂર છે. બીજાના દોષ જોવાની ટેવ રાખવાને બદલે વારંવાર પોતાનો દોષ જોવાની ટેવ રાખવી અને આપણામાં શું ખામી છે તેનું વારવાર મનન કર્યા કરવુ. પોતાને પોતાની ખામી ન સૂઝતી હોય તો પોતાનાથી અધિક બુદ્ધિવાન હોય તેની કાયમ સંગતિ રાખી પોતાની ખામીનો તપાસ કરાવવો અને પછી તે ખામી દૂર કરવાને તત્પર રહેવુ તેમ જો બહુ સરળ થઇએ ને સારાનરસાને સમજ્યા વિના સર્વ પાસે નમ્ર બનીએ તો કેટલીક વખતે દુષ્ટ પુરૂષો તે આપણી નમ્રતાનો લાભ લઇ પોતાની દુષ્ટતામાં ફાવી જઇ આપણને અવળે રસ્તે દોરી ખુવાર કરે ને કીર્તિ ઝાંખી કરે તો તે માટે સારાનરસા જોવા માટે પણ આત્મબળ અને બુદ્ધિનો ઉપયોગ કરી કોઇ ઠેકાણે સરળ અને કયાંઇ કડક થવાની જરૂર પડે છે.તેમ બહુ કડક થવાથી પણ કોઇ વખતે નિરપરાધીને શિક્ષા થાયછે. ઉદ્વેગ થાય છે. માટે તે પણ જોવાનું છે જેમાં સદ્ગુણ જેમાં દૈવી તત્ત્વ હોય, જે પવિત્રાત્મા, બ્રહ્મસ્વરૂપ કે બ્રાહ્મણ ઉત્તમ ગુણવાન હોય તેની પાસે તો અત્યંત નમ્ર દાસની પેઠે વર્તન કરવું. કારણકે તે દૈવી સ્વરૂપજ ગણાય, માટે તેનું અંતઃકરણ દુભાય તેવું કદીપણ ન કરવું. માનવ ધર્મ શાસ્ત્રમા એ માટે આ પ્રમાણે જણાવ્યુ છે કે જળમાંથી અગ્નિ પ્રગટેલ છે, બ્રાહ્મણથી ક્ષત્રિ પ્રગટેલ છે અને પથ્થરમાથી લોઢું થયેલ છે, તો એ ત્રણે જો ઉલટા ચાલે એટલે લોઢું પથ્થરને હણે, ક્ષત્રિ બ્રાહ્મણને હણે અને અગ્નિ જળને હણે તો પથ્થરનો, રાજાનો અને

અગ્નિનોજ નાશ થાય છે; માટે રાજાએ ઉત્તમ તત્વરૂપ બ્રાહ્મણનું પોષણજ કરવું અને પૂજન કરવું પણ દુષ્ટોમીતો ઘાતજ કરવો. બ્રાહ્મણે બ્રહ્મહત્યા, ગુરૂદ્રોહ કે કોઇ મહાન અપરાધ કર્યો હોય તો તેને દેશનિકાલ કરવો.

હે ભાઈ રક્ષણના સાધનરૂપ છ કીલ્લાઓ છે. એક ૧ મરૂદુર્ગ, ૨ જળદુર્ગ, ૩ પૃથ્વીદુર્ગ, ૪ વનદુર્ગ, ૫ પર્વતદુર્ગ અને ૬ નરદુર્ગ, તેમાં પાંચ પહેલા જણાવેલ તે કીલ્લા કરતાં નરદુર્ગ ( મનુષ્યનો કીલ્લો ) કોઇથી જીતાય નહિ તેવો છે; જેથી એ કીલ્લો બાંધવાની અત્યંત જરૂર છે. અર્થાત્ ધર્મ, નીતિ, ન્યાય, સરળતા, વિવેક વગેરે સદ્ગુણોથી દુનિયાના મનુષ્યોને તાબે કરવાની અત્યંત જરૂર છે. જો આવા ઉત્તમ ગુણોથી પ્રજાને રંજન કરીશ અને ક્ષમા રાખીશ તો પ્રજા તારે આધીન થતાં કોઇ દિવસ ગમે તેવા શત્રુઓ સામા હશે પણ જીતાઈશ નહિ. માટે સર્વથી પ્રજાપક્ષ એ મોટામાં મોટું બળ છે અને એ બળ તેને અનુસરી પવિત્ર વર્તન કરવાથી આપણને મળે છે. રાજાએ પોતાના હિત કરતાં પ્રજાનું હિત પહેલું જોવાનું છે. અમુક માણસ આપણી તરફ કયા પ્રકારનું વર્તન રાખે છે તે પોતાની બુદ્ધિથી, નેત્રથી, ખાનગી તપાસથી, અનુમાનથી, આસપાસના સંયોગથી, તેના સારાં નરતાં આપણા લાભ ગેરલાભનાં કામથી અને બોલવા ઉપરથી જાણી લેવું, પછી આપણાથી વિરૂદ્ધાચરણ લાગે તો તેથી સાવચેત રહેવું. દરેક કામ વિચારીને ધીરજપૂર્વક કરવું.

આપણાથી ઉતરતા દરજાનું માણસ હોય કે નોકર હોય તે તરફ બેશક માયાળુપણું રાખવું પણ હદબહાર તેની સાથે હાંસી વગેરે જેવો વ્યવહાર ન રાખવો; કારણ તેમ થતાં તે આપણને કળી જાય છે. જેથી આપણું માન જાળવી શકતા નથી અને વખતે આપણું અપમાન કરી નાખે, આજ્ઞા ન પાળે, શંકા રાખે, સામો જવાબ આપે, આપણને સલાહ આપવા મંડી જાય, છાની વાત જાણી તેનો ગેરઉપયોગ કરે, વખતે ન બોલવાનું બોલે, ન માગવાનું માગે, મર્યાદહીન બને, આપણી બરોબરી કરવા જાય, આપણામાં ભૂલ કાઢવા મંડી જાય, પોતે ડાહ્યો છે એમ માને, દોષ જોવા મંડે, આપણી વતી

હુકમ કરી આપણી ભલાઈનો ગેરલાભ લે, અંતઃપુરમાં પેસવાનો ઈરાદો કરી સ્ત્રીઓને ઠગે, ભમાવે અને વખતે ભ્રષ્ટ પણ કરે; માટે તે બાબતથી બહુ ચેતવાનું છે. નોકર તરફ બહુજ સરળતા અને નમ્રતા રાખતાં તે જો હલકા સ્વભાવનો હોય તો આમ ઘણી હલકાઈ કરે, બીજા નોકરો સાથે ખટપટ કરે, પોતાને મળતા પગારમાં વારંવાર અસંતોષ દેખાડી માગવાનો સ્વભાવ પડે અને બીજાને શીખવે, ઘરનાં માણસો તરફ વારંવાર કલેશ કંકાસ કરે અને અનેક રીતે સતાવે; માટે આવા હલકા સ્વભાવવાળા નોકરો પાસે બહુ છૂટ રાખવી કે સરળતા રાખવી તે બહુ સારૂં નહિ.

नित्योद्युक्तेन वै राज्ञा भवितव्यं युधिष्ठिर ।
प्रशस्य तेन राजा हि नारीवोद्यमवर्जितः ॥

હે યુધિષ્ઠિર રાજા હમેશાં ઉદ્યોગપરાયણ રહેવું. સ્ત્રીઓની પેઠે ઉદ્યોગ વિના રાજાની પ્રસંશા થતી નથી. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ; એ ચાર પુરૂષાર્થો છે. તેમાં દિવસના પૂર્વ ભાગમાં ધર્મ ( સવારે ધર્માચરણ કરવું ), બપોરે અર્થ ( દ્રવ્ય સાધન માટે પ્રવૃત્ત થવું ). કામ. ( લૌકીક વ્યવહાર ) નું કામ દિવસને અંતે રાત્રીની શરૂઆતમાં કરવું અને મોક્ષ સંબંધી વિચાર પાછલી રાત્રે કરવો; એ પ્રમાણે વિદ્વાનોએ નિર્ણય કર્યો છે. જેમ ચાર પુરૂષાર્થ સાધવા માટે જણાવ્યું તેમ ચાર વર્ણો અને આશ્રમોના વિભાગો જે અનાદિ કાળથી છે તેની યોગ્ય વ્યવસ્થા રાજાએજ સાચવવી ( કરવી ). ટુંકામાં વ્યવહારની નજરે જે કાંઇ ધર્મ, સત્કર્મ કે પવિત્ર કર્તવ્યમાં ખામી જોવામાં આવે તેનો તર્તજ ઉપાય કરવો. તેમાં બેદરકાર ન રહેવું અને તેમજ વારંવાર શું ખામી છે તે જોયા પણ કરવું. રાજાએ ધર્મમાં તત્પર એક ટેકવાળા બહુ ઉદ્યોગ પરાયણ અને નવીન શોધ કરનાર, ડહાપણવાળા બુદ્ધિકુશલ, વ્યવહારકુશળ અને પવિત્ર સલાહ આપી શકે એવા શુદ્ધ ગુણ અને શીલવાળા; વિપત્તિમાં જેને મુંઝવણ ન થતાં રસ્તો કરતાં આવડે એવા પુરૂષોને સદા પાસે રાખવા અને પોતાના સમાન હક્ક આપવા. આવા પવિત્ર પુરૂષોને સહાય અને સલાહથી કેટલીક

આપણો ભાર ઓછો થાય છે. રાજાએ બહુ શંકાશીલ ન બનવું તેમ બેદરકાર પણ ન રહેવું. દરેક પર વહેમ રાખવાથી અને કોઇનો પણ વિશ્વાસ ન કરવો એવી વહેમી નજરથી જેને કામ સોપ્યું હોય તે શુદ્ધ હોય તો પણ આપણી શંકાશીલ નજરથી સંતોષપૂર્વક કામ કરી શકતોજ નથી; કારણ ગમે તેમ કાળજી રાખી કામ કરશું તોય કદર નહિ થાય, એમ સૌના મનમાં રહે અને તેથી ખરાદીલથી કામ ન કરે; જેથી સઘળી ખરાબી થાય, જેથી આપણું ખરાબ થાય એવો અતિ વહેમ પણ ન રાખવો. ટુંકામાં બહુ વહેમીનું સારૂં થતુંજ નથી. કારણ વહેમીનો લોકો પણ વિશ્વાસ કરતા નથી. એક કામ કરવાનું તેનો પૂર્ણ નિશ્ચય કર્યો વિના કહી ન નાખવું, પરંતુ નકકી થયા પછીજ ખબર પડે તેમ કરવું, રાજાઓનો સ્વભાવ એવો હોવો જોઇએ કે જેમ ઘરમાં માતાપિતાના દેખતાં છોકરા પવિત્ર ગમ્મત કરે, આનંદ કરે પણ ડરે નહિ તેમ તેણે પ્રજા તરફ એવો માયાળુ સ્વભાવ રાખવો જોઇએ કે, તેને જોતાં પ્રજાને આનંદ આવે અને આ મોટા રાજા છે અને તેની પાસે કેમ જવાય, કેમ બોલાય, એમ ડર ન થવો જોઇએ. જે રાજામાં તેના કાર્યભારી મંડળમાં કે તેના મુખ્ય અધિકારીઓમાં છળ કપટ, લોકોને સતાવવાનો સ્વભાવ ને ખાવકી કરવાનો સ્વભાવ નથી તેમ ખોટા પ્રપંચ, એક બીજા અધિકારીઓમાં પરસ્પર કુસંપ, એક બીજાની નિંદા કે અદેખાઇ ન હોય તે રાજા સુખી છે પણ રાજા સાચો હોય પરંતુ અધિકારી વર્ગ આવો ખરાબ અને ખટપટી હોય તોય તે રાજાના રાજ્યનું ને પ્રજાનું શ્રેય થતું નથી, માટે અધિકારી વર્ગ પણ પવિત્ર અને સારો હોવો જોઇએ. ખરૂં જોતાં રાજાએ પોતે પોતાનું લોભિષ્ટ અને અપવિત્ર આચરણ ન રાખી શુદ્ધ રહે તેવી જાતની છાપ બેસાડવી જોઈએ જેવો સંગ તેવું થવાય છે; માટે આવા પવિત્ર થવા માટે રાજાએ હમેશાં પોતાના પાસવાનો પણ હલકા વિચારના ન રાખવા અને સારાની સંગતિ કરવી તથા સારા પંડિતો, વિદ્વાનો અને સત્પુરૂષો, નીતિ વિશારદ ડાહયા પુરૂષો, સારી સલાહ આપનારા પોતાની પાસે નોકર રાખવા અને પંડિતો પાસે હમેશાં સદ્બોધ સાંભળ્યાજ કરવો. દુનિયામાં કોઇ પણ ખામી વગરનો

હોતું નથી અને ભૂલ કરતું નથી એવું કોઇ પણ નથી હોતું. તો આવી નાની નાની બાબતોમાં પણ થતી ભૂલ સુધારનાર હમેશાં બુદ્ધિકુશળ, ડાહયો, સર્વ પ્રકારે અનુભવી અને સર્વવિદ્યાસંપન્ન એવા પુરૂષને ગુરૂ તરીકે સ્વિકારી દરેક પ્રસંગે તેવા પવિત્રની સલાહ પ્રમાણે વર્તવું. तस्मात् गुरुं मपद्येत આ જે શાસ્ત્રનું વાક્ય છે, તે આ કારણસર છે અને તેથીજ જણાવવાનું કે કોઇએ પણ ગુરૂવિના ન રહેવું. ગુરૂ એ એક દેવી સાધન મોક્ષનો રસ્તોજ બતાવે છે એમજ નથી પણ વ્યવહાર (દુનિયાદારી)નો નિર્મળ રસ્તો બતાવે છે અને ઇશ્વરને ઓળખાવે છે. ઘણી વખત એમ બને છે કે, જેને આપણે અધર્મ ગણતા હોઇએ તેમાં ધર્મતત્વ રહેલ હોય અને ધર્મ ગણતા હોઇએ એનું પરિણામ અધર્મરૂપ હોય કે જે આપણા ખ્યાલમાંજ ન હોય ત્યારે આવી સૂક્ષ્મ બાબતમાં ગુરૂજ હમેશાં રસ્તો બતાવે છે.

ગુરૂનો અર્થ તારાથી સમજાયો હશે, છતાં જણાવું છું કે જેમાં સર્વ પ્રકારની લાયકાત હોય, અનુભવી હોય, આચાર અને વિચારવાન હોય, વિદ્વાન હોય, ટુંકામાં સર્વપ્રકારની કુશળતા જેમાં હોય તેવો પુરૂષ ગુરૂજ ગણાય છે; માટે તેવાની સલાહ પ્રમાણે વર્તવું. અર્થાત્ તેવા સલાહકારને મોટો દરજ્જો આપી તેને રાજાએ રાખવો. ભીષ્મદાદાનો આવા પ્રકારનો સદ્બોધ સાંભળી સર્વે બહુ ખુશી થયા. બ્રાહ્મણો વાહવાહ કહેવા લાગ્યા. પછી સૂર્ય અસ્ત થવા આવ્યો તેથી ધર્મરાજા બોલ્યા કે દાદા હવે આવતી કાલે બીજો પ્રશ્ન પૂછીશ. આજે જે આપે વચનો કહ્યાં તેથી મારા અંતરનો ઘણો સંતાપ ઓછો થયો. આપશ્રીનો બોધ સાંભળતાં મને બહુ આનંદ આવે છે. સદ્ભાગ્યને લીધે શ્રીપ્રભુના ચરણ પ્રતાપથી આવું ઉત્તમ જ્ઞાન સાંભળવાને હું ભાગ્યશાળી બન્યો; આમ કહી પ્રણામ કરી સહુ ઉઠયા. અને શ્રીપ્રભુની સામે શુદ્ધ વ્રતવાળા તે પાંડવો

दृशद्वतीं चाप्यवगाह्य सुव्रताः कृतोदकार्थाः कृतजप्यमंगलाः
उपास्य संध्यां विधिवत् परंतपास्ततः परं ते विविशुर्गजाह्वयम् ॥ १

ત્યાંથી ઉઠી દશદ્વતી નદી પાસે આવી તેમાં સ્નાન કરી વિધિપૂર્વક માંગલીક જપ અને સંધ્યા કરી હસ્તિનાપુર ગયા.

# દિવસ બીજો.

## ચાંડાળ કોણ ?

બીજા દિવસની શરૂઆતમાં શ્રીકૃષ્ણને નમીને ભીષ્મપિતામહ બોલ્યા કે રાજાએ કેવળ વિશ્વાસે રહી કારભારીઓને ભરોસે ન રહેવું; કારણ કેટલીક વખતે એવું બને છે કે રાજા પોતે સંપૂર્ણ ધર્મિષ્ઠ હોય, નીતિવાન હોય, ભક્ત હોય અને સત્કર્મપરાયણ હોય પરંતુ જેનું પ્રધાનમંડળ કારભારી વગેરે અધર્મપરાયણ હોય, જેને લીધે તેઓને આધીન થઇ તેને સત્તા સોંપી પોતે રાજા બેદરકાર રહે તો તેવા પ્રધાનને પરિણામે પ્રજાની પાયમાલી થાય છે અને અધર્મ વધે છે. ઉપરીચર નામનો એક રાજા હતો; તે મહાન ધર્માત્મા, પવિત્ર અને સત્યપરાયણજ હતો; પરંતુ તેનો પ્રધાન કેવળ હલકા સ્વભાવનો, અધર્મપ્રવર્તક, લંપટ, લોભી અને ક્રૂર, નિર્દય અને ઘાતકી હતો; પરંતુ મહાન બળવાન, સત્તાવાન અને બુદ્ધિકુશળ હતો; કે જેથી તેની ક્રૂરતા કે નીચપણાની રાજાને જરા પણ ખબર પડતી નહોતી અને તેણે એવી યુક્તિ કરી રાખેલ કે કોઇ પ્રજા પૈકીનું મનુષ્ય રાજા પાસે તેની વિરૂદ્ધની વાત કરવાને પોહોંચી શકેજ નહિ એવાં રાજાની આસપાસ પોતાનાંજ મનુષ્યો ગોઠવી દીધેલ હતાં. દુષ્ટ અને ક્રૂર પુરૂષને મારી ક્રૂરતા કે લુચ્ચાઇ કોઇ જાણી જાય નહિ; એ ડર વારંવાર રહ્યા કરે છે. રાજા કદી પ્રજાને રૂબરૂ બોલાવે ને પૂછે કે તમો કુશળ છો ? તમારે કાંઇ દુઃખ છે ? એમ પ્રશ્ન કરે તો તેના જવાબમાં પ્રધાનનો એટલો બધો પ્રજાને ડર કે અમો કુશળ છીએ, અમને સંતોષ છે, એમ ખોટુંજ કહેવું જોઇએ. કારણ આખર તો પ્રજાને તે પ્રધાનને આધીનજ રહેવાનું; માટે તેની વિરૂદ્ધ બોલી શકેજ નહિ.

પ્રધાનનું નામ 'ધર્મધ્વજ' હતું. બ્રાહ્મણો તેને " ધ્વજ ધર્મ ધ્વજઃ શઠઃ " આ ધર્મધ્વજ શઠ ( લુચ્ચો ) છે એમ કહેતા. તે

પ્રધાન રાજાને અને અન્ય આસ્તિક પુરૂષોને પોતાની ભકિત, આસ્થા અને ધર્મપરાયણુતા બતાવવા માટે દંભ "ભકિતનો ઉપરનો ખોટો ડોળ" બહુ રાખતો હતો ઢોંગી પુરૂષો દુનિયાને છેતરવા માટે ખરા આસ્તિક કરતા વધારે દેખાડો કરે છે, તે રીતે આ ધર્મધ્વજ[1] પ્રધાન સંધ્યા ને ઇશ્વરપૂજન બહુવાર સુધી કરતો અને તિલક, કંઠમાં તુળશીની મોટી માળા તેમ હાથમાં બેરખો વગેરે દેખાડવા માટે કાયમ પાસે રાખતો હતો. બે વિદ્વાનો પાસે આવે ત્યારે જ્ઞાનની વાતો સાંભળતો અને પોતાનો યશ ગવરાવવા અને ધર્મને વિશે શ્રદ્ધાળુમાં ખપવા બ્રાહ્મણોને દક્ષિણા પણ સારી રીતે આપતો હતો. જ્ઞાનગોષ્ટિ કરતો અને અત્યત પ્રેમપૂર્વક વ્યાખ્યાન કથા સાંભળતો હતો એટલુજ નહિ પણ શ્રીપ્રભુનું વર્ણન સાંભળીને સારૂ મંડળ બેઠું હોય તો તેને ભાવ દેખાડવા ખાતર આંખમાંથી આંસુ પણ પાડતો હતો. અહો વાહ પ્રભુ ! શી લીલા છે ! આવા આવા આડબરથી રાજાનો આ પરમ ભકત છે એમજ લોકો સમજતા હતા અને તેથી તેને ભકતરાજ કહીનેજ બોલાવતા હતા. તેવીજ રીતે પ્રજા વર્ગમાં પણ સારા ગૃહસ્થોમાં ભકતરાજ તરીકે છાપ પાડી હતી જે ગૃહસ્થો તેની પાસે વ્યવહારમાં નહોતા આવેલ તેવાઓ તો એના ડોળથી સંપૂર્ણ છેતરાઇ તેને ભકતરાજ માની બેઠા હતા અને તેને વિશ્વાસે કેટલીક ધાર્મિક સંસ્થા તેને સોપેલ, જેને તેણે ઠગબાજી કરી પચાવી પાડી ગેરઉપયોગ કરવા માંડયો. ધાર્મિક સસ્થાનું એવું છે કે, એ એક વિશ્વાસુ સારા ગૃહસ્થને સોપે પછી સોંપનારો વર્ગ તેના વિશ્વાસમાંજ રહે છે અને તેમાં તે આવકના હિસાબના નિર્ણય (રોજ કેટલી આવક થાય તેનો દેવસ્થાનમા નિયમ હોયજ નહિ) વગરનું ખાતું હોવાથી જે કરવું હોય તે થઇ શકે, લાયક હોય તો તે ખાતું સુધારે અને ધૂર્ત હોય તો તે પચાવી પાડે. આ ધર્મધ્વજે જે પૈસા મેળવવા માટે ધર્મોતમા

---

૧ ધર્મધ્વજ એટલે એ શબ્દનો અર્થજ ધર્મનો ખોટો ડોળ કરનાર થાય છે.

તરીકેનો ખોટો ઢોંગ કરવા માંડયો તેમાં બહુ ફાવ્યો. હવે લોભિષ્ટ અને દુષ્ટ પુરૂષ જેમજેમ દ્રવ્ય મળે તેમ તેમ તેનો લોભ અતિ વધતો જ જાય છે. આ પ્રધાન અનેક રીતે દ્રવ્ય એકત્ર કરવા માટેજ પોતાની બુદ્ધિનો ઉપયોગ કરવા લાગ્યો.જે માણસને લોભ વધે છે તેના હૃદયમાં અત્યંત કઠોરતાજ વધે છે.દયા કે પવિત્રતા રહેતી નથી. આંખમાં ઝેરજ વરસે છે. પોતાના સ્વાર્થની ખાતર બીજાનો નાશ થાય, ખરાબી થાય, લૂંટાઇ જાય અને સર્વ રીતે તેની પાયમાલી થઇ જાય છતાં તેવા પાપીના હૃદયમાં દયાજ ન હોય. તે કયાંથી લાવે !

જેવી રીતે ધાર્મિક સંસ્થામાંથી દ્રવ્ય એકત્ર કરવા માંડયું તેવીજ રીતે રાજ્યમાં ખાવકી કરવા માંડી. રૈયતને ખોટો ન્યાય અને કાયદાની સમજણ પાડી. ઉપરથી એમ બતાવે કે હું તમારૂં ભલું કરૂં છું અને આટલું નહિ કરો તો તમને બહુજ નુકશાન છે. એમ ભોળવી પોતે સારો કહેવાય અને ઠગીને દ્રવ્ય મેળવે, આમ કરી પ્રજાને લૂંટીને પણ દ્રવ્ય એકત્ર કરવા માંડયું. હમેશાં પાપ છાનું રહેતું નથી. કાળે કરીને પાપનો ઘડો ફૂટેજ છે. આવી ઠગાઈથી એણે અનેક રીતે જે દ્રવ્ય એકઠું કરવા માંડયું તેમાં પ્રજાને સમજણ પડી ગઇ. આમાં વખતે કોઇ આડું આવે તો ગુપ્ત રીતે તેનું ખૂન પણ કરાવતો એવો ક્રૂર હતો; જેથી ઉઘાડું પડવાનું કારણ બન્યું. દેવસ્થાનમાં કોઇ વિચક્ષણ મનુષ્યની દ્રષ્ટિ થતાં તેનું પોગળ ખુલ્લું થવા લાગ્યું. આખર સર્વની દ્રષ્ટિએ આ ખોટો ઢોંગી ભક્ત છે એમ જણાયું. સત્ય બહાર આવ્યું. રાજાના કાને ધીમે ધીમે પ્રજાના આગેવાન ગૃહસ્થોદ્વારા તેની વાત આવવા લાગી પણ રાજા તો સાચો ભકત અને વિશ્વાસુ સદ્દગુણી માણસ હતો, તેણે વિચાર કરી કહ્યું કે સાંભળેલ વાત પરથી ખોટું અનુમાન એકદમ ન કરી લેવું પણ સંપૂર્ણ ખાત્રી થયા પછીજ નિર્ણય કરવો જોઇએ. આમ વિચાર કરી ખાત્રી કરવા માટે રાજાએ ખાનગી તપાસ કરવા માંડી.

એક દિવસ સવારના પહોરમાં પવિત્ર રાજા પાસે પ્રધાનજી ધર્મધ્વજ આવ્યા ત્યારે રાજાએ આદરસત્કાર કર્યો. આવો ભકતરાજ બેસો અને આનંદપૂર્વક જણાવ્યું શું તમારો પ્રભુપર પ્રેમ ! તમે તો ખરેખર સંસારને તરી ગયા. આપ જેવા પ્રધાનથી મને બહુ આનંદ થાય છે. ધનવાન છતાં તમને અભિમાન નથી. તમારી આંખમાં કેવો પ્રેમ છે ! બ્રાહ્મણોનો સત્કાર કરો છો, સત્પુરૂષોને માન આપો છો, ઓરછત્ર વગેરે કરો છો અને નિત્ય પ્રભુસેવાપરાયણ રહોછો છતાં અભિમાન નથી તો હવે તમારે શું બાકી રહ્યું ! આવ્યો દિવસ ઓળખ્યો. મારી પ્રજા તમારા જેવા ભક્તરાજના શુભ કર્તવ્યથી રાજીજ હશે. કારણ તમો તો ભક્ત હોવાથી સર્વનું ભલુંજ કરતા હો, કોઈના બૂરામાં રાજી ન હો. આ બધી વાત સાંભળી પ્રધાન મનમાં બહુ રાજી થવા લાગ્યો અને પોતાને ધન્યવાદ આપવા લાગ્યો કે હજી રાજા મારા આડંબરથી ઠગાય છે. ફિકર નથી આમ મનમાં વિચારી જવાબ આપવા લાગ્યો કે કૃપાનાથ ! આ આપના પુન્યનો પ્રતાપ છે. હું તુચ્છ પ્રાણી શું કરનાર છું ! બને તેટલી આપની સેવા કરવી, પ્રજાને રાજી રાખવી અને પ્રભુપરાયણ રહેવું, બીજું શું લઈ જવાનું છે દેહ ક્ષણભંગુર છે હરિહરિ નારાયણ !

રાજાએ વાત ફેરવી પુનઃ આશ્ચર્યપૂર્વક પ્રધાનજીને પૂછયું. મારે તમને એક પૂછવું છે. ઘણા વખતથી આ પ્રશ્ન મારા મનમાં છે પણ પૂછવાનું રહી જાય છે. તે એકે જેને આપણે અડતાં અભડાઈએ તે ચાંડાળ કોણ ?

જે ઢેડની જાતમાં જન્મે તે ખરો ચાંડાળ ? કે કર્મચાંડાળ તે ખરો ચાંડાળ ? આ પ્રશ્ન પૂછવાનું કારણ એટલું કે કોઇ એક વિદ્વાન સત્પુરૂષ મને મળેલ તેણે તો મને એમ કહ્યું કે જાતિચાંડાળ કરતાં પણ કર્મચાંડાળ તેજ ખરો ચાંડાળ. મને આનો તમે નિર્ણય કરી આપો. કારણ તે ઋષિએ તો મને ત્યાં સુધી કહ્યું કે જાતિ-ચાંડાળને અડકી સ્નાન કરનાર મનુષ્યે કર્મચાંડાળ કહી ઉચ્ચજાતિનો

હોય પણ તે દુનિયાને ઠગવા માટે ખોટો ભક્ત બનેલ હોય, ધર્મ પાળતો હોય, દેખાવ માટે ચોખ્ખાઈ રાખતો હોય, મોટો ખોટો આડંબર કરી આચાર બહુજ પાળતો હોય, છતાં તેને બહુજ મલિન ગણી પાસેજ આવવા ન દેવો તેના તો પડછાયાથીજ અભડાઈ જવાય છે. એટલે તેવા પુરૂષ તો બહારને બદલે અંતરને પણ અભડાવે છે કે જેને પવિત્ર કરવા માટે બહુ મુશીબત થઈ પડે છે.'

તે ઋષિના આમ કહેવાથી વારંવાર મારા મનમાં એમ થયા કરતું હતું કે આ બહુ વિચિત્ર વાત છે. એક ઉચ્ચ વર્ણના મનુષ્યને પોતાના હલકા સ્વભાવથી ચાંડાળ કરતાં પણ હલકો ગણી તેને ન અડકવું અને તેનાથી દૂર રહેવું; એ કયી રીતે બને ! પાસે આવીને બેસે અગર તેવાની ગરજ પડી ને તેની પાસેથીજ કામ લેવા જેવું હોય ત્યારે દૂર ભાગવું કેમ પાલવે ! માટે મને આજે નહિ તો કાલ અગર આઠ દિવસની અંદર તમારાથી બને તો તમે અગર વિદ્વાનોને પૂછી નિર્ણય કરી ખુલાસો આપો. પ્રધાન બહુ વિચક્ષણ, બુદ્ધિશાળી અને પાકો ઠગ હતો. અનેક બાજુ જોનારો હતો તે આ વાત સાંભળી તર્તજ ચમકયો. મુખાકૃતિ બદલાઈ મુખપર ફીકાસ આવી ઝાંખો પડયો. જાહેરમાં રાજાને એકદમ એનો જવાબ આપવાની હિંમત નજ થઈ. કારણ પોતેજ કર્મચાંડાળ હોય તેનાથી જવાબ કેમ અપાય ! જે ધર્માત્મા પવિત્ર હોય તે તો નિડર હોય છે. તેને બીજી શંકાઓના સ્થાન કે ખોટા તર્ક હોતાજ નથી, પણ દુષ્ટાત્મા બહુ શંકાશીલ બને, વહેમમાં ભરાય અને અવલા તર્કો કરે. પ્રધાનનું તેવુંજ બન્યું. મગજ વિચારમય બન્યું, ઉંડો ઉતર્યો, કુતર્કો વધ્યા અને બુદ્ધિ વધારે ભ્રષ્ટ થઈ. રાજાને જવાબ આપ્યો કે કૃપાધીશ એક બે દિવસમાં નિર્ણય કરી આપને નિવેદન કરીશ. આ પ્રશ્ન બહુ મહત્વનો અને ભાવગંભીર છે. આજ તો હવે રજા લઉં છું, આમ કહી રજા લઈ ઉઠયો.

સાંઝનો વખત હતો તેથી ઘેર જવાને બદલે હવાખાવા ફરવાને નિમિત્તે ગામની બહાર નદી કિનારા તરફ ચાલ્યો.

સાથે એક મનુષ્ય ( પટાવાળોજ ) છે જે પાછળ ચાલ્યો આવે છે. તેને ઘણો પાછળ રહેવા કહેલ છે. ખુશામતીયા લોકો અને બીજા તાબેદાર નોકરોને સાથે આવવા ના પાડી છે કારણ એકાંતમા બેસી પોતાને આ પ્રશ્ન સબંધે વિચારો કરવાનાં છે આજે પોતાને તો બાજી ઉઘી વળ્યા જેટલો આભાસ થયો છે. રસ્તામાં ચાલતાં પણ અત્યંત વિચારમાંજ લીન છે. પ્રથમ મનમાં તર્ક કર્યો કે શું મારી બાજી ઉઘાડી પડી હશે ! હું પ્રજાને ઠગું છુ, પૈસા પડાવુ છું, કષ્ટ આપું છુ. અને મેં દેવદ્રવ્ય પચાવ્યુ વગેરે જે જે મારી ગુપ્ત વાત છે તે રાજાએ જાણી લીધી હશે ! વળી આવા કામને અંગે મેં કેટલાકનાં ખૂન પણ આડે રહીને કરાવેલ છે. તે બાબતની રાજાને ખબર પડે તો તો મારૂ મૃત્યુજ છે કારણ મારે હાથેજ કેટલાંક એવાં કામ મે કર્યાં છે મને એમ લાગે છે કે મારા કાકાની પુત્રી બેન નિર્મળ જેની પાસે કરોડોનુ ધન હતું, તેની સાથે મેં વ્યભિચાર પણ કર્યો છે અને ગુપ્તરીતે ધન પણ સઘળું પચાવી પાડયુ છે અને છેવટ તે ધન પચાવતા આડે આવનાર તેના સગા અને ભાઇનું મારે હાથેજ મે ખૂન કર્યું છે આ વાત તો રાજાને કાને નહિ ગઇ હોય ! જો એ સાબીત થાય તો મારૂં ઘરબાર વગેરે સર્વે લૂટાય અને કમોતે મૃત્યુ થાય મને ખાત્રી છે કે તેમજ બન્યું હશે, નહિ તો રાજા કર્મચાડાળ જાતિચાડાળ (ઢેડ) થી પણ હલકો ને પડછાયો પણ તેનો ન લેવો ત્યા સુધી બોલે નહિ મને તો આ બધી વાત મારા પરજ ઉતરેલ છે એમ લાગે છે.

જો આમજ બન્યુ હોય અને વાત ઉઘાડી પડી હોય તો તેમાંથી મારૂં ઘર કુટુંબ ને મારે પોતાને બચવા માટે શું કરવાની જરૂર છે,

નાસ્તિ ભ્રષ્ટે વિચાર. ભ્રષ્ટ મનુષ્યના હૃદયમા -સારા વિચારો કયાંથી હોય ! ઝેરના વૃક્ષમા મીઠાશ કયાથી આવે ! ડુંગળાને કસ્તુરી ને કપૂરમાંજ રાખો પણ તેમા સુગધ આવેજ નહિ તે ન્યાયે પ્રધાન વધારે ઘાતકી વિચારો પર આવ્યો અને મનમા નિશ્ચય કર્યો કે

રાજાને એ ખબર પડી હોય અને એ મારા કુટુંબ સાથે મને રાજદંડથી પાયમાલ કરવા ધારે તે પહેલાં મારેજ રાજાનો ઘાત કરવો. આટલાં ખૂનો કર્યાં તેમ એક વધારે. આમ વિચારતાં મુખ બદલાઇ ગયું. એ વિચાર અને તર્ક કરવા સાથેજ મુખપર શ્યામતા છવાઇ, આંખ લાલ થઇ, હૃદય ધ્રુજ્યું, કંપ્યો અને રાક્ષસ કરતાં પણ ક્રૂર બન્યો. આ વિચારોમાં પોતે કયાં જાય છે તેનો પણ તેને ખ્યાલ ન રહ્યો. એટલો બધો વિચારઅંધ બન્યો. ચાલતાં ચાલતાં નદીને કિનારે એક ઝાડ નીચે પથ્થરનો ચૂલો કરીને ચૂલા પર એક ચાંડાળણીએ એક માટીનું વાસણ મૂકેલ તે વાસણ ઉપર પ્રધાનનો પેસ અડયો અને સાથે પગ પણ જરા અડયો એટલે પાસે બેઠેલી ચાંડાળણી એકદમ ક્રોધમાં આવી બોલી દેખતો નથી, અડે છે તે. મારૂં માંસ અભડાવ્યું. અર્થાત્ તે માટીના વાસણમાં માંસ હતું અને તેને તે નદીને કિનારે પથ્થરને ચૂલે રાંધતી હતી. પોતાને તોછડાઇથી કહેનાર અને બોલાવનાર કોઇ આજ સુધી ન હતું, તેમાં આજે ઓચિંતો તોછડાઇથી અપમાન ભરેલ શબ્દ સાંભળી પ્રધાન ચમકયો. પોતાના હલકા તર્કો મનમાંજ રહ્યા અને વિચારમાં પડયો આ કોણ ! એક ચાંડાળણી અને તેમાં પાછું તેનું માંસ ! ! આ બન્નેની અપવિત્રતાથી અજાયબીનો પાર ન રહ્યો. ક્રોધ સાથે આશ્ચર્ય પામ્યો, પણ બુદ્ધિવાન હતો તેથી વિચારમાં પડયો ને ધાર્યું કે આજે પટાવાળા પાસે પ્રહાર કરાવવો એમ ન કરવું પણ તેણે જે કહ્યું તેનો તેની પાસેથી એક વખત મારે ખુલાસો લેવો અને પછી મારૂં અપમાન કર્યું તેને માટે તેને શિક્ષા કરવી.

આમ તર્ક કરી બોલ્યો, મારા અડવાથી તારૂં માંસ, અભડાયું એમ જે તેં કહ્યું તે કયી રીતે. માંસને અભડાવાપણું શું છે. તે જાતેજ અપવિત્ર છે અને તેમાં પણ હું ઉચ્ચવર્ણનો અને આચારવાન હોવાથી હું અભડાયો કે તારૂં માસ અભડાયું ! આમ ઉંધું કેમ બોલી ! !

ચાંડાળણી આ પ્રધાનને સારી રીતે ઓળખતી હતી. મોટે પ્રધાન છતાં તેના દંડની તેને પરવાહ ન હતી. એવી તે નિડર હતી.

કારણ સત્યશીળ મનુષ્યો હમેશાં નિડર હોય છે; તેથી તે બોલી કે મારા માંસથી વધારે તું અપવિત્ર છે, કારણ હું મરેલ માંસ રાધું છું ત્યારે તું પ્રજાનાં જીવતાં કોમળ કાળજાં રાંધે છે. હરામી બને છે, આખા જગતને તેં પાયમાલ કર્યું અને હવે તું રાજાને પણ મારવાને તત્પર થયો છે, માટે તારા જેવા કૃતઘ્નો ( ઉપકાર કરનારનું અને પાળનારનું પણ ભૂંડું કરનાર ) આગળ અમે અને અમારૂં માંસ વધારે પવિત્ર છે. આ સંબંધી વધારે ખુલાસો જોઇતો હોય તો મારો પતિ જે આ વખતે ઘેર છે તે આપશે.

## [1]ધર્મવ્યાધનો બોધ.

ચાંડાળણીની વાત સાંભળી પ્રધાન ધર્મધ્વજ વિચારમાં પડયો. અને છેવટે નિશ્ચય કર્યો કે આજે કશી શિક્ષા તો નજ કરવી. પણ, એણે જે કહ્યું તે રાજાના પ્રશ્નને મળતીજ વાત છે. માટે તેના કહેવા પ્રમાણે તેના પતિ પાસે જાઉં તે શું કહે છે ! આશ્ચર્યમય બની નવિન શોધ કરવાની ઇચ્છાથી પ્રધાન પાછો ફર્યો અને ચાંડાળણીને પૂછયું તારૂં ઘર અને પતિ કયાં છે ! ચાંડાળણીએ જવાબ આપ્યો. આ ગામને પેલે છેડે છે. તે મહાભક્ત છે. ત્યારે તું આંહી કેમ રાંધે છે ? ઘેર કેમ નથી રાંધતી. તેના જવાબમાં બોલી કે મારો પતિ માંસ ખાતો નથી અને ઘરમાં રાંધવા દેતો નથી, તેમ અમો કોઇ પણ ખાતાં નથી પણ અમારે જ્યારે તેવા પદાર્થની કોઈ સગાની ખાતર જરૂર પડે ત્યારે અન્ય સ્થળ જઇ તેમ કરી સગાંને જમાડી વિદાય કરીએ છીએ એટલે સગાં સંબંધી માટે તો જાતનો રિવાજ ઠર્યો અને નાત સાથે રહ્યા વિના ચાલે નહિ જેથી આમ કરવું પડે છે. અમારા ઘરથી ઘણે દૂર આવી આંહી આ કામ નિરૂપાયે કરૂં છું.

પ્રધાન સમજ્યો કે તે કોઇ આવી વસ્તુ ખાતા નથી ! પછી પૂછયું કે કોનું ઘર પૂછીને મારે જવું. ત્યારે ચાંડાળણીએ જવાબ

---

૧ ધર્મવ્યાધનો બોધ મહાભારત વનપર્વની ધર્મવ્યાધની આખ્યાયિકાને કંઇક મળતો છે.

આપ્યો કે ધર્મવ્યાધનું ઘર પૂછીને જાઓ. ગામના લોકો તેને ધર્મવ્યાધ નામથી ઓળખે છે અને ઉચ્ચવર્ણના લોકો પણ તેને નમે છે અને તેની પાસે આવી ખુલાસા પૂછે છે. તે બુદ્ધિશાળી અને મહાન ધર્માત્મા છે. સદ્‌ગુણ સંપન્ન છે. તમે તેની પાસે જશો એટલે તમને ખાત્રી થશે પ્રધાન તે રાત્રે ઘેર ગયો જમીને રાત્રે સૂતો, પણ વિચારને અંગે નિદ્રા ન આવી. પછી સવારે ઉઠી ચાંડાળણીનાં વચન પ્રમાણે ધર્મધ્વજ પ્રધાન તેના ઘર તરફ ચાલ્યો. બહુ આતુર બન્યો તે કેવો હશે ! ચાંડાળ તે વળી પવિત્ર કેમ હોય ! ધર્માત્મા શાને હોય ! ગુણવાન કેમ હોય ! તેનાં કર્મ તો હલકાં હોય ત્યારે તે શું પોતાનો ધંધો નહિ કરતો હોય ! જો તેમ હોય તો બીજો ધંધો કરે તે તો ઠગારો ગણાય કારણ પોતાનો ધંધો છોડી બીજો ધંધો કરનાર દુનિયાને [1] જાતને માટે છેતરે છે, માટે તેનું વર્તન ધંધો અને તે નીચ જાતિ છતા દુનિયાં તેને ધર્મવ્યાધ કહી શા કારણથી માન આપે છે તે મારે જોવાનું છે. મેં પણ કાંઇક તેવી વાત સાંભળી છે પણ ચાંડાળ ધર્મિષ્ટ અને ભક્ત શાનો હોય ! તેમ મારા મનમાં થતાં મેં વધારે તપાસ નથી કરી, પણ આજે હવે આ તેની સ્ત્રીના કહેવાપરથી મારે તે સંપૂર્ણ તપાસ કરી જોવું અને તે શું કહે છે તે જાણવું. આમ વિચાર કરતો તેના ઘર પાસે આવ્યો

પ્રધાનને આવતો જોઇ ધર્મવ્યાધ સામો આવ્યો. તેને આગળથી ખબર પડેલી વિવેકપૂર્વક નમન કર્યું. ચાંડાળનો ભવ્ય મૂર્તિ જોઇ તેની આખ અને આકૃતિ જોઇ અનેક તર્કમાં પડયો.

ચાંડાળે કહ્યું. આપ આવનાર છે. તેમ જાણી આપના સત્કાર માટે એક પવિત્ર બ્રાહ્મણને ઘેર ભોજન તૈયાર કરાવ્યું છે, માટે આપ શ્રી ભોજન કરી પછી પધારો. મારૂ ઘર કે ભોજન આપને કશું ઉપયોગનું નથી, કારણ આ ઘર ચાંડાળનું છે કે જેથી આપ બાહ્ય (બાહારથી) પવિત્રતા રાખનાર ઉચ્ચ વર્ણના પુરૂષ છો, માટે મારો

૧ ધધો બદલી ઘણા હલકીજાતના ઉચ જાતિમા ગણાવા કોશિશ કરે છે.

સ્પર્શ પણ આપે કરવાનો નથી, જેથી આપશ્રીને પુષ્પાંજલિ પણ પ્રત્યક્ષ કરી શકતો નથી. પણ દૂરથી માત્ર નમન કરૂં છું. હવે આપશ્રી ભોજન કરીને પધારો. પછી મારી સ્ત્રીના કહેવા પ્રમાણે ખુલાસા કરશું. આપ તેમના કહેવાથી પધાર્યા છો તે જાણું છું. આ વાત તેણે કયાંથી જાણી ! આમ પ્રધાનને વધારે આશ્ચર્ય થયું છતાં તેના કહેવા પ્રમાણે પ્રથમ તો જે બ્રાહ્મણને ત્યાં તેણે રસોઇ કરાવેલ તે બ્રાહ્મણને ત્યાં ગયો. પ્રધાન સાહેબ પધારે છે. એટલે બહુ સગવડ સાચવવી જોઇએ. બ્રાહ્મણ પુષ્પહાર વગેરે સ્વાગતનાં સાધન સાથે પ્રધાનનો આદરસત્કાર કરવા માટે સહજ જોતો હતો. પ્રધાન આવતાં વિધિપૂર્વક સત્કાર કર્યો, હાર પહેરાવ્યા. પણ પ્રધાનનો એકજ દોર હતો જેથી આંહીં આગું ખોટી થવું નહોતું, માટે ઝટ વસ્ત્રો બદલી રેશમી વસ્ત્ર પહેરી જમવા બેઠા, શરૂઆતમાં એક નાનો લાડુ મૂકયો. તે મોઢામાં નાખતાંજ થુંકી નાખ્યો. મોઢું ખરાબ થયું. અને પૂછયું કે આ લાડુ રેતીને ધૂળવાળો કેમ છે, ત્યારે કહ્યું કે ધર્મવ્યાધને તે પૂછવાનું છે. તેના કહેવાથી તેમ કરેલ છે. હવે એ ફેંકી દ્યો. બીજો સારો આપું. પછી સારો આપ્યો તે જમ્યા. જમી રહયા પછી પાણી પીધું; તેમાં એક પીયાલામાં ખારૂં અગર જેવુ હતું. જેને માટે પણ તેજ જવાબ આપ્યો. પછી સારૂં પાણી પી, મોઢું સાફ કરી રજા લઇ પ્રધાન ધર્મવ્યાધ પાસે આવ્યો.

ધર્મવ્યાધે પોતે દૂર રહી શકે, અડકે નહિ અને સર્વ વાત થાય તેવી પ્રધાનને બેસવા માટે , પવિત્ર કે જેને અડકવામાં હરકત ન આવે તેવી દર્ભના આસનની અલગ બેઠક કરી રાખી હતી. ( અર્થાત્ ઘરની આગળના ચોકમાં બેઠક કરી હતી. ) ત્યાં પ્રધાન બેઠા ને ધર્મવ્યાધ વિનયપૂર્વક દૂર બેઠા. કુશળ પ્રશ્ન પૂછયા અને જણાવ્યું. આપ ભલે પધાર્યા. આપના આંહીં પધારવાથી હવે સૌ સારાંવાનાં થશે. કહો શી આજ્ઞા છે ? પ્રધાને શરૂઆતમાંજ પ્રથમ પૂછયું કે તમારો ધંધો શો છે ? તેના જવાબમાં ધર્મવ્યાધે જણાવ્યું કે.અસલથી અમારા બાપદાદાનો વણકરનો અને ચામડાં તથા માંસ વેચવાનો ધંધો જે છે તેજ હું ધંધો કરૂં છું.

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात् स्वनुष्ठितात् ॥

અન્ય જાતિનો ધર્મ અને ઉદ્યોગ સારો છે એમ ધારવા કરતાં પોતાની જાતનોજ ધર્મ ( ધંધો ) ભલે દેખાવમાં ખરાબ હોય તો પણ સમજે તો તે સારો છે અને સારાને સારૂં કરવું એમાં ડહાપણ નથી પણ દુનિયાની દૃષ્ટિએ જે ખરાબ હોય તેનેજ સારો કરી દેખાડવો એ ડહાપણ છે; માટે મારો મેં જાતનો ધંધોજ સ્વીકાર્યો છે.

માંસ વેચનારમાં પવિત્રતા શાની ! દયા શાની ! કોમળતા શાની ! કસાઇ ક્રૂરતા. ન રાખે તો જીવનો ઘાત કેવી રીતે કરી શકે ! એનું હૃદય પ્રાણીનું શરીર ચીરતાં ડરે તો એ ધંધોજ કયાંથી કરી શકે ! અને એવો ધંધો કરનાર પ્રભુની ભક્તિમાં શું જાણે ? જ્ઞાનમાં શું જાણે અને સત્કર્મને કયાંથી સમજે. કસાઇએ ( ધર્મ-વ્યાધે) જવાબ આપ્યો. દુનયાની દૃષ્ટિથી એ જલ્દી સમજાય તેવી નથી અને તેમાં આપથી તો જરા પણ સમજાય તેમ નથી. મારામાં અને આપમાં મહાન અંતર છે, જગતની વ્યવહારદૃષ્ટિથી હું અસ્પૃશ્ય. ( ન અડવા લાયક ) છું અને દૈવીદૃષ્ટિથી આપ અસ્પૃશ્ય છો. એટલે મેં બન્ને સાચવ્યાં છે. મારા મનથી આપજ મારાથી હજાર ગણા અપવિત્ર છો એમ જાણીનેજ હું પણ આપનો સ્પર્શ કરતાં ડરૂં છું કે વખતે આપના હળાહળ ઝેરથી ભરેલા દુર્ગુણોથી ગંદકીમય ઘાતકી કર્તવ્ય જેવું. મારૂં અંતર થઇ જાય તો હું શું કરૂં ! આખી જીંદગી અનેક 'સત્કર્મ' કરવારૂપ સ્નાન કરવાથી આપના સ્પર્શનું પ્રાયશ્ચિત્ત માંડ દૂર થાય છે ત્યારે મને અડવાથી તો જળસ્નાનથીજ શુદ્ધ થવાય છે; આપ અંતરથી મલિન છો. હું બહારના થોડાં કર્તવ્યપૂરતોજ જગતની દૃષ્ટિએ મલિન છું પણ પ્રભુના દરબારમાં હું મલિન જરા પણ નથી. તેનું કારણ એ કે પ્રભુની આજ્ઞા વિરૂદ્ધ હું જરા પણ કરતો નથી.-હું માંસ વેચું છું, પણ મારે હાથે કોઇ જીવતાં પ્રાણીનો ઘાત મેં કર્યો નથી. તમે હજારોનાં કાળજાં બાળ્યાં છે. પોતાના સ્વાર્થ માટે દ્રવ્યના લોભથી ખૂન પણ કરેલ છે. નીચમાં નીચ કે જે કામ કરતાં અતિ

દુષ્ટ હોય તે પણ ન ઠરે તેવું મગામાં વ્યભિચાર અને ઘાતકીપણું કરી અને દ્રવ્ય પચાવી તથા દેવધર્મનાં નાણાં ઘરમાં ઘાલી ઘાતકી, કૃતઘ્ની અને વિશ્વાસઘાતી પુરૂષોમાં પણ સહુથી નીચે તમે બન્યા છો. તમારૂં મુખ જોતાં પણ કંપારી છુટે પણ લાચાર છું કે તમારી ખાતર આખા દેશની પાયમાલી થાય છે; જેથી લોકોની ખુવારી તમારી માર્ફત થતી અટકાવવાની ખાતરજ હું તમારી સાથે વાત કરૂં છું તમે છેવટ તમારા ઘાતકી વિચારમાં ત્યાં સુધી આવ્યા છો કે મહાન પવિત્ર અને પરમ ભગવતી એવા દયાળુ ધર્મનિષ્ટ આપણા રાજાનો પણ ઘાત કરવાને તૈયાર થયા તમારા અંતરના આ વિચારોથીજ માંસ રાંધનાર મારી સ્ત્રીને પણ ધ્રૂજારી છૂટી અને મને તો હદ બહાર ત્રાસ થયો. જો આપ આહીં ન આવ્યા હોત તો દેશના ભલાનો ખાતર તમારા એ અતિ ઘાતકી વિચારોને અંગે પવિત્ર રાજાનો ઘાતન થવા દેત. ગમે તે પ્રકારે રાજાને ખબર પહોંચાડી તેમને બચાવવાની યુક્તિ કરત, પણ રાજાના અને દેશનાં સારા ભાગ્યે મારી સ્ત્રી તમને મળી અને તમને મોકલ્યા.

હું મરેલાં માંસ કાપું છું. અને તમે જીવતાં માંસ કાપોછો. જે માસ કાપું છું. તે પણ કર્તવ્ય બજાવવા પૂરતુંજ પણ તેનો ઉપયોગ પણ હું કરતો નથી મૂએલાં માંસને હું જેમ કાપું છું તમે સર્વે લોકો મરનાર સગોભાઈ કે પુત્ર હોય તો પણ તેને ચેહમાં મૂકીને બાળે છે. અને મડદાને બાળતાં ગાંઠ ન બળતી હોય તો ઉત્તમ પુરૂષોને પણ તે બાલવાની ખાતર તે ગાંઠને છુંદવી પડે છે. જેમ એ સારા મનુષ્યને ફરજની ખાતર જે કરવું પડે તેમાં તે દોષિત ઠરતો નથી અને તેણે માંસ છુંદયું કાપ્યું એવા અપવાદ જેમ તેને આવતો નથી. તેમ પોતાની ફરજ બજાવી અલગ રહેનાર દોષિત ઠરતો નથી.

પ્રધાને પુનઃ પૂછયું કે મારા હૃદયની વાત ( રાજાનું ખૂન કરવાના ઘાતકી વિચાર ) તારી સ્ત્રી અને તું કેમ જાણી શકયા. અને

આંહી હું આવનાર છું; તેની તને આગળથી કેમ ખબર પડી? આના જવાબમાં ધર્મવ્યાધે જણાવ્યું કે ચાલો, એક વખત હું તમને તેનું પ્રત્યક્ષ દર્શન કરાવું. પછી આંહી બેસી સર્વ વાત કરીએ.

પ્રધાન અને વ્યાધ ઉઠયા, વ્યાધે કહ્યું, બનતાં સુધી અમો કોઇ આપને નહિ અડકીયે. છતાં સ્પર્શ થઇ જાય તો જે બ્રાહ્મણને ત્યાં જમ્યા તે બ્રાહ્મણ આપને સ્નાનની સગવડ કરી આપશે. અમારે આપના લૌકિક ધર્મમાં આડે આવવું નથી. એ સાંભળી પ્રધાન નિશ્શંક થયો અને સામે તેના ઘરના જુદા જુદા ઓરડાઓ હતા તે તરફ ચાલ્યા. બધા ઓરડાઓ ઉઘાડા છે એટલે ખુલ્લી રીતે ચોક (ફળીયા) માંથી દષ્ટિ પડે છે તેમાં પહેલા ઓરડા પાસે આવી જણાવ્યું કે આ મારા માંસના વેપારનો ઓરડો છે. પછી બીજો હોલ બતાવી જણાવ્યું કે મુએલા ઢોરનાં ચામડાના વેપારને માટે આ સ્થળ છે. મારે ત્યાં આનો વેપાર ઘણો મોટો છે. તેનું કારણ એ કે હું એકજ વચનથી અને સર્વના કરતાં ઓછે ભાવે બહુજ ઓછા નફાથી વેપાર કરૂં છું; જેથી લોકોમાં મારી પ્રતિષ્ઠા સારી જામેલ હોવાથી દેશપરદેશના લોકો મારે ત્યાં લેવા આવે છે અને ભકતરાજ તરીકે સારા વેપારીઓ મને માનથી વધાવે છે. એક વચનથી અને સત્યથી જગત તાબે બને છે તેમજ મારા સર્વ ધંધામાંની જે આવક આવે છે. તેમાંથી દશાંશ ધર્મનિમિત્તે જો કે કાઢું છું પરંતુ ચામડાના વેપારના નફાના પૈસા તો પ્રભુ અર્થેજ વાપરૂં છું. હું છુપી રીતે ધર્મ કરૂં છું તે કોઈને જણાવતોજ નથી. આજ સકારણ તમને કહેવાની ફરજ પડે છે અને માંસના વેપારમાં તો હું નફો જ લેતો નથી. કારણ તેના પૈસાને તો હું ઘણોજ હલકો ગણું છું. પણ જે ઢોર મોતથી મરી ગયેલ હોય તેનું શું કરવું. અમારે તો ઘરમાં ઉપયોગ થતો નથી તેથી તેના ખર્ચ જેટલું નજીવે પૈસે તે આપી દઉં છું અને ધંધો રહયો તેથી હમેશાં મુએલ પશુઓ તો આવેજ. ત્યારે તે માંસને ઘરમાં રાખવું કે સડવા દેવું એ પણ ઠીક નહિ, જેથી આપી દેવા ખાતર જુજ કીંમતે આપું છું અને મારો ધર્મ

બજાવુ છું. ટુંકામાં પશુનાં માંસ અને ચામડાંના પૈસા તો અમારા સ્વાર્થ ( ઘર ખર્ચ ) માટે જરા પણ વાપરતા નથી કે જેથી બુદ્ધિમાં ફેર થાય. એ દ્રવ્ય એક શાહુકારને ત્યાં બારોબાર જમા થાય છે અને અમારૂં નામ પણ નહિ. તે રીતે તે શાહુકાર માર્ફત અનેક પ્રકારનાં ધર્મકાર્ય તે દ્રવ્યથી થયાજ કરે છે.

ત્રીજો ઓરડો બતાવી જણાવ્યું કે, આમાં વણવાનું કામ ચાલે છે પ્રધાને દ્રષ્ટિ કરી તો આ ઓરડો બહુ વિશાળ દીઠો અને તેની અંદર પાછળ પણ ઘણા ઓરડાઓ હોય તેમ લાગ્યું. તેમાં પુષ્કળ કારીગરો કામ કરતા હતા. તેમાં મુખ્ય કામ તે ધર્મવ્યાધનું પોતાનું હતું અને બીજા મદદગારો સ્ત્રી અને પુરૂષો હતા. કામ ચાલી રહ્યું હતું. જાતજાતના વસ્ત્રો વણાતાં હતાં. સૂતર કંતાતું હતું. એના તાંતણાઓની વ્યવસ્થા થતી હતી પ્રધાન આ જોઈ બહુજ ખુશ થયો ધર્મવ્યાધે કહ્યુ આ મારા પોષણનું સાધન, આ ધંધામાં પણ પુષ્કળ દ્રવ્ય મળે છે, તેનું પણ એકજ કારણ કે જાતે કાળજી રાખવાથી માલ સારો બને છે અને નફો બહુજ જુજ લેવાય છે. જેથી એની એટલી દેશાવરમાંથી માગણી આવે છે કે આટલા બધા કારીગરો રાખ્યા છે છતાં પૂરો માલ થતો નથી. જેથી પાછળના ભાગમાં બીજા મકાનો તૈયાર થાય છે અને નવી શાળો ને અન્ય વણવાનાં સાધનો ગોઠવાય છે. આ ગામના તો તમામ મારી જાતના લોકો આંહીજ કામ કરવા રહેલ છે અને તે ઉપરાંત આસપાસના ગામોથી અને દૂરથી પણ પુષ્કળ કારીગરો આવે છે. તે તમામનો સમાવેશ એક શરતે કરૂં છું. તે શરત એ કે, જે જે મારે ત્યાં આવે તેને પ્રથમ તો પ્રતિજ્ઞા લેવરાવુ છું કે જૂઠું ન બોલવું; ચોરી ન કરવી, વ્યભિચાર ન કરવો, મદ્ય કે માંસ બિલકુલ ન વાપરવું, સવારમાં વહેલા ઉઠી પ્રથમ નહાવું અને દેવપૂજન કરવુ પ્રભુ ભક્તિ, કીર્તન ને ધ્યાન કરવું અને કામ કરતાં પણ પ્રભુ સ્મરણ તો કર્યા કરવું; કોઇની નિંદા ન કરવી, કોઇનું બૂરૂં ન બોલવું, પોતાના કુટુંબ કે સગા સાથે સંપથીજ વર્તવું અને પ્રભુજ છે એમ ગણી માતપિતાની સેવા કરવી. આવો ધર્મ પાળવાને જે કબૂલ થાય તેજ

મારે ત્યાં વગેરે, જે ન કબુલ થાય તે ચાલ્યો જાય પરંતુ મારે ત્યાં દ્રવ્યનો લાભ સારો થતો હોવાથી (કારણ મોટો વેપાર ચાલે છે) લોકો દ્રવ્યની ખાતરજ પ્રથમથી તે કબૂલ કરે છે અને પછી ઝાઝો વખત રહેતાં તેની ટેવ પડી જાય અને નઠારી વસ્તુનું બંધનજ છુટી જાય એટલે પોતાની મેળેજ તમામ પવિત્ર બને છે. આવી રીતે જે આહી આવે છે તે આમ પવિત્રજ બને છે. જેથી અમારી નજીકની તો ઘણી ખરી ન્યાત એક તો પવિત્ર બની અને બીજી રીતે રોજગારવળી બની કે જેથી તેને કોઈની પણ ગરજ કરવી પડે કે પેટ ભરવા માટે કષ્ટ વેઠવું પડે તેમ નથી.

વણકરોની વ્યવસ્થા—આ વણેલાં કાપડનો જે પૈસો આવે તેમાથી હું શેઠ અને બાકી સર્વે મારા નોકર એવું કશુ રાખ્યું નથી. પરંતુ દર માસે તેનો એવી રીતે હિસાબ થાય છે કે પ્રથમ ભોજન ખર્ચ—એટલે હું જુદો જમું છું અને કારીગરો જુદા જમે છે તેવું કશું નથી, પણ પ્રથમ અમારા ગોર જે ગરોડા કહેવાય છે તેમને ભોજનનું કામ સોંપેલ છે. તે એકજ ગોર અને તે પગારદાર તરીકે રાખ્યો તેમ નહિ પણ ગોરની તમામ નાત આખી અમારે ત્યાંજ રહે છે અને તેઓ અંદર અંદર સમજી વારાફરતી રસોઇ બનાવે. તેમાં અપવિત્ર પદાર્થો તો નજ હોય અને શુદ્ધજ રસોઇ હોય, તે તો હું જણાવી ગયો છું. તેમાંથી પ્રથમ ગોરનાં સ્ત્રી છોકરાં સાથે તે જમે—પછી અમારાં સ્ત્રી છોકરાં સાથે અમો સૌ સાથે જમીએ. તમામ કારીગરો ઉપરાત મેમાન વગેરે અમારા જેવા પવિત્ર ભોજન કરનારા હોય તે પણ બેસે કે જેની સંખ્યા નિત્ય ભોજનમાં બહુ મોટી થાય એ સહજ છે. આટલાં મનુષ્યો છતાં કાંઇ પણ કુસંપ થાય કે બોલાચાલી થાય કે એક બીજા રીસાય, ક્રોધ કરે કે હલકુ બોલે તો તર્તજ તેને રજા આપવામાં આવે છે. જેથી તેની રોજી ટળી જવાની બીકથી કોઇ ખરાબ રસ્તે જઇજ ન શકે કે અનીતિ ન કરી શકે. જેથી અમો ચાંડાળ છીએ છતાં અમારા સ્થળમાં આવું પવિત્ર રાજ્ય ચાલે છે. કાપડના વેપારના પૈસાનો એ પહેલો ઉપયોગ થાય, તેમાં જાતજાતની શુદ્ધ રસોઇ

દુધ વગેરે મળે. સર્વે આનંદપૂર્વક તૃપ્ત થાય અને બ્રાહ્મણોને પણ કોઇ પાસે યાચના કરવા ન જાવું પડે. પછી બીજો કપડાં અને દાગીના તથા સહુને રહેવાનાં ઘરોનો ખર્ચઃ—

આ પણ સર્વને સમાનજ કરવામાં આવે છે. મારે માટે જે વસ્ત્રો તેજ સર્વને માટે અને તે તો હાથની કારીગીરીનાંજ સર્વેને રીતસર મળે, દાગીના માટે મારા પ્રમાણે તમામને અને ગોરને પણ મળે અને ઘર પણ દરેકને માટે એકેક સરખાજ ઘાટનું મળે અને જુઓ સામે તૈયાર છે. જે નવા આવે તેને માટે હજી ઘર બનતાં જાય છે, અને હાથખર્ચીને માટે મારે જે જોઇએ તે પ્રમાણે ગોર સુદ્ધાં સર્વને દર માસે મળે છે કે જેથી કોઇને એમ ન થાય કે અમો નોકર છીએ. આવી રીતે એક વર્ષ પૂરૂં થતાં બધો ખર્ચ બાદ કરતાં પણ પુષ્કળ પૈસા વધે છે. તેને માટે સર્વેને પૂછવામાં આવે કે હવે આ પૈસાનું શું કરવું ? ત્યારે સર્વનો વિચાર થતાં જે નિર્ણય થાય તે વધેલ પૈસાનો ઉપયોગ થાય છે.

કોઇને ત્યાં કાંઇ લગ્ન પ્રસંગ આવે ત્યારે પણ એ આવકમાંથી ઉપયોગ થાય અને સૌ આનંદથી ભાગ લે. એક બીજાને વધારે ઓછું જ્યાં નજ હોય ત્યાં ઇર્ષ્યાપણું રહેતુંજ નથી. સ્ત્રીઓને પણ પરસ્પર પ્રેમની ને આનંદનીજ વાતો કરવાનો પ્રસંગ આવે. લઢવાની કે ખરાબ શબ્દ બોલવાની ખબર પડે કે પ્રથમ રોનો દંડ થાય અને બીજી વખત વધારે દંડ અને પછી રજા આપવામાં આવે જેથી તે પ્રસંગ પણ ન બને. એકબીજાના મંદવાડમાં સૌ મલીને મદદ કરે અને પુરૂષો સર્વે વણવાનોજ ઉદ્યોગ કરે; જેથી કુરસદ કે મિથ્યા કુથલીનો પ્રસંગજ ન બને અને વણતાં શ્રીકૃષ્ણના ઉચ્ચાર સિવાય બીજા શબ્દો ન નીકળે, એ ખાસ ફરજ હોય છે.

દ્રવ્ય વગેરેમાં મારી જરા પણ વિશેષતા નથી ફક્ત ધર્મ પળાવવો, નીતિ પળાવવી, જાઠું બોલવા ન દેવું, ન્યાયને રસ્તે દોરવાં અને અનીતિનો રસ્તો લે કે અપશબ્દ બોલે તેને શિક્ષા કરવી, રજા આપવી અને સર્વેને ભક્તિમાં જોડવાં. પ્રભુની સેવાપૂજાના

રસ્તા તથા માતાપિતાની આજ્ઞા પાળતાં શીખવવું. સદાચરણના રસ્તા બતાવવા વગેરે કામ મારે કરવાનું. એને માટે મારો હુકમ ખરો. બીજી સર્વ રીતે હું સૌની સાથેજ. આવી રીતે અમો એક સંપથી આખી ન્યાત સાથે વસીએ છીએ અને પ્રભુસેવા અને અમારાથી બનતી દેશસેવા કરીએ છીએ.

હવે ચાલો આગળ ચોથો ઓરડો બતાવું. આમ કહી બન્ને આગળ ચાલ્યા. આ ઓરડામાં તદન શાંતિ હતી. એક વૃદ્ધ સ્ત્રી અને પુરૂષ બેઠાં હતાં. ધર્મવ્યાધ તેની પાસે ગયો અને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા આંખમાં પ્રેમનાં આંસું આવ્યાં. પછી કુશળ પૂછયા કે તબીયત સારી છે ? કાંઇ જોઇએ છીએ,બહુજ સુખી છીએ બેટા કશું નથી જોઇતું. તારા જેવા કુળના ઉજાળનાર પુત્ર જેને હોય તેને શું ખામી હોય ! દીકરા તેં તો આખા દેશને તાર્યો, નાતને તારી, કોઇ ન કરે એવું તેં કરી બતાવ્યું. જુઓ તો ખરા. આટલા માણસ કામ કરે છે તેમાં કોઇને મનમાં મુઝવણ છે ! અમારામાં આવડત નહોતી તો કામ કેરી તુટી જતા હતા છતાં છેવટ શાહુકારના ઓશીયાળા રહેતા હતા અને આ મારે દીકરે જે ધંધો માંડયો છે, તેમાં તો સૌ મોજ કરે છે ને વેપારી જેવા થઇ ગયા છે. ને ભગવાનની ભકિત પણ કરે છે ને પરમાર્થે વાપરેછે પણ ઘણું. અમારે પોતાને ખાવા માટે વેપારીની ગરજ કરવી પડતી હતી ત્યાં પરમાર્થની વાતજ શી બને ! વળી ફેલફિતુર કાંઇ નહિ, મોટાઈ નહિ, અવળો ધંધો નહિ, પૈસાનો અવળો ઉપયોગ નહિ અને સૌ ધંધાસર રહે. બિચારા આપણા બ્રાહ્મણોને તો ખાવા સારૂ પરદેશ વેઠવો પડતો ને ભીખ માગી જીવ જતો તે પણ આનંદ કરે છે. ભાઇ આવું કોને આવડે. આ તો મારે ઘેર પરમેશ્વર ઉતર્યા છે. આમ કહેતાં તે વૃદ્ધની આંખમાં આંસુ આવી ગયાં. ધર્મવ્યાધ ચરણમાં પડી બોલ્યો, બાપા એ આપના ચરણના

---

૧ વણકર લોકો અજાણ હોવાથી ઓછી મજુરીએ કામ લઇ ગામના શાહુકારો વ્યાજના વ્યાજ ચડાવી તેમને દેવાદારજ રાખે ને નફો વેપારીઓજ ખાઇ જાય, જેથી એ લોકો તો બિચારા કામ કર્યા છતા ભિખારીજ અને ગરજુ રહે; ગામડામાં હજી તેમ છે.

પ્રતાપનું ફળ છે; તે સિવાય કાંઇ નથી. નહિ તો આ બધું પોતાની મેળે કોને સૂઝે, કોણે મને શીખવ્યું. ઉંચવરણને શીખવનાર છે પણ આપણને કોણ શીખવે ! બાપા આપણે તો આપણી જાતે સુધરીએ ને શીખીયે તો સારૂં નહિ તો આપણો કોઇ ધડો કરતું નથી. આપણી પાસેથી કામ કરાવી ઉંચ લોકો શરીરનો કસ કાઢી લે. અને છેટે રાખે, તરછોડે અને આપણી પાસેથી કપડાં લઇ તેના ખૂબ ભાવ ચડાવી વેચી એ શાહુકારો પૈસાદાર થાય અને આપણે મજુર, ભિખારી અને સદા તેના ઓશીયાળા રહીએ. આ બધી વાત મને ઠીક ન લાગી, માટે બાપા તમારી આજ્ઞાથી આ કામ હાથમાં લીધું, અને ધર્મ ને નીતિને સાચવીને કર્યું તો પ્રભુએ સહાય કરી; માટે બાપા આપજ મૂર્તિમંત મારા પ્રભુ છો કે, જેને લીધે સારો માર્ગ મને સૂઝે છે; એમ કહી તેમને પ્રણામ કરી તેમનું રીતસર પ્રભુ માફક પૂજન કર્યું.

એ તેનાં માતાપિતાં હતાં, તેનું પૂજન કરી, જમાડી, તૃપ્ત કરી સર્વથી પહેલો વિશાળ બંગલો હતો તે તરફ આવ્યા. આ બંગલો બહુ ભવ્ય હતો. એની શોભા પોતાના ઘરના કરતાં અધિક હતી. સગવડો તમામ પ્રકારની હતી. રૂપાનાં બારણાં હતાં. સોનાની બારસાખ હતી સામે ગયા ત્યાં સમજાયું કે આ મંદીર છે. અંદર શ્યામસુંદર રાધાકૃષ્ણની મૂર્તિ હતી. હીરામોતીના તેને માટે શણગાર હતા. જરીઅન વસ્ત્રો હતાં અને પોતાના ગોરને જેમ રસોઇનું કામ સોંપેલ તેવીજ રીતે આ પ્રભુની સેવાનું કામ તેમને સોંપ્યું હતું, અર્થાત્ એ ગોર સર્વે વ્યવસ્થા કરતા હતા. ધર્મવ્યાધે જણાવ્યું કે, શ્રી પ્રભુનું આ મંદીર છે. જોકે આની દેખરેખ અને સેવાનું કામ અમારા ગોરને સોંપ્યું છે તો પણ સવારના ચાર ઘડી રાત રહે ત્યારે ઉઠી અમો સર્વે નાહી ઠાકોરજીની સેવા કરીએ છીએ અને માળા ફેરવીએ છીએ દરેક જણે એટલું વહેલું ઉઠવું જોઇએજ. કોઇ માંદો હોય તેને સુવાની છુટ, બાકી સર્વ જણે નાહી ધોઇ પ્રભાત થયા પહેલાં હાજર થવુંજ જોઇએ. સવારની દેવ આરતી સૂર્ય ઉગ્યા પહેલાં થાય ત્યારે સર્વની હાજરી જોઇએ. આરતી

થઇ રહ્યા પછી ભજનની ધુન થાય. સૂર્ય ઉગ્યા સુધીમાં તિલક કરી માળા ફેરવી વગેરે કામથી પરવારી સર્વે વણુવાના કામપર બેસી જાય. બપોરે બે કલાક સર્વે વિશ્રાંતિ લે. એ વખતે સૌને સાથે ઠાકોરજીને ધરેલ પ્રસાદી ભોજન મળે. પાછા કામ પર બેસે. પછી સાંજે પાંચ વાગે કામ બંધ કર્યા પછી સૌ અમારા ગુરૂનું પૂજન કરે. તેને નમીને સ્રી પુરૂષો સૌ બેસી જાય એટલે તે જ્ઞાનની કથા સંભળાવે એક કલાક કથા સાંભળ્યા પછી ભજન કરે અને પછી જરા ફરેહરે વગેરે આનંદ કરે. સાંજની દેવ આરતી થાય. તેમાં સૌ હાજર થઇ મંદીરમા ભજન કરે ને રાત્રે નિરાંતે સૌ સૂઈ જાય.

અમારા મુખ્ય ગુરૂએ શાસ્રનો વિદ્યાભ્યાસ ઘણો સારો કર્યો છે. અડવાનો વાંધો તેથી શીખવાની બાબતે હરકત પ્રથમ પડી પણ એક વિદ્વાન સારા પ્રતિષ્ઠિત બ્રાહ્મણ કે જેને ત્યાં તમે ભોજન કરવા ગયેલ તે હમેશાં સાંજના વખતમાં નદી કિનારે સંધ્યા કરવા જાય છે. તે સમયે અમારા ગોરને ત્યાં એક કલાક નદીને કિનારે તેણે શીખવવા માંડયું. તે પવિત્ર બ્રાહ્મણ દૂર બેઠા બેઠા શીખવે; જેથી બુદ્ધિ સારી હોવાથી અમારા ગોર તેની પાસેથી સાધારણ શીખી હુશીયાર થયા અને પછી પોતાની મેળે પુસ્તકો મેળવી પોતાની બુદ્ધિથી પુસ્તકો વાંચી અભ્યાસ વધારવા લાગ્યા. કામ કામને શીખવે. એ રીત છે. અને પછી તો એની પાસેથી બીજાઓ પણ શીખ્યા. તેમાં કોઇને વૈદકનો શોખ થયો જેથી તે તે શીખ્યા, અમારા એ વિદ્વાન ગુરૂએ પછી તો પાઠશાળા જેવું કર્યું. જેમાં અમારાં તમામ બાળકો શીખે છે. અમારા વર્ગમાં વિદ્યા નોહોતી અને ધન પણ નહોતું; એ સર્વે આમ ક્રમે કરીને પ્રાપ્ત થયાં. હવે અમને ઉચ્ચવર્ણના લોકો દૂર રાખે છે તેને પરિણામે જે અમારી જીંદગી દુઃખમય થતી હતી તે હવે બધું સારૂં થયું ને દૂર રાખવાથી હવે અમને ખરાબ નથી લાગતું. પરંપરાથી અમ[illegible] આ ધંધાને અંગે દૂર ભલે રાખે છે છતાં અમારી સ્થિતિ સુધર[illegible] ગામના સારા વૈશ્નવો, ધર્માચાર્યો, સત્પુરૂષો, વિદ્વાન બ્રાહ્મ[illegible]

શાહુકારો અમને અંતરથી પોતાની સમાન ગણી અમારો પૂર્ણ વિશ્વાસ કરી વેપારી માફકજ અમારી સાથે વર્તે છે અને અમારી તરફ અમી નજરથી સર્વે જુએ છે. મનેતો સર્વે નમે છે. હું ઉલટો શરમાઉં છું પણ સૌ માન આપે છે. હે પ્રધાનજી તે માટે મને અપાર સંતોષ છે. તમારી તરફ જ્યાં દૃષ્ટિ કરૂં છું ત્યાં મને એમ લાગે છે કે આપ ભલે મોટા રાજાના પ્રધાન છો છતાં તમે પૂર્ણ કીચડમાં ડૂબેલા છો. તમારી જીંદગી ધૂળ છે. ચાલો છેલ્લાં મારા પ્રભુનાં દર્શન કરાવ્યાં. હવે કાંઇ જોવાનું નથી. પ્રથમના મંદીરમાં મારાં આ અવતારના મૂર્તિમંત માતાપિતારૂપ દેવ છે અને છેલ્લું બતાવ્યું તે મંદીરમાં આખા જગતના પિતારૂપ દેવ છે. આ લોક અને પરલોક, એ બન્ને લોકના એ દેવના ચરણપૂજનના પ્રતાપથી હું સુખી છું. હું સર્વત્ર આનંદ, સંતોષ અને પ્રભુના અદ્દભુત પ્રેમરસને ઉભરાતો જોઉ છું. સર્વ જોઇ રહ્યા પછી પ્રધાન સાથે પાછા જ્યાં બેઠા હતા ત્યાં ચોકમા આવીને બેઠા અને ધર્મવ્યાધે કહ્યુ કે હવે આપને જે પૂછવાનુ કે ખુલાસા મેળવવાના હોય તે પૂછો ? ત્યારે ધર્મધ્વજ પ્રધાને પૂછયું. તમારી આ સ્થિતિ અને વર્તન જોઈ મને અત્યંત સંતોષ થયો. મેં હજારો અવળાં કર્મો કર્યાં છતાં જે સુખ અને સંપત્તિ ન મેળવી તે તેં આવા પવિત્ર ઉદ્યોગમાં મેળવી હું જયારે કુટુંબના પાંચ માણુસને પણ પોષણ આપતો નથી ત્યારે તમો હજારોને પોષણ આપોછો છતાં લક્ષ્મી ઉભરાતીજ જાય છે અને તે પણ ન્યાયનોજ રસ્તો લઇ હાથ મહેનતથીજ લક્ષ્મી મેળવો છો; આથી ઉત્તમ શું વારૂં ! હવે મને મોટી શંકા તો એ છે કે હું આંહી આવું છું તે તમો કેમ જાણી શકયા અને રાજાનો નાશ કરવાને પણ મારૂં મન ઘાતકી બન્યું તે તમોએ અને તમારી સ્ત્રીએ કેવી રીતે જાણી લીધું ! તે મને જણાવો. પ્રધાનના પ્રશ્નનો ઉત્તર આપતાં ધર્મવ્યાધે જણાવ્યું કે એ મનુષ્યના અંતરની વાત જાણવાની અને ભવિષ્યની વાત જાણી લેવાની એ અદ્દભુત શકિત મારા ગુરૂ અને માતાપિતાના ચરણ-

સેવનને પ્રતાપે તથા મારા વહાલા પૂર્ણ પ્રકાશમય શ્રીકૃષ્ણચંદ્ર મારા હૃદયમાં બિરાજે છે, તેણે હૃદયમાં અપાર અજવાળું કર્યું છે. જેથી તે સર્વ વસ્તુ પૂર્ણ રીતે જોઈ શકાય છે. જેમ આપણી આંખ સારી હોય અને સૂર્યનો પ્રકાશ, એ બન્ને તેજને પ્રતાપે સર્વ વસ્તુ દેખાય છે તેમજ હૃદયમાં જ્ઞાનરૂપ ચક્ષુ અને ઇશ્વરરૂપ સૂર્યનો અંતરમાં પ્રકાશ; એ બન્ને પ્રકાશથી આખું જગત અર્થાત્ તમામ મનુષ્યનાં અંતરને જોઇ શકાય છે; માટે બેય પ્રકાશની જરૂર છે. જેમ સૂર્ય ઉગે પણ આંધળો હોય તે તો અંધારૂંજ દેખે છે તેમ અંતરમાં ઇશ્વરરૂપ સૂર્ય તો છેજ પણ જ્ઞાનરૂપ આંખ વિનાનો આંધળોજ હોવાથી કશું જોઇ શકતો નથી. માટે તે જ્ઞાનરૂપ આંખ મેળવવાની તો ખાસ જરૂર છે. તે પરમ તેજસ્વી આંખ મારા પિતામાતા ને ગુરૂચરણપ્રતાપથી મને મળી છે. જેથી હું ને મારી સ્ત્રી તે આંખને પ્રતાપે તારા અંતરને જાણી શકયાં. અર્થાત્ ત્રિકાળજ્ઞાન અમને ઇશ્વર, માતાપિતા તથા ગુરૂપૂજનને પ્રતાપે પ્રાપ્ત થયેલ છે.

પ્રધાને પુનઃ પ્રશ્ન કર્યો કે મને જમવામાં પ્રથમ ધૂળ અને વેળુ રેતી ભેળસેળ લાડુ ખવરાવ્યો અને પછી ખારૂં જળ પાયું તેનું શું કારણ ?

ધર્મવ્યાધે જણાવ્યું. તે તમો ડાહ્યા, બુદ્ધિવાન અને મોટા પ્રધાન છતાં ન સમજયા તો લ્યો સમજાવુ. એ લાડુ તે આપ પોતેજ હતા અને જળ એ આપનુ જીવન હતું. આપનું સ્થૂળ શરીર અને જીવન; એ બે વસ્તુની માફક ફેંકી દેવ તેને લાયક છે. કોઇ તેનો ઉપયોગ કરી શકે તેમ નથી અર્થાત્ મોદક જેમ ઉત્તમ વસ્તુ છે તેમ આપ ઉત્તમ જાતિ છો.પરંતુ લાડુમાં જેમ ધૂળ ને રેતી ભળેલી હોવાથી તે ઉપયોગી ન રહ્યો તેમ આપમાં અનેક કુકર્મો અને ઘાતકી સ્વભાવ રૂપ ધૂળ ને રેતી ભરેલ હોવાથી આપ હવે દુનિયાને કોઇપણ રીતે ઉપયોગી નથી રહ્યા. જેથી આપનું જીવન [1] પેલા ખારા પાણી માફક ખારૂં. નિરૂપયોગી થયું છે. જ્યારે હું જાતિચાંડાળ છતાં મારૂં જીવન

[1] જળને જીવન કહે છે.

દુનિયાને વધારે ઉપયોગીપણું થતું જાય છે. કયા હું અને કયાં મોટા રાજાના પ્રધાન છતાં અવળી ગંગા માફક દુનિયાની દષ્ટિ કર્તવ્યને અંગે વિપરીત થઈ છે. હું નીચ છતાં મારાં આવાં પવિત્ર કર્મને લીધે અને મારે લીધે હજારોના પોષણ થતાં હોવાથી દુનિયા મને એ લાંબુ આયુષ્ય ભોગવે તો સારૂં એમ કહે છે ને સન્માન આપે છે. જ્યારે તમે ઉચ્ચ જાતિના છતાં તમારાં ઘાતકી કૃત્યને લીધે તમો જલ્દી નાશ પામો તો સારૂં એમ કહી લોકો તમને તિરસ્કારે છે; ત્યારે હવે આપણા એ પરથીજ જોવાનું કે ઉત્તમતા એ જાતિને અંગે કયાં રહી.

विप्राद्द्विषद्गुणयुतादरविंदनाभ ॥
पादारविंदविमुखात् श्वपच वरिष्ट ॥

શ્રીમદ્ ભાગવત સપ્તમસ્કંધ અંક શ્લોક ૧૦

દ્વાદશ ગુણયુક્ત છતાં શ્રી પ્રભુના ચરણથી વિમુખ અને તેથી કેવળ ભ્રષ્ટ બુદ્ધિવાન બનેલ હોય તેવા બ્રાહ્મણના કરતાં પ્રભુ પરાયણ થવાથી ઉત્તમ બુદ્ધિવાન બનેલ ચાંડાળ ઘણો ઉત્તમજ છે એમ સમજવું ઉચ્ચ જાતિનો મનુષ્ય અધમ કામ કરવાથી ચાંડાળ બને છે અને જે જાતિચાંડાળ હોય તે ઉત્તમ કામ કરવાથી ઉત્તમ ગણાય છે.

માટે કર્મ ચાંડાળ તેજ ખરો ચાંડાળ.

આપણા રાજાએ તમને જે પ્રશ્ન પૂછેલ તેનો આ પ્રત્યક્ષ દૃષ્ટાંતથી ખુલાસો મળે છે. હું ચાંડાળ છતાં કદી જૂઠું બોલતો નથી. પર સ્ત્રી તરફ માતૃભાવ કે પુત્રીભાવ રાખું છું. કોઈની નિંદા કરતો નથી. મારે કોઇ શત્રુ નથી. અર્થાત્ હું કોઈ તરફ શત્રુભાવ રાખતો નથી. જગતમાં સર્વત્ર પવિત્રતાજ જોઉં છું અને સર્વમાં પ્રભુનું સ્વરૂપ જોઉં છું. એટલે કોની નિંદા કરૂં, કોને ગાળો દઉં, કોનો દ્વેષ રાખું, સર્વત્ર પ્રભુમય જોવાથી મનુષ્ય દુભાય તે પ્રભુજ દુભાય એમ સમજી એવું વિપરીતપણું કરવાનો જરાપણ વિચારજ થતો નથી. પરંતુ ઉલટું જેમ દેવમંદીરમાં પ્રભુને જોઈ નમનજ કરવાનું મન થાય છે. તેમ મારે મન તો મનુષ્ય તમામ દેવમંદીરજ છે—તેમાં

પ્રભુનેજ જોઉ છું અને નચુ છું. સારા વિદ્વાન બ્રાહ્મણો મૂર્તિમાં પ્રભુની સ્થાપના કરે છે. ત્યારે હું તમામ જગ્યોએ અનાદિ સિદ્ધ પ્રભુને જોઉંછું. અર્થાત્ જે વ્યાપક છે તેને થાપવાનું રેહેતુંજ નથી. મારો વહાલો શ્યામ ઘટઘટ વ્યાપી છે,સર્વત્ર પ્રકાશ આપે છે પણ તેમાં વિશ્વાસ રાખવાથી તે ઓળખી શકાય છે અને તેનાં દર્શન થાય છે.

ભૈરવી.

વિશ્વાસ પ્રભુમાં ધરજે;
તેથી ભવ સંકટ તરજેરે. - વિશ્વાસ—

સૂર્ય ચંદ્ર જ્યમ નિયમિત રીતે, પ્રકાશ નિત્ય કરે છે;
અનહદ તેમ પ્રકાશ કરે ઉર, તે પ્રભુને અનુસરજેરે. વિશ્વ.
દિવ્ય ઔષધિ રોગનિવારી, અંતર શાંત કરે છે;
ક્રોધાદિક ત્યમ રોગ નિવારે, એ પદરજ ઉર ધરજેરે. વિ.
ઘનશ્યામ જયમ જગમાં વરસી, તાપ સહુના હરે છે;
ત્યમ અંતર અમીરસ વરસાવી, એ હરિથી ભવ તરજેરે. વિ.
દામોદર લપટી યમુનાતટ પ્રભુ રજમય તું બનજે;
શ્યામ મૂર્તિનો દાસ બનીને, તાપ ત્રિવિધિ પરહરજેરે. વિ.

હમેશાં આપણો વિશ્વાસ અને શ્રદ્ધાથીજ આપણામાં અને સર્વત્ર પવિત્ર તત્વ જોઈ શકીએ છીએ પણ અવિશ્વાસથી કશું દેખાતું નથી, અંધકારજ ભાસે છે. તમે તમારો વિશ્વાસ ખોયો છે. તમારી ઇશ્વરમાં ભક્તિ પણ બનાવટી હતી. તેનો તમને જરાપણ વિશ્વાસ નહતો, નહિતો દેવદ્રવ્યને પચાવવાનું મનમાં થાય ખરૂં! અમો જાતિચાંડાળ છતાં માંસ અને ચામડાના દ્રવ્યનો ઉપયોગ અમારે માટે કરતા નથી ત્યારે તમોએતો પારકાં જીવતાં માંસ ને ચામડાં ચૂંટી નાખ્યાં છે અને દેવદ્રવ્ય, બ્રહ્મદ્રવ્ય અને બે'નનું દ્રવ્ય પણ અધમ નીચ ધંધો કરી ઘરમાં ઘાલ્યું છે. માટે તમારાથી અમો અલૂદકં દૂર ભાગીએ એવો તમારો ધંધો છે. માટે તમે પ્રભુનો કે [illegible] વિશ્વાસ કર્યો નથી ને તમારો હવે કોઇને વિશ્વાસ [illegible]

હજીપણ ફરી જન્મ સુધારવો હોય તો પવિત્ર બનો, ક્રૂરતા ટાળો, અને ઇશ્વરમાં વિશ્વાસ રાખી તેને ઓળખો. આને માટે સારાની સંગતિ કરો.

પ્રધાનજી જેવા તમો હશો તેવું જગત તમે જોશો ? ધૂળમિશ્ર લાડુ ખવડાવ્યા તથા તમને ખારૂં પાણી આપ્યું. તેમાંથી એક મહાન બીજો બોધ લેવાનો છે, તે એ કે એ લાડુમાં ધૂળ હતી. અને પાણીમાં ક્ષાર હતો તે તમને જોવાથી ખબર પડી ? પ્રધાને જવાબ આપ્યો ના. ત્યારે એવીજ રીતે એટલે જળમાં ક્ષાર જેમ ગુપ્ત રીતે રહેલ છે છતાં મીઠું પ્રત્યક્ષ દેખાતું નથી તેમ પરમાત્મા ઇશ્વર સર્વત્ર રહેલ છે છતાં પ્રત્યક્ષ દ્રષ્ટિગોચર થતો નથી. પરંતુ સ્વાદથી જેમ ખારાશનું ભાન થાય છે તેમ અનુભવથી પ્રભુના સ્વરૂપનું ભાન થાય છે; માટે અનુભવ કરવાની જરૂર છે.

તેમજ લાડુમાં ધૂળ છે, તેની દષ્ટિથી ખબર નો'તી પડતી. તેમ તમારા સ્વભાવની લોકોને દ્રષ્ટિથી ખબર નો'તી પડતી પણ જેમ જેમ લોકોને અનુભવ થતો ગયો તેમ તેમ તમારી ભક્તિ. ધર્મ અને પ્રભુ સેવા, એ સર્વ ધૂળથી ભરેલ છે, એમ લોકોના સમજવામાં આવ્યું. અર્થાત્ તમારા દુષ્ટ સ્વભાવને અંગે ભકિતરૂપ સતકર્મમાં ધુળ ભરેલ છે, જેથી તે તમારા સતકર્મ પણ તે લાડુ માફક નકામાંજ છે, જેણે તમારો વિશ્વાસ કર્યો છે તેનુંજ તમે ભૂંડું કર્યું છે, સગાં સંબંધી અને પોષણ આપનારા અને તમને ઉંચે આસને બિસાડી તમારૂં ભલું કરનારા પવિત્ર રાજાનું ભૂંડું કરવામાં પણ તમે બાકી રાખ્યું નથી, છતાં છેવટ તેને મારી નાખવાનો પણ એક વખત નિશ્ચય કરી નાખ્યો. ત્યારે હું ચાંડાળ છતાં કોઇ દિવસ કોઇનું પણ બુરૂં કરતો નથી, અપવિત્ર સ્થળે જતો નથી, અપશબ્દ બોલતો નથી, પારકું ધન લૂંટી લેતો નથી, સત્ય સ્વરૂપ પરમાત્મામાં એકજ પવિત્ર ભાવના રાખું છું અને સત્પુરૂષોને માન આપું છું. તમે દેવસ્થાનનું પણ દ્રવ્ય લુંટી ઘરમાં ઘાલ્યું ત્યારે મેં અનેક દેવસ્થાનોમાં ગુપ્તદાન કરી જીર્ણોદ્ધાર કર્યા, આચાર્યો, ધર્મગુરૂઓ અને મહાત્માઓને ગુપ્ત રીતે અનેક રસ્તે અને બીજે

નાણાં મોકલાવું છું. આપે સગા વાહાલાનું અનેક રીતે સ્વાર્થની ખાતર બગાડયું, ત્યારે હું સગાવાહાલાંને બદલે આખી નાતને મારી સમાન ગણી સર્વને ઉદ્યોગપરાયણ તથા ધર્મ અને નીતિવાન બનાવી, પ્રભુનું દ્વાર પણ ઉઘડાવી; આનંદ અને સુખ સંપત્તિમય બનાવું છું. પ્રધાનજી ! ધર્મ કરનારો માણસ હું કરૂં છું એમ કોઈ દિવસ અભિમાન ન કરે અને આજ સુધી મારા આ ધર્મના કૃત્યની કોઇને ખબર પડવા પણ દીધી નથી. જેમ મેં મોઢેથી અમુક કરૂં છું એમ જણાવ્યું પણ નથી છતાં આજે તમને ચોખ્ખું કહ્યા સિવાય સમજણ ન પડે તે માટેજ આ સર્વ નજરે દેખાડયું અને મારે મોઢે મારા ધર્મકૃત્યનું વર્ણન કર્યું; એ આપને પવિત્ર કરવા માટે જ. ટુંકમાં હું અપવિત્ર છતાં સત્કર્મથી પવિત્ર બન્યો છું અને આપ ઉત્તમ જાતિ છતાં દુષ્ટ કર્મથી અપવિત્ર બન્યા છો. માટે— કર્મચાંડાળ તેજ ચાંડાળ.

चांडाळः स तु विज्ञेयश्चंडकर्म समाचरेत् ॥

જે ચંડ " ઉગ્ર અને ઘાતકી " કામ કરે તેજ ચાંડાળ; એમ ધર્મશાસ્ત્રકાર કહે છે. પ્રધાન નમ્ર બન્યો. આંખ ઉઘડી. બુદ્ધિમાં ફેરફાર થયો. સ્વરૂપ બદલાયું. પોતે જે જે ઘાતકી કૃત્યો કરેલ તે સર્વે મૂર્તિમંત થઇ કેમ જાણે સામાં ઉભાં હોય તેમ તેને ભાસ થયો અને બહુજ ગભરાયો. છાતી ધડકવા લાગી–આંખમાંથી અશ્રુધારા ચાલી. હૃદય ભરાઇ આવ્યું. ધર્મવ્યાધના ચરણમાં સાષ્ટાંગ દંડવતપ્રણામ કર્યો અને બોલ્યો; તમે મારા ગુરૂ. તમે મારૂં સર્વસ્વ. હું બહુ ઘાતકી છું એ વાત ખરી છે અને તેથીજ હું ચાંડાળ સાચો ને કીચડમાં ખુંચેલ છું. હવે મારે શું કરવું ? મ[illegible] રસ્તો બતાવો ? આટલા બધા ચાંડાળોને જેમ રસ્તે ચઢાવ[illegible] પ્રભુદ્વારનું ભાન કરાવ્યું તેમ આ એક ચાંડાળને પણ તમે [illegible] રસ્તો બતાવો. મારે હવે શું કરવું ? મેં એવાં ઘોર પાપ [illegible] કે મને તેના નિવારણ માટે કશો રસ્તો સૂઝતો નથી; [illegible] અત્યંત ગભરાઉં છું અને તમે જેમ સર્વત્ર પ્રભુને દેખો [illegible]

હું સર્વત્ર આગળ પાછળ જ્યાં જોઉં છું ત્યાં વિકાળ રૂપ દેખું છું. યમના કાળા દૂતોને દેખું છું. મારા નીચ કૃત્યના ભોગ થઇ પડેલા મનુષ્યો વિકાળરૂપ ધરી મારી સામે ઉભેલાં જોઉં છું. મને આ મહાભયથી કોણ છોડાવશે ! તમેજ છોડાવો હવે કયાં જાઉં ! વારંવાર કહું છું કે આપનેજ શરણે છું.

शिष्यस्ते हं शाधि मां त्वां प्रपन्नं ॥

હું તમારો શિષ્ય છું માટે તમારા શરણે આવેલા મને તમે શીખવો. ધર્મવ્યાધે કહ્યુ--પ્રધાનજી આ શું કરો છો ? કોઇ જોશે તો તમારી પ્રતિષ્ટા શી ! તમે મોટા થઇ મને ગરીબને નમો એ શી વાત ! તમે હુકમદાર છો. હુકમથી સર્વ કરી શકો. હું તમારી રૈયત હોવાથી તાબેદાર ગણાઉં. પ્રધાને કહ્યુ હું અત્યારે પ્રધાન નથી ને તમે મારી રૈયત નથી; પણ તમે મારા ગુરૂ છો અને હું તમારો શિષ્ય છું; એમ જાણી મને રસ્તો બતાવો. મારા મનથી હવે તમે ચાંડાળ નથીજ દુનિયાદારી માટે દેહ ગમે તે હો. પ્રભુ પણ ગમે તે જાતિ પશુ કે પક્ષિ વગેરેમાં પણ દેહ ધારણ કરે છે. અને જે દેહ ધારણ કરે તે વેશ ભજવવો, એ દુનિયાદારી છે. અને એને અંગે ગમે તે હો. પ્રલ્હાદ અસુર જાતિના હતા પણ પ્રભુને માન્ય હતા તેમજ તમે પ્રભુ માન્ય છો માટે મારા પૂજ્ય છે. જેથી રસ્તો બતાવો કે હવે એ પાપમાંથી મારે કેવી રીતે છૂટવું ?

ધર્મવ્યાધે જવાબ આપ્યો કે ખરેખર પાપમાંથી છૂટવું હોય તો એજ ઉપાય છે કે જે રાજાએ તારૂં માન વધાર્યું છે અને પોષણ કર્યું છે તેજ રાજાનું તું બૂરૂં કરવા જતો હતો તેથી તેનેજ શરણે જાઓ અને ચરણમાં પડો અને ક્ષમા માગો તથા તેનાથી છાની રીતે ઠગબાજી કરી જે જે દુષ્ટ કર્તવ્યો કર્યાં હોય તે તમામ તેમને નિવેદન કરી અને પછી કહો કે હું ક્રૂર ને ઘાતકી દેહાંત દંડની શિક્ષાને પાત્ર છું એટલે આ તરવારથી આપને હાથેજ મારો નાશ કરો કે જેથી આપને હાથે મૃત્યું થતાં મારી કાંઇક ઉચ્ચગતિ થશે. આમ કરી તરવાર રાજાને સોંપવી. તમે આમ કરશો એટલે રાજા દયાળુ ખરો શુદ્ધ હૃદયનો પરમ ભગવતી, વિદ્વાન, વિચારવંત

અને બુદ્ધિશાળી છે જેથી તમને મારશેજ નહિંજ પણ તેજ તમને ઉત્તમ માર્ગ બતાવશે અને તેજ તમારા ગુરૂ થશે. હું તમારો કે કોઈનો ગુરૂ થવાને યોગ્ય નથી, મારી જાતિના લોકને પણ અમારા બ્રાહ્મણો પાસે બોધ અપાવું છું અને સારે રસ્તે દોરાવું છું. હું પોતે શિષ્ય છું. ગુરૂ અને શાસ્ત્ર જે કહે તેને જલ્દી આગળ વધીને બહુમાન આપું છું જેથી આજ મને માને છે. સિવાય વિશેષ્યતા કશી નથી. માટે રાજાના ચરણમાં નમો, જ્ઞાતિને નમો, સગાંને નમો, દેવ દ્રવ્ય અને અણુઘટતું બેન વગેરેનું દ્રવ્ય તેને પાછું સોંપો અને તમારા દ્રવ્યનો પરમાર્થમાં ઉપયોગ કરો. પ્રભુ તમારૂં સારૂં કરશે. જાગ્યા ત્યાંથી સવાર. અંતીમ અવસ્થામાં પણ જેની બુદ્ધિ સુધરે તે તરે છે અને જગતનું કલ્યાણ કરે છે. પ્રધાનજી તમારી બુદ્ધિ સુધરશે તો તમે મારાથી વધારે જગતનું ભલું કરી શકશો. અમે તો એક મજુર કહેવાઈએ અને જાતમહેનતથી મજુરી કરી તેમાંથી બચાવી અમારાથી બનતું કરીએ છીએ અને તમે ધારશો તો આખા દેશને તારશો. જગતમાં અજવાળું પાડશો, પણ હાલ જે સ્વાર્થ વૃત્તિ છે, તે અપવિત્ર વૃત્તિ છોડી નિષ્પક્ષપાતપણે જગતના હિતમાંજ લક્ષ રાખશો તોજ થશે. આજ સુધી તમો ભકત ગણાતા હતા, તે સ્વાર્થ સાધવા અને સર્વનું ભૂંડું કરવાને તથા દુનિયાને છેતરવા માટે બનાવટી ભકિત કરી જૂઠા ભકત બનેલા હતા અને એ ભકિતને બહાને દ્રવ્ય એકત્ર કરવાની અને લોકોને છેતરવાની તમારી દાનત હતી પરંતુ હવે તમો સાચા ભકત બનશો તો જગતનું બહુજ ભલું કરશો. પવિત્ર ભકત બનવા માટે જાઓ પવિત્ર નૃપતિનેજ ગુરૂ કરો. તેને શરણે જાઓ, પાપ નિવેદન કરો અને સત્ય ન્યાય અને ધર્મની મૂર્તિરૂપ તે રાજાનેજ આધિન બનો.

ધોબીએ પ્રધાનના હૃદયરૂપ વસ્ત્રને ધોયું. નિર્મળ કર્યું. હવે તેને રંગવા માટે બાકી રાખ્યું. ઉત્તમ રંગ ચઢાવવા માટે પવિત્ર રંગનાર નૃપતિ પાસે મોકલવાનું તેને ઠીક લાગ્યું અને તેમ કર્યું. પ્રધાન બોલ્યા, મહાત્મન, તમે ચાંડાળ નથી હું ચાંડાળ છું એ વાત ખરી. અર્થાત કર્મચાંડાળ તેજ ચાંડાળ એ પ્રત્યક્ષ જોઇ મને ખાત્રી થઇ. મારી આંખ તમે ઉઘાડી, આજ સુધી ધર્મને બાને મે ઢોંગજ કર્યો, એ મારાથી સમજાયું. મેં દુનિયાને છેતરી છે ને મારા અન્નદાતાને છેતરેલ છે. તેને માટે તેના ચરણમાં નમવા રૂપ પ્રાયશ્ચિત જે બતાવ્યું તે યોગ્યજ છે. મને ગમ્યું. અને હું માનું છું કે રાજા દયાળુ છે. જેથી ક્ષમા કરશેજ. છતાં મારા એટલા બધા અપરાધો છે કે તે મને માફ નજ કરે અને ન્યાય કરી સર્વ દેખતાં દેહાંત દંડની શિક્ષા કરે તો તે વધારે શ્રેયસ્કર છે. કારણ વખતે આપના બોધથી, આ વખતે મારી બુદ્ધિ જો કે સુધરી છે પરંતુ વખતે પાછી તેવીજ બુદ્ધિ થાય તો પાછી હજારોની હું પાયમાલીજ કરૂં તો તેને બદલે મારો નાશ થાય તો વધારે સારૂં છે. ધર્મવ્યાધે કહ્યું તમારૂં ભવિષ્ય મેં જાણી લીધું છે.

તમે જેટલે દરજ્જે ખરાબ હતા તેટલેજ દરજ્જે પવિત્ર અને ખરા ભક્તરાજ બનશો. તમે વારંવાર મારી પાસે આવશો અને મારા દૃષ્ટાંતથી જેવી મારી જ્ઞાતિ માટે મેં સંસ્થા કરી તેવી તમામ જ્ઞાતિવાર સંસ્થા કરાવી લોકોને સુખી કરશો રાજાને પ્રજા એકત્ર બની પવિત્ર કર્તવ્યપરાયણ થશે. પ્રજા ટુંકામાં તમારા ઉપદેશથી કર્તવ્યપરાયણ બનશે અને એ ભવિષ્ય મને સૂઝવાથીજ મારે મારૂં આખું જીવન કે જે કેવી રીતે પસાર થાય છે તે કોઇ જાણતું નથી તેનું દિગ્દર્શન તમને કરાવ્યું. માટે હવે પુનઃ તમારી બુદ્ધિ બગડે એ ડર તમારે જરાપણ ન રાખવો. માણસની બુદ્ધિ પોતેજ પોતાની મેળે રાહયો થાય છે તેથીજ બગડે છે પણ જે જ્ઞાનનિષ્ટ, વિદ્વાન અને પવિત્ર બીજાના અંતરમાં પવિત્ર છાપ પાડે તેવો ગુરૂ કરે અને તેની બુદ્ધિ પ્રમાણે ચાલે તેની બુદ્ધિ કોઇ દિવસ બગડેજ નહિ. તમે તેમ નોંતું કર્યું. એક વૃક્ષનું બીજ વાવ્યા પછી

તેની ઉપર પથ્થર ઓચિંતો આવીને પડે અને તેને લીધે તે બીજ દબાઇ જવાથી તે ઉગી શકતું નથી. તેમ તમાં બાલ્યાવસ્થામાં તમારા માતાપિતાદ્વારા ધર્મના પવિત્ર સંસ્કાર અને ભક્તિરૂપ બીજ તમારા હૃદયમાં આવેલ હતું ખરૂં પણ લોભરૂપ મહાન પથ્થર તેની ઉપર પડયો અને ઓચિંતું તેથી તે બીજ દબાઇ ગયું. ધર્મનું બીજ દબાઇ જતાં અધર્મ જાગ્રત થાય. દીવો ઠરી જતાં અંધારૂં થાય એ કુદરતનો ન્યાય છે. આવી રીતે તમારે માટે બન્યું. અર્થાત્ અધર્મરૂપ વૃક્ષ તારા હૃદયમાં બળવાન થયું. જેનાં મોહ, તૃષ્ણા, ક્રોધ અને અનીતિજન્ય અનેક દુષ્ટકર્મરૂપ ફળો થયાં, જેનું આ પરિણામ આવ્યું અને અધર્મ વૃક્ષ કોઇ કાપી શકયું નહિં. કારણ તમારી ખોટી ભક્તિના આડંબરથી ઉપદેશકો–બ્રાહ્મણો પણ તમો સાચા ભક્ત છો એમ માની છેતરાયા હતા. અને પોકળ ઉઘાડું થયા પછી તો કોઇ તમારી પાસે સત્પુરૂષ કે વિદ્વાન આપ અતિ ક્રૂર હોવાથી આવવાની અને બોધ દેવાનીજ ઇચ્છા કરતા ન હતા, કારણ કે તેઓ આવા ઘાતકી ગુપ્ત રાક્ષસને બોધ લાગેજ નહિ, એમ માનતા હતા. જેથી તે અધર્મ વૃક્ષનું મૂળ ન ઉખડેલ તે અનાયાસે મારી સ્રીના પવિત્ર સદ્બોધથી તમો મારી પાસે આવ્યા એટલે આજે તે વૃક્ષ કપાણું.તેનાં ફળો મોહ તૃષ્ણા વગેરે છુંદાયાં અને લોભરૂપ પથ્થર ઉખેડતાં આ વખતે તમારા હૃદયમાં ધર્મરૂપ વૃક્ષનાં અંકુર બહાર નીકળેલ છે. હવે તે વૃક્ષને આપણા રાજા પાણી પાઇ ઉછેરી મોટું કરશે. જેથી આપનું હૃદય જેમ આજસુધી અધર્મ વૃક્ષથી ઘવાયેલ હતું તેમ હવે ધર્મવૃક્ષથી છવાશે અને તેનાં ફળો તમામ પ્રજા ચાખશે; એવી મને ખાત્રી છે. માટે તમે જાઓ ને રાજાને નમો. તે મૂર્ત્તિમાન દેવ છે. શુરૂં કરવા લાયક છે. આપણા ઇષ્ટદેવ પ્રભુ શ્રીકૃષ્ણ પણ ગીતાજીમાં કહે છે કે ॥ नराणां च नराधिपः ॥ મનુષ્યોમાં રાજા એ મારા અંશરૂપ છે. તો તે રીતે પ્રભુ વાકયને માન આપીને પણ નમો સત્તાની ખાતર નમો, ધર્મની ખાતર નમો અને તમારાં અનેક પાપ ધોવાની ખાતર પણ

નમો. તેને નમવાથી પણ તમારાં પાપ ધોવાશે અને તેને પરિણામે હવે પ્રભુના, રાજાના અને પ્રજાના તમો ખરા ભકત બનશો. તમે જગતને પૂજશો, માનશો ને અમીદૃષ્ટિથી જોશો તો જગત જરૂર તમને પૂજશે. પ્રથમ જગતને તમે ગુરૂ કરશો તો જગત તમને ગુરૂ કરશેજ. અર્થાત્ જગતનો દાસ બને છે તેજ ગુરૂ ( ગૌરવવાન મહાન) ગણાય છે; એ ઇશ્વરી ન્યાય છે. પાંડવોના રાજસૂય યજ્ઞમાં સત્પુરૂષોના ચરણ ધોવાનું કામ શ્રી કૃષ્ણ પ્રભુએ કર્યું હતું. અર્થાત્ સત્પુરૂષોની સર્વ પ્રકારની સેવા કરી હતી સંતોની સેવાથી તેમનું તેજ સેવા કરનારના અંતરમાં એકત્ર થાય છેજ. તે અનેકનું તેજ પોતામાં આવતાં તે મહાન તેજસ્વી બને છે. તેવીજ રીતે જગતની સેવા માટે સમજવું. અર્થાત્ જગત સંતથીજ ભરેલ છે. તેવી આપણી દૃષ્ટિ થવી જોઇએ એક ક્રૂર પાપી મનુષ્ય આપણી પાસે હોય તો પણ તેનાં પાપ જોવા માટે આપણી આંખ અંધજ થવી જોઇએ પરંતુ તેનામાં શું પુન્ય છે તેજ જોવાની આંખ મેળવવી જોઈએ. તમારા તરફ મેં દૃષ્ટિ કરી ત્યારે મેં તમારાં પાપને બદલે અંતરમાં પેશીને મારે જે શોધ કરવી હતી તે કરી અને હૃદયમાં દબાઇ ગયેલ ધર્મનું બીજ જોયુ અને તેમાં જે પથ્થરરૂપ આચરણ હતુ તે દૂર કરવા માટે આટલો પ્રયાસ કર્યો છેવટ તે પથ્થર ઉખેડયો અને મને આનંદ થયો. દુનિયામાં સર્વને દેષ જોનારી આંખ હોય છે પણ ગુરૂ પાસેથી સદ્ગુણ લેવાની પવિત્ર આંખ મેળવીને તે આંખ ફોડી નાખવી.

પ્રભુજ કહેછે– " दिव्यं ददामि ते चक्षुः " મારા દિવ્ય વિરાટ રૂપને જોવાને માટે આ ચર્મચક્ષુ ઉપયોગી નથી; માટે હું તને દિવ્ય ચક્ષુ આપું છું. આમ અર્જુનને કહી તે આંખ આપી ત્યારે તે વિરાટરૂપ જોઇ શકયો ગુરૂરૂપ શ્રીકૃષ્ણે તેને જેમ આંખ આપી તેમજ આપણને આપણા ગુરૂ વિરાટ પ્રભુ ( સર્વ વ્યાપી ) ને જોવાને જયારે આંખ આપે ત્યારે તે અમૃતમય આંખથી આપણે ધર્મ, ન્યાય અને પ્રભુનેજ જોઇ શકીએ છીએ. પાપમાં પણ પ્રભુને અને તેના અંતરમાં કયાંઈ ખૂણેખાચરે ભરાઇ બેઠેલ હોય તે પુન્યનેજ

જોઈ શકીએ છીએ; માટે તમે તેવી આંખ નૃપતિરૂપ ગુરૂ પાસેથી અવશ્ય મેળવી શકશોજ; એ મને ખાત્રી છે માટે જાઓ.ધર્મવ્યાધની આજ્ઞાને માન આપી રજા લઈ નમન કરી પ્રેમનાં આંસું સારતા પ્રધાન બોલ્યા કે- नष्टो मोहः स्मृतिर्लब्धा મોહ નાશ પામ્યો હવે મને સ્મૃતિ ( ભાન ) આવ્યું. એમ ઉચ્ચાર કરતા ચાલ્યા.

ઉપરીચર રાજા ભોજન કરી. વિશ્રાંતિ લેતા એકાંત સ્થળમાં બેઠા છે આ વખતે અનુચાર દૂર છે. સ્ત્રીવર્ગ ભોજનાદિક કર્તવ્યમાં ગુંથાયેલ છે. તેથી રાજા એકલાજ એકાંતવાસમાં છે. પ્રધાનને આવવાની અટકાયત નહતી છતાં દૂરથી. છડીદારને પ્રધાનજી પધારે છે એ ખબર થતાં રાજાશ્રીને ખબર આપી એટલે રાજા ભલે આવે એમ બોલ્યા ત્યાં પ્રધાન ઉપર આવ્યા અને ચોબદાર પ્રધાનજીને નમ્યો અને જે સ્થળે રાજા બિરાજતા હતા તે સ્થળે ( પધારો પ્રભુ આંહી બિરાજે છે ) એમ કહી લઇ ગયો અને પ્રધાનના નમન માટે નજર કરવાની ધ્વનિના રૂપમાં સૂચન કરી એકાંત વાન કરવાની પ્રધાને સૂચના કરેલ હોવાથી ચોપદાર દૂર ચાલ્યો ગયો. હવે રાજા અને પ્રધાન બેજ એ સ્થળમાં છે. રાજાની ભવ્ય મૂર્તિમાં આજે પરમ તેજ જોયું. અર્થાત્ ધર્મવ્યાધરૂપ પ્રથમ ગુરૂને પ્રતાપે તે રાજાના અંગમાંજ પ્રભુનાં દર્શન થયા, હૃદય અત્યંત ભરાઈ ગયું. થરથર કંપવા લાગ્યો, છાતી ધડક ધડક થવા લાગી. આંખમાંથી અશ્રુ અત્યંત વહેવા લાગ્યાં, રાજાની સામુજ જોઈ શકયો નહિ, રૂવાટાં ઉભાં થઈ ગયાં, શ્વાસોચ્છ્વાસ ચાલવા લાગ્યો અને અનહદ ગભરાટ વધતાં રાજાના ચરણુમા પડી ગયો અને એટલાજ. શબ્દો બોલાયા. ઓ પ્રભુ ! મારા દેવમૂર્તિ રાજા ! હું મહાન ઘાતકી. ક્રૂર, પાપી છુ. અને હુંજ કર્મચાંડાળ છું. ચરણુમાં પડતાં અને ગભરાટ વધારે વધતાં પ્રધાન બેભાનજ થઇ ગયો. મોઢું સૂકાવા માડયું. જીભ તાળવે ચોટી નાડીનો વેગ વધ્યો. હૃદયના ધબકારા બહુ વધતા હૃદય ઉછળવા લાગ્યું. અશ્રુપ્રવાહ તો ચાલુજ છે. રાજાજી ચમકયા. બેઠા થયા, આ શું થયું. શા કારણુથી! આમ વિચાર કરતાં ખ્યાલ આવ્યો કે ગઈ કાલની કર્મચાંડાલ

વાત પૂછી હતી તેથી તેને ખરાબ લાગતાં આ માઠી અસર થઇ. " બીજી વાત જે બની તેતો રાજાને ખબર નથી " આમ તર્ક કરી અત્યારે તો તેનો ગભરાટ ઓછો કરવાને રાજા પોતે પંખો કરવા લાગ્યા. મોઢાપર સુગંધી જળ છાટયું અરે ભકતરાજ આ શું કરો છો ! આટલા બધા શા માટે મુઝાઓ છો? તમે શું અપરાધી છો ? તમે કયાં ચાંડાળ છો. તમે તો ભકતરાજ છોને. શા માટે એવી નજીવી વાતમાં ગભરાયા !

બીજી વારે ગભરાટ ઓછો થતાં પ્રધાને આંખ ઉઘાડી. રાજા પોતે તેને પંખો કરે છે તે જોયું, સાવધ થઇ બેઠો થઈ બોલ્યો અરે પ્રભુ ! આપ શ્રમ લ્યો છો ! અને મારા જેવા મૂર્ખને આપ પંખો નાખો છો ! કેટલી દયાળુતા ?

મુજસો કઠોર ગુણુચોર ન હરામખોર,
તુજસીહિ ઓરઢોર ઓરઠોર સુંહી હે !
અપનીસી કીજે મેરે પાપ ચેન દિલ દીજે,
પ્રભુ નિભાહિ લીજે જૈસે જયુંહી તુહી હે.
મેરો મન માન્યો અબ ઠહર્યો ઠિકાની પ્રભુ,
તેરી ગતી તુંહી જાને પણુ મેરીગતી તુંહી હે.

આંસુ લુછતાં બેઠા થઇ પુનઃ ચરણમાં પડી રાજાની આગળ તરવાર મૂકી બે હાથ જોડી છાતીફાટ રોતાં કહેવા માંડયું. ઓ મારા પ્રભુ ! આપ જેવો કોઇ દયાળુ નથી અને મારા જેવો કોઇ દુષ્ટ, હરામખોર, કૃતઘ્ની, નીચ અને ઘાતકી નથી. પ્રભુ મેં અનેક ઘાતકી કામો કર્યા છે. હજારોનાં ઘર લુટયાં છે ગળાં રેસ્યાં છે. અર્થાત્ ખૂન કર્યા છે આપને મેં ભકિતનો ખોટો આડંબર દેખાડી વિશ્વાસે રાખી પ્રજાની પાયમાલી કરી છે. પૈસાના લોભને લીધે મર્યાદા ધન લૂંટવામાં. કે બ્રાહ્મણને લૂંટવામાં મેં પાછુંવાળી જોયું નથી. સગાવહાલામાં પણુ અનીતિ અને ઘાતકીપણું કરવામા મે પૈસાના લોભથી બાકી નથી રાખેલ. આ ટલાં નીચ કામો કર્યા છતાં હજી કાંઇ બાકી રહેતું હશે એટલે છેવટે એક મહાન ભયંકર દુનિયાની પાયમાલી કરવાને માટે

પણ ગઇકાલે મેં મહા પાપી જે વિચાર કરેલ તે કહેતાં તો હે નાથ મારી જીભ પણ ઉપડતી નથી;આમ કહેતાં કહેતાં અતિશય છ.તીફાટ રોવા લાગ્યો. અને રાજાના ચરણમાં પડી જણાવ્યું કે ઓ પ્રભુ ! તે માટે જેમ એક ઘાતકીને રાજા દેહાંતદંડની શિક્ષા કરે છે તેમ મેં તો અનેક ખૂન કરેલ છે. માટે ખરેખર હું એ શિક્ષાને પાત્રછું. માટે આ તરવાર લ્યો અને આજ વખતે મારૂં માથું કાપી નાખો કસાઇને બદલે આપને હાથે મૃત્યુ થતાં મારી સદ્‌ગતિ થશે. માટે નાથ વાર ન લગાડો.

રાજાએ પૂછયું-છેવટ પણ તમે શું ભયંકર વિચાર કરેલ તે ખુલ્લા અંતરથી કહો. ફિકર રાખો મા. જેમ આટલું કહ્યું તેમ તે પણ કહો.

પ્રધાને કહ્યું-એ એવી વાત છે કે જેને આ વખતે યાદ કરૂં છું ત્યાંજ ધ્રૂજારી છૂટે છે. બોલી શકાતુંજ નથી અને જીભ ઉપડતી નથી.

તો પણ કહો મારે જાણવું છે. રાજાએ બહુ દુરાગ્રહ કર્યો.

ત્યારે પ્રધાન ગભરાતે હૃદયે અને મુખે બોલ્યો કે પ્રભુ ? આપ જેવા પવિત્ર ધર્માત્મા અને મહાન પુરૂષનો ઘાત.

શું મારો ઘાત કરવા ? ? હા........અને એ વિચારને લીધે ચાંડાળથી પણ નીચ બનેલ છું. માટે કૃપાનાથ હવે ઝટ તરવારથી મારા કટકા કરો. વાર ન લગાડો. મને બહુજ ત્રાસ થાય છે. બહુ ગભરાયો છું.

આપશ્રીના મહાન પણ્ય આડા આવ્યાં જેથી માસ રાધનારી એક ચાંડાળણીએ આવી મારી પાપી અને ઘાતકી બુદ્ધિ ફેરવી નાખી.

રાજા બોલ્યો-એ શું ? એક ચાંડાળણી અને તેમાં વળી માંસ રાંધનારી જેણે તમારી ઘાતકી બુદ્ધિ ફેરવી પવિત્ર કરી ! જે પોતેજ માંસ રાધે છે (અપવિત્ર છે) તે તમને કઇ રીતે પવિત્ર કરી શકી ! એજ અજાયબી થઇ. એજ મારી ગુરૂ બની અને એનો પતિ તો મોટો ધર્માત્મા છે. તે આ ગામમાં ધર્મવ્યાધ નામે

ઓળખાય છે મોટા સત્પુરૂષો અને મહાત્માઓ પણ તે ચાંડાળના પવિત્ર કૃત્યને માન આપે છે હું તેને ઘેર જઇ આવ્યો. તેણે તેની આખી જ્ઞાતિને તારી ને ધર્મને રસ્તે દોરી છે. વણકરનું કામ કરાવે છે અને દ્રવ્યથી પણ આખી નાતને તેણે સુખી કરી છે. અને ચાર વાગે ઉઠી નાહીધોઇ શ્રી કૃષ્ણની શુદ્ધભાવથી ભક્તિ કરે છે. ચાંડાળ છતાં મદ્ય કે માંસનો તેના ઘરમાં કોઈપણ ઉપયોગ કરતું નથી. એટલુંજ નહિ પણ આખી નાત કારીગર તરીકે રાખી સર્વને તેવાજ બનાવી ધર્મ અને ભક્તિપરાયણ બનાવી દીધેલ છે. એ ચાંડાળ છતાં મહાન ધર્માત્મા સાચો ભક્ત છે અને હું આવા દુષ્ટ આચાર અને વિચારથી ખરી રીતે ચાંડાળ છું. એ મને ખાત્રી થઇ અને તેથીજ એમ થયુ કે અપવિત્ર જીવનનો સંહાર થાય તો સારૂં.

તે ચાંડાળે મારી આંખ ઉઘાડી મારા પાપનું મને ભાન કરાવ્યુ મારા હૃદયમાં પવિત્ર છાપ પાડી. ત્યારેજ મને સમજણ પડી.કે હું દુષ્ટ પાપી અને ઘાતકી છતાં ઉપરથી દુનિયાને છેતરવા ખોટો ભક્ત બનેલ છું અને સોને ઠગી પાયમાલ કરૂં છું.

આવી રીતે એક લોભને વશ થઈ મેં જેનું વર્ણન કરતાં પણ કંપારી છૂટે એવાં જે ઘાતકી કામ કરેલછે તેનો વિચાર કરતાં પણ હવે ધ્રૂજારી છૂટે છે અને છેવટના મહાન પાપી વિચારે તો હદ વાળી દીધી માટે નાથ હવે અન્ય કોઇ અપરાધી જેમ રાજદંડને લાયક હોય છે તેવી રીતેજ હું પણ મારા કૃત્યથી રાજદંડ(શિક્ષા)ને પાત્ર બનેલ છું. અર્થાત્ દેશદ્રોહી, કુટુંબદ્રોહી અને છેવટ રાજદ્રોહી બન્યો છું. માટે મારો ઘાતજ કરો. મારે માટે એથી હલકી શિક્ષા છેજ નહિ. એમ રાજશાસનના ધારાઓથી સંપૂર્ણ હું જાણુ છું. પવિત્ર રાજાએ પણ ન્યાયની ખાતર તેમ કરવું જોઇએ. માટે આપશ્રી મારો ઘાતજ કરો; આમ કહી માથુ ઝુકાવ્યુ. તરવાર તો પ્રથમથીજ ચરણમા મૂકી હતી

પુનઃ છેલ્લા શબ્દોમાં જણાવ્યું કે રાજાના ખૂનની કોશિષ કરવી; એ સાધારણ અપરાધ નથી આજ સુધીના જે અપરાધો પ્રત્યક્ષ ખૂન કરીને મેં કર્યા છે તે સર્વ કરતાં પણ આ અપરાધ મહાન

વધે છે. જેથી તે વૃક્ષને કાપી નાંખવાં અને આવાં સુગંધી પુષ્પનાં વૃક્ષો અને ઉત્તમ સ્વાદ દેનાર આંબા વગેરેનાં વૃક્ષો વધે તેમ કોશીષ કરજો; એ છેવટ કહેવાનું છે.

પ્રધાનજી. રાજાશ્રીનું વચન માથે ચડાવી નમન કરી પોતાને ઘેર આવ્યા અને તે પછી સંપૂર્ણ ધર્મ પરાયણ અને ભક્તિ પરાયણ બન્યા. પોતાના કુટુંબીઓ સાથે વેર રાખતા હતા તે મટાડયું અને સંપ રાખવા લાગ્યા અને એ વેર કરવામાં પોતાનીજ ભૂલ ( લોભ વૃત્તિ ) હતી તે પોતાથી સમજાયું અને પછી ધર્મવ્યાધના દષ્ટાંત-પરથી જ્ઞાતિ ઉદ્ધારનો પ્રથમ પોતે વિચાર કર્યો. અને સર્વે જ્ઞાતિબંધુઓને જુદેજુદે ક્રમે ( રસ્તે ) ચઢાવ્યા તેથી આખી જ્ઞાતિમા સારી છાપ પડી. પછી દેશ અને પ્રજાના કામ તરફ લક્ષ રાખી તે તમામ પોતાની બુદ્ધિથી નવી નવી શોધ કરી પ્રજાને ઉપયોગી સાધનો કરી આપ્યાં અને તેને પરિણામે પ્રજાને ઉપયોગી બનાવી સુખી કરી આમ અનેક રીતે પોતે સેવા કરવા ઉપરાંત પ્રભુભક્તિપરાયણ રહી, સર્વને ભક્તિ તરફ દોરી, સન્માર્ગ પ્રવર્તક બની, દેશને આબાદ કર્યો. પ્રજા સુખી થવાથી આશીર્વાદ આપવા લાગી રાજા પણ તેથી ખુશી થયા હમેશા રાજાની આજ્ઞા માનવા લાગ્યા અને તે કહે તે પ્રમાણે જનસેવા વગેરે કરવા લાગ્યા મહાત્માઓ, બ્રાહ્મણો સત્પુરૂષો વગેરે પાસે રાજા અને પોતે મળી હમેશાં જ્ઞાન ઉપદેશ લેવા લાગ્યા જેને પરિણામે પ્રજાનો આશીર્વાદ મેળવી આ લોક સુધાર્યો અને છેવટ પ્રભુની ભક્તિને પ્રતાપે ઉત્તમ ધામના અધિકારી થયા.

તો તમોને હે ધર્મરાજા ! જણાવવાનું કે રાજાએ જે પોતાનો કારભારી રાખવો હોય. તે સારોજ રાખવો જોઇએ, દંભી અને ઢોગી, લાલચુ, લોભી ને ઘાતકી હોયતો તે આપણું અને રૈયતનું બગાડે અને પોતે ખુવાર થાય ને બીજાને ખુવાર કરે માટે રૈયતના સુખને માટે જોઇ વિચારી પવિત્ર પ્રધાન રાખવો એ આ વ્યાખ્યાનમાંથી સમજવાનું છે.

## ભિમપલાસી કે ધનાશ્રી.

તાલ ચલતિ.

આંખો પરે અંધારી ' પૂરી છવાઇ.
સત્તાતણા ગુમ બુદ્ધિ એ ઉંધી સૂઝે,
પીડો તમે મારો મરે રૈયત રિબાઇ રે. આંખો.

સાખી આ રાંકડી રૈયત કદી સોંપી તમોને ઇશ્વરે,
એને પ્રીતિથી પાળવી કે મારવી એને અરે ? ?

લાખો જીગરમાંના નિસાસા કોક દિન બુરૂ કરે
માટે દયાની દ્રષ્ટિથી પાળો પ્રજાને આદરે.
સંતોષ જ્યાં પ્રજામાં આબાદી ત્યાં સવાઇ,
જ્યાં ધર્મરાજ ચાલે ત્યાં રામની દુવાઇ. પીડો. આંખો.

કવિ સુખશંકર હરિનંદ કૃત.

ચાંડાળની વાર્તા સમાપ્ત.[1]

**પ્રથમ ભાગ સંપર્ણ.**

---

૧ આ વાર્તા ૧૯૫૮ ના આત્મપ્રકાશ નામના માસીકમા આ પુસ્તક ના લેખકે પ્રસિદ્ધ કરેલ છે.